# રાજસ્થાનોની સમસ્યા

૧. બટલર કમીટીનો અહેવાલ

૨. રાજાઓના ધારાશાસ્ત્રીઓનો અભિપ્રાય

૩. રાજસ્થાની પ્રજાનું વિજ્ઞાપન

૪. નેહરુ સમિતિનું નિવેદન

સંપાદક. અમૃતલાલ દલપતભાઈ શેઠ

# રાજસ્થાનોની સમસ્યા

૧. બટલર કમીટીનો અહેવાલ

૨. રાજાઓના ધારાશાસ્ત્રીઓના અભિપ્રાય

૩. રાજસ્થાની પ્રજાનું વિજ્ઞાપન

૪. નેહરૂ સમિતિનું નિવેદન

સંપાદક : અમૃતલાલ દલપતભાઈ શેઠ

મુદ્રક અને પ્રકાશક
અમૃતલાલ દલપતભાઈ શેઠ
સૌરાષ્ટ્ર મુદ્રણાલય : રાણપુર

નકલ એક હજાર

મૂલ્ય રૂ. ૧–૮–૦
પાકું પૂંઠું રૂ. ૨–૦–૦
ટપાલખર્ચ ૦–૨–૬

# અનુક્રમ

## સાત કરોડનો આર્તનાદ

રાજસ્થાનોની મૂંગી સાત કરોડ પ્રજાના અંતરની વાત સમજવી હોય તો, સર્વ રાજસ્થાન પ્રજા પરિષદ તરફથી અંગ્રેજીમાં પ્રગટ થયેલું સાહિત્ય અવશ્ય વાંચો.

પત્રવ્યવહારનું સરનામું:
મંત્રી, સર્વરાજસ્થાન પ્રજા-
પરિષદ, અશોક બીલ્ડીંગ,
પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ ૨.

# પ્રવેશક

બટલર કમીટીના અહેવાલનું ગુજરાતી ભાષાંતર આ સાથે પ્રસિદ્ધ થાય છે. તે સાથે તેને લગતો આગલો પાછલો ઇતિહાસ, ને કમીટીના ઉદ્દેશો અને તે ઉપર બંધાયેલ મનોરથો એ બધું અપાયું હોય અને એ સાથે અહેવાલની બારીક સમીક્ષા થઇ હોય, તો વાંચનારને આ પુસ્તક ઉપયોગી થઈ પડે એમ સમજી આ પ્રવેશક લખાયો છે. અને તેમ કરવામા કોઇ એક વિચાર–પક્ષના સમર્થનનો ઉદ્દેશ નહિ રાખતાં, એક પ્રામાણિક ઇતિહાસ અને નિષ્પક્ષ અવલોકન વાંચનાર સન્મુખ ધરવાની બુદ્ધિ રાખવામાં આવી છે. વાંચનાર પણ એ જ રીતે વાંચે એવી આશા રાખવામાં આવે છે.

## જૂનો ઇતિહાસ

બટલર કમીટી નીમાઇ તે પ્રસંગના ઈતિહાસને એ કમીટી નીમાવવાના વિચારના જૂના ઇતિહાસ સાથે સારી નિસ્બત છે, એટલે એ પણ થોડો સમજી લેવો ઘટે છે. મહાન યુદ્ધના સમયે લોર્ડ હાર્ડીંજે જ્યારે દિલ્હીમાં રાજાઓની અને પ્રજાજનોની પરિષદ બોલાવી ત્યારે, એક તો સામ્રાજ્ય રાજાઓ પાસે મદદ માગે તેવો આ પહેલો પ્રસંગ હતો, તેમ વાઇસરોય રાજાઓને પરિષદમાં નોતરે તે પણ પહેલો પ્રસંગ હતો, અને બીજું રાજાઓને 'સહાયકો અને સહકારીઓ' તરીકે સંબોધન કરવાનો પણ એ પહેલો પ્રસંગ હતો. એની સાથે લોર્ડ હાર્ડીંજની પોતાની ભલમનસાઇ અને મીઠાશનું જાદુ હતું. અને એ સર્વની સાથે બીજા બે વિચારો હતા: 'આપણે મદદ ન આપીએ તો યે કાંઇ એ લોકો મદદ લીધા વિના છોડવાના છે?' એ એક વિચાર. 'ન આપીએ અને આંખમાં આવીએ એના કરતાં આપવાની જાહેરાતો કરીને કાં

એને ખુશ ન કરીએ?' એ બીજો વિચાર. આવાં અનેક પ્રકારનાં મંથનો, રાજાઓ તરફના સ્વયંભૂ જેવા જણાતા ઉત્સાહના સાગરના કારણ રૂપ હતાં. એ બધાંને પરિણામે રાજા મહારાજાઓએ ખૂબ મદદ આપી. પૈસા અને માણસો, જેટલું આપી શકાયું તેટલું તેણે આપ્યું. કેટલાક લડાઇમાં પણ ગયા. અને હિન્દી સરકાર તેમ જ બ્રિટનના સત્તાવાળાઓને એટલું કબૂલ કરવું પડયું—અને તે કબૂલત તો હજી પણ, અને આ અહેવાલમા પણ ચાલુ છે-કે રાજા મહારાજાઓની સેવા અમૂલ્ય છે. વળી, તે સમય સામ્રાજ્યને માટે દુઃખનો-વિપત્તિનો હતો. દુઃખ અને વિપત્તિમાં તો રાજા અને નોકર પણ એક ભાઇ સરખા હળીમળીને રહે છે. એટલે એ વખતમાં તેમણે રાજા મહારાજાઓને મિત્રો—ભાઇઓ—સહાયકો વગેરે વગેરે કંઈ વિશેષણોથી નવાજ્યા. અને તે પ્રસંગ પૂરતો તે ભાવ સાચો પણ હોવો જોઇએ. પછી તો લડાઇ પૂરી થઇ. રાજા મહારાજાઓનાં મનમાં પેલા 'મિત્રો, ભાઇઓ' વગેરે શબ્દો ગણગણતા હતા. તેમને લડાઇના સમય દરમ્યાન અનેક પ્રકારની છૂટો મળી હતી. તેમનાં માન—અકરામ ખૂબ વધી પડયાં હતાં

## રાજપ્રકરણી ખાતું

પરંતુ રાજપ્રકરણી ખાતું તો એનું એ રહ્યું હતું. હિન્દુસ્તાનનું રાજપ્રકરણી ખાતું એ બ્રિટનના સામ્રાજ્યવાદની હિન્દુસ્તાનમાં સ્થપાયેલી શાખા છે. એનામાં સામ્રાજ્યવાદીઓની બધી મુસદ્દાગીરી, બધી સ્વાર્થ-વૃત્તિ, બધી સત્તાપ્રિયતા અને પછી કરકાઇ રહ્યાં છે. પ્રસંગોચિત મીઠાશના વાધા તે ધારણ કરે છે. પણ સામ્રાજ્યવાદી લક્ષણો તે કોઈ આજકાલની નવી ઉત્પત્તિ નથી તેમ તે હિન્દુસ્તાનમાં દેખાતી કોઈ વિશિષ્ટ ચમત્કૃતિ નથી. એ તો એક એવું વટવૃક્ષ છે કે જેનું આયુષ્ય સૈકાઓનું છે, જેની વડવાઇઓનું એક જૂથ ઇંગ્લાંડમાં, તો બીજું ઈજીપ્તમાં, ત્રીજું ઈરાનમાં, તો ચોથું હિન્દુસ્તાનમાં પથરાયું છે. અથવા તો યુરોપ, આફ્રિકા અને એશિયા સર્વત્ર એની વડવાઇઓ વિસ્તરી રહી છે. તે રાજપ્રકરણી ખાતાએ પહેરેલો મીઠાશ અને ભલમનસાઇનો વાઘો, વિપત્તિકાળ પૂરો થતાંની સાથે જ, તેણે ઉતારી દીધો અને તેનો હમેશનો લશ્કરી પોશાક તેણે પાછો પહેરી લીધો.

## રાજાઓની ભ્રમણાઓ

રાજા મહારાજાઓની ભ્રમણાઓ તેને અસહ્ય લાગી જ હતી,

પરંતુ જ્યાં સુધી તેની પોતાની સાથે તેને નિસ્બત નહોતી ત્યાં સુધી એટલે કે પ્રજાજનો ઉપર ગમે તેવાં આક્રમણો થતાં હતાં ત્યાં સુધી તે ચૂપ હતું. પરંતુ 'રાજપ્રકરણી ખાતું બહુ ઉદ્ધત છે, તે અમારા ઉપર વૃથા સત્તા ભોગવે છે, અમે તો મિત્રો છીએ' વગેરે સ્વરૂપે રાજાઓની એ ભ્રમણાઓ રાજપ્રકરણી ખાતાને સ્પર્શવા લાગી, ત્યારે પોતાનું યમ-સ્વરૂપ તેણે દેખાડયું; અને છેલ્લે છેલ્લે લોર્ડ રીડીંગે લખેલા નીઝામ ઉપરના પત્રમાં 'મિત્ર અને ભાઇબંધો'ના આખા વાદને તેણે નિર્દયતાપૂર્વક જમીનદોસ્ત કર્યો. તેણે જાણે એમ ખુલ્લી વાણીમાં કહ્યું કે 'અમે માલીક; તમે માંડલિકો; અમે સર્વોપરિ; તમે તાબેદારો." રાજાઓ આ વસ્તુને પૂરી સમજી ન શકયા. તેમને હજી પણ મોહ હતો. હજી પણ તેમની યુદ્ધ-સેવાઓની થયેલી સ્તુતિઓ તેમના કાન ઉપર ગાજતી હતી. એટલે નરેન્દ્રમંડળની બેઠકોમાં, તેની સ્થાયી કમીટીઓમાં, અને અન્યત્ર તેમણે પોતાની ફરિયાદ ચાલુ જ રાખી.

## વર્તમાન ઇતિહાસ

બટલર કમીટીના ફકરા બીજામાં આ કમીટી કેવા સંજોગોમાં નીમાઇ એનો ઉલ્લેખ છે. અને એમાં તો એ કમીટી માટે રાજાઓએ વિનતિ કરી હતી એમ જણાવવામાં આવ્યું છે. એ વિનતિ કયાં અને કેવા સંજોગોમાં થઇ તે પણ બતાવવામાં આવ્યું છે. પણ અમને લાગે છે કે તે અધૂરો ઇતિહાસ છે. અથવા તો એ સાચો આંતરિક ઈતિહાસ નથી એમ પણ કહી શકાય. રાજાઓએ વિનતિ કરી એ તદ્દન સાચું. અને એ વિનતિ પછી આ કમીટી નીમાઈ તે પણ એટલું જ સાચું. એની જાહેરાતમાં એ પ્રકારનો ભાવ હતો એ પણ સાવ સાચું. અને રાજાઓની વિનતિ ઉપરથી એ નીમાઇ એમ રાજાઓએ માન્યું એ વાત પણ બરાબર. પણ તે ઉપરાંતના સંજોગો પણ હતા. કમીટીની નીમણુંક પહેલાં એટલે કે ૧૯૨૭ના નવેંબરમાં બ્રિટિશ હિન્દના રાજકીય સુધારા સબંધમાં શહેનશાહે સાયમન કમીશનની નિમણુંક જાહેર કરી દીધી હતી, અને વાતાવરણમાં સર્વત્ર એ તત્ત્વો ઉછળતાં હતાં કે હિન્દુસ્તાનની સમગ્ર રાજકીય પુનર્રચના કર્યા વિના આરોવારો નથી. એમાં રાજસ્થાનોનું શું ? સાયમન કમીશનના પ્રદેશમાં તો એ નહોતું. પણ એ કમીશન અહેવાલ રજૂ કરે અને તે ઉપર પાર્લામેન્ટ પગલાં લ્યે ત્યારે પાર્લામેન્ટ પાસે રાજસ્થાનોનું સાહિત્ય તો હોવું જ જોઈએ. એ સિવાય પાર્લામેન્ટ આખી પુનર્રચના શી રીતે મંજૂર કરી શકે ? એટલે એ સાયમન કમીશનનો અહેવાલ રજૂ થાય તે સાથે જ

અથવા તેથી સહેજ વહેલા મોડા પણ બન્ને વસ્તુઓનો વિચાર પાર્લામેન્ટમાં એક સાથે થઈ શકે તેવી રીતે ગોઠવણ કરવી એ સામ્રાજ્ય માટે આવશ્યક હતું. અમે એમ કહેવા માગીએ છીએ કે, રાજાઓએ માગણી ન કરી હોત તો યે, સામ્રાજ્યના પોતાના હેતુઓ માટે, બટલર કમીટી જેવી કોઇ પણ એક કમીટી નીમ્યા સિવાય છૂટકો જ નહોતો. પણ ઉદ્દેશ બતાવ્યા સિવાય જ, 'તમે માગ્યું હતું અને આપ્યું છે,' એમ કહી શકાય તેવી રીતે બટલર કમીટીની જાહેરાત સને ૧૯૨૭ના ડીસેંબરમાં વાઇસરોયે રાજકોટ મુકામે કરી. પોતાની મેળે કમીટી નીમે અને રાજાઓનું કાંઇ ન વળે એ સ્થિતિ કરતાં, તેઓના માગ્યા પ્રમાણે કમીટી નીમાય અને એમનું કાંઈ ન વળે એ સ્થિતિ, એમની દૃષ્ટિએ વધારે સારી જણાઈ હશે; એટલે બટલર કમીટી એ રાજાઓની ઈચ્છાનું ફળ છે એમ આ અહેવાલના ફકરા બીજામાં બહુ સ્પષ્ટાક્ષરમાં કહેવામાં આવ્યું છે. વસ્તુતઃ સામ્રાજ્યની આખી બાજીની એ માત્ર એક ચાલ છે. રાજાઓ એમાં આવી ગયા.

## કમીટીનો કાર્યપ્રદેશ

અહેવાલના પહેલા ફકરામાં કમીટીનો કાર્યપ્રદેશ સમજાવવામાં આવ્યો છે. રાજકોટ મુકામે આ કાર્યપ્રદેશ વાઈસરોયે જાહેર કર્યો. તેના ઉત્તરમાં પતીયાળાના ના. મહારાજાએ વાઇસરોયને નીચે પ્રમાણે તાર કર્યો હતો : 'રાજકોટ મુકામે આપ નામદારે કરેલી કમીટીની જાહેરાત માટે, આપ નામદારનો, અને આપ નામદાર દ્વારા શહેનશાહી સરકારનો આભાર. **સીમલામાં જે દરખાસ્ત રજૂ કરવામાં આવી હતી તેનો સ્વીકાર થશે તો બધા રાજાઓ બહુ આભારી થશે.'**

એ તારનો અર્થ એ છે કે કમીટીની જાહેરાતમાં રાજાઓની માગણી પૂરી સ્વીકારવામાં નહોતી આવી. એટલે કે સીમલા મુકામે રાજાઓએ જે માગણી કરી હતી તેનો સમાવેશ આ જાહેરાતમાં નહોતો. સીમલાની માગણી શું હતી ? એ જાહેર નથી થયું. પણ આ જાહેરાતમાં કમીટીને સોંપાયેલ પ્રદેશમાં નીચે પ્રમાણેની વાતોનો સમાવેશ થાય કે કેમ એ પ્રશ્ન તેમના મનમાં ઉભો થયો હોવો જોઈએ. (૧) લોર્ડ રીડીંગે નીઝામ ઉપર લખેલ પત્રમાં જાહેર કરેલ નીતિ બરાબર હતી કે કેમ એ નિર્ણય કમીટી કરી શકે કે કેમ ? એટલે કે રાજાઓ સ્વતંત્ર રાજ્યો ધરાવે છે, તેઓ મિત્રો અને ભાઇબંધો છે,

તેમના વહીવટમાં દરમ્યાનગીરી થઈ ન શકે, વગેરે રાજાઓની માન્યતાઓ લોર્ડ રીડીંગના પત્રથી જમીનદોસ્ત થતી હતી, તે સંબંધમાં રાજાઓની દલીલ સાંભળી લોર્ડ રીડીંગના પગલા ઉપર આ કમીટી ફેંસલો લખી શકે કે કેમ ? (૨) તેમ જ ભવિષ્યમાં રાજાઓ સાથેના વહેવાર કેવા હોવા જોઇએ, એ સંબંધમાં કમીટી ભલામણ કરી શકે કે કેમ ? આ પ્રશ્નો સંબંધની ચોખવટ જાહેર થયેલા કાર્યપ્રદેશમાં નહોતી. તે વસ્તુ વધારે સ્પષ્ટ કરનારી જાહેરાતની માગણી રાજાઓની હોવી જોઇએ. પણ પતીયાળાની આ માગણીનો વાઇસરોય તરફથી અસ્વીકાર થયો. અને કાર્યપ્રદેશમાં કશો વિસ્તાર કે ફેરફાર થયા સિવાય જ બટલર કમીટીએ પોતાનું કામ શરૂ કર્યું.

## રાજાઓની મનોદશા

આમ રાજાઓને જે બરાબર જોઈતું હતું તે આ જાહેરાતમાંથી નહોતું નીકળતું. તેમ જ કમીટી ઉપર રાજાઓનું પ્રતિનિધિત્વ નહોતું. એમ બન્ને દૃષ્ટિએ કમીટી તદ્દન અસંતોષકારક હતી. એ પ્રકારનો અસંતોષભાવ રાજાઓમાં નહોતો એમ કહેવું તે બરાબર નથી. એ અસંતોષ ઉભો થયેલો. પરંતુ અસહકાર, સત્યાગ્રહ કે એવા વિચારો અથવા એવાં કાર્યો તે રાજાઓની કર્તવ્યમર્યાદાની બહાર ગણાય. એટલે એમને તો મનમાં જ સમજવાનું રહ્યું અને બની શકે તેટલો પુરૂષાર્થ કરી પોતાની સ્થિતિ સ્પષ્ટ કરવાની જ વાત રહી. એટલે પોતાની સ્થિતિનો બરાબર અભ્યાસ કરી, તેને સારામાં સારી રીતે કમીટી પાસે મૂકે, પોતાના દાવાઓ બરાબર લડે, અને જેમનું કમીટી પાસે પણ વજન પડે અથવા તો જેમની ઇંગ્લાંડમાની લાગવગ રાજાઓને કામમાં આવે, તેવા ધારાશાસ્ત્રીઓને પોતાના કામ માટે રોકવા એમ રાજાઓને સૂઝયું. એને પરિણામે ઇંગ્લંડના સારામાં સારા ધારાશાસ્ત્રીઓને તેમણે રોકયા. તેમની એવી જબરદસ્ત ફીઓ રાજાઓએ આપી કે જેવી ફીઓ જગતના કોઇ ધારાશાસ્ત્રીએ આજ સુધી કદિ પણ નથી મેળવી.

## ધારાશાસ્ત્રીઓનો અભિપ્રાય

એ પ્રમાણે પ્રથમ રોકેલા ત્રણ ધારાશાસ્ત્રીઓએ (સર લેસ્લી સ્કોટ, ડબલ્યુ. એ. ગ્રીન, અને ડી. બી. સોમરવીલ) રાજાઓની સ્થિતિનો અભ્યાસ કર્યો. અને તે ઉપર પોતાનો અભિપ્રાય પ્રશ્નોત્તરીના રૂપમાં નીચે પ્રમાણે આપ્યો:

"પ્રશ્ન : દેશી રાજ્યોના સંબંધમાં હિન્દી સરકારનો શું દરજ્જો છે?

ઉત્તર : અમારો એવો અભિપ્રાય છે કે તાજ તરફનો વહીવટ કરવો, દેશી રાજ્યો તરફની તાજની જવાબદારી અદા કરવી, દેશી રાજ્યોની તાજ તરફની જવાબદારી સંભાળવી, અને એ બધાંને લગતા ઉભા થતા પ્રશ્નોનો નિકાલ કરવો, એ કામો માટે હિન્દી સરકાર એ તાજની પ્રતિનિધિ છે. આ કાયદેસરની સ્થિતિ હવે સને ૧૯૧૯ના ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ એકટની રૂએ ચલાવવામાં આવે છે.

## વહીવટ દ્વારા હક્કો પ્રાપ્ત થઈ શકે છે

પ્રશ્ન : સુલેહનામાથી વિરૂદ્ધ અગર સુલેહનામાંથી નિરાળા, વહીવટને (usage) આધારે, કોઈ હક્કો હિન્દી સરકાર પ્રાપ્ત કરી શકે છે?

ઉત્તર : તાજ અને દેશી રાજ્યો વચ્ચેના વહેવારમાં, વહીવટની રૂએ હક્કો પ્રાપ્ત થઇ શકે છે એ સ્પષ્ટ છે. અને એવા અમુક હક્ક પ્રાપ્ત થયા પણ છે એમ અમને કહેવામા આવ્યું છે. એથી આ વસ્તુ વિશેષ સ્પષ્ટ થાય છે. કોઇ બે રાજ્યો અગર બે વ્યક્તિ પક્ષકારો પોતાની અરસ-પરસની વર્તણુંક એવી ચલાવે કે જેથી બે વચ્ચે અમુક કરાર થયા છે એમ માની શકાય અને એક બીજાની સામે અગર તરફમાં એ હક્ક ઉત્પન્ન થયા છે એમ કહી શકાય. આપણે વિચારી રહ્યા છીએ તે કિસ્સામાં વર્તણુંકથી પ્રાપ્ત થયેલા હક્કો સુલેહનામાંથી નક્કી થયેલા કહી શકાય. સને ૧૮૭૯ના એકટ ૨૨ નામે ઇન્ડીઅન ફોરેન જ્યુરીસડીક્ષન એકટ અને સને ૧૮૯૦ના ફોરેન જ્યુરીસડીક્ષન એકટમાં આ સ્થિતિ સ્વીકારવામાં આવી છે. વર્તણુંકથી ઉત્પન્ન થતા તાજના આ હક્ક સામે અત્યારે વાંધો ઉઠાવવો એ નિરર્થક છે એટલું જ નહિ પણ એ હક્ક સાચો છે એમ અમારૂં માનવું છે.

## તાજ બધી રીતે સર્વોપરિ સત્તા

પ્રશ્ન : તાજ અગર હિન્દી સરકાર, કયા અર્થમાં દેશી રાજ્યો ઉપરની સર્વોપરિ સત્તા છે? સુલેહનામાંથી અગર વહીવટથી પ્રાપ્ત થયા હોય તે ઉપરાંત, સર્વોપરિ સત્તા તરીકે, દેશી રાજ્યોના આંતર્વહીવટમાં દરમ્યાનગીરી કરવાનો હક્ક સર્વોપરિ સત્તાને છે?

ઉત્તર : 'સર્વોપરિ સત્તા' એ શબ્દો સામાન્ય ઉપયોગમાં વપરાય છે અને હિન્દુસ્તાનની બ્રિટિશ સરકારનું વર્ણન કરવા માટે એ શબ્દો

વપરાય છે. દેશી રાજ્યોએ પોતાની બધી બાહ્ય સત્તા તેને સુપ્રત કરી દીધી છે તે હકીકતથી આ શબ્દોનું ઘટિતપણું સિદ્ધ થાય છે. સુલેહનામાંમાં સીધી રીતે સમાવેશ થયો ન હોય તેવા હક્કો આ સ્થિતિમાંથી ઉત્પન્ન થયા છે. દાખલા તરીકે દેશી રાજ્યોના પ્રદેશમાંથી લશ્કર લાવવા લઇ જવાનો હક્ક, અગર દેશી રાજ્યની સરહદ ઉપર હુમલો થાય અગર સરહદમાં બળવો થાય ત્યારે વચમાં પડવાનો હક્ક, રાજ્યમાં બેહદ અવ્યવસ્થા હોય ત્યારે વચમાં પડવાનો હક્ક : એ આ સ્થિતિનો વધારે પૂરાવો આપે છે.

## આંતરરાષ્ટ્રીય કાયદા લાગુ નથી

**પ્રશ્ન** : પોતાના અને હિન્દી સરકારના વહેવારમાં આંતરરાષ્ટ્રીય કાયદો પોતાને લાગુ પાડી શકાય, એટલા દરજ્જાના સ્વતંત્ર સત્તાધીશો દેશી રાજ્યોને ગણી શકાય ?

**ઉત્તર** : દેશી રાજ્યોનો તાજ સાથેનો સંબંધ અદ્વિતીય છે; એથી એટલું સ્પષ્ટ છે કે તદ્દન જ સ્વતંત્ર રાજ્યો વચ્ચેના સંબંધો ચાલતા આવેલા ધોરણ અને વહીવટને આધારે બંધાયેલ જે આંતરરાષ્ટ્રીય કાનુનોથી ચાલે છે, તે કાનુનો દેશી રાજ્યો અને હિન્દી સરકાર વચ્ચેના સંબંધને સમગ્ર રીતે લાગુ પાડી ન શકાય. આંતરકારોબાર સિવાયના વહિવટમાં તાજની સર્વોપરિ સત્તા બિનતકરારે સ્વીકારવામાં આવે છે; તેથી તદ્દન સ્વતંત્ર રાજ્યો વચ્ચે ચાલતો વહેવાર હિન્દી સરકાર અને દેશી રાજ્યો વચ્ચે ચાલવો જોઇએ એ વાત ટકી શકતી નથી. પરંતુ એટલું ખરું કે ઉપર જણાવવામાં આવી છે તે મર્યાદા સાથે, આંતરરાષ્ટ્રીય કાયદા અત્રે ઉભા થતા કેટલાક પ્રશ્નો ઉપર અવશ્ય અજવાળું પાડી શકે. મણીપુર સંબંધે સરકારે બહાર પાડેલા ઢંઢેરામાં આ પ્રશ્ન પ્રથમ ઉપસ્થિત થયેલો. તેમાં જણાવવામાં આવેલું કે "એક તરફથી શહેનશાહબાનુના પ્રતિનિધિ તરીકેની હિન્દી સરકાર અને બીજી બાજુ શહેનશાહબાનુની સર્વોપરિ સત્તા નીચેનાં દેશી રાજ્યો, એ બન્ને વચ્ચેના સંબંધોમાં આંતરરાષ્ટ્રીય કાનુનો લાગુ નથી." એટલું તો સ્પષ્ટ છે કે દેશી રાજ્યો તાજને વફાદાર રહેવાની જવાબદારી ધરાવે છે...બે સ્વતંત્ર રાજ્યો વચ્ચે આવી જવાબદારી હોતી નથી. બ્રિટિશ સરકારે એમ ઠરાવ્યું કે મણીપુર રાજ્યે પોતાની આ જવાબદારી તોડી છે: અને પરિણામે મણીપુરના એ કૃત્યને બળવા તરીકે ગણ્યું-કોઇ સ્વતંત્ર રાજ્ય દુશ્મનાવટનું પગલું ભરે તેમ નહિ. જો મણીપુરને સ્વતંત્ર રાજ્ય

અણી, તેના પગલાને દુશ્મનાવટનું પગલું માન્યું હોત, તો, આંતરરાષ્ટ્રીય કાયદાને આધારે, તેણે લડાઇ જાહેર કરવી પડી હોત, અને 'સુલેહ'ના નિયમોને આધારે સુલેહ કરવાની રહેત. વસ્તુતઃ તેણે મણીપુરના કૃત્યને બિનવફાદારીનું અગર બળવાનું કૃત્ય ગણ્યું. અને અમે માનીએ છીએ કે હિન્દી સરકારે તે બરાબર કર્યું હતું. આંતરરાષ્ટ્રીય કાનુનો જે અર્થમાં વપરાય છે તે અર્થમાં બિનવફાદારીનાં કૃત્યોના સંબંધમાં આંતરરાષ્ટ્રીય કાનુનોનો ઉપયોગ થઇ શકતો નથી.

## દેશી રાજ્યોના હક્ક શા ?

**પ્રશ્ન** : દેશી રાજ્યો અને હિન્દી સરકાર એ બે વચ્ચેનાં સુલેહ-નામાંમાંથી ઉત્પન્ન થતા ઝગડાનો નિકાલ અત્યારે હિન્દી સરકાર કરે છે. તેના પર હિન્દી વજીર પાસે અપીલ લઈ જઇ શકાય છે અને તેનો નિર્ણય છેવટનો ગણાય છે. હિન્દી પ્રધાનના આ નિર્ણયથી દેશી રાજ્યોને અસંતોષ થાય તો શહેનશાહ પાસે એક વિશેષ અપીલ લઇ જવાનો અગર શહેનશાહ સાથે સંદેશા ચલાવવાનો હક્ક દેશી રાજ્યોને છે ? અત્યારનો વહિવટ ફેરવવાને શું રસ્તો લેવો યોગ્ય છે ?

**ઉત્તર**: આવી વાતોમાં **હક્ક** અને **અપીલ** એ શબ્દો ગેરસમજ ઉત્પન્ન કરનારા છે. સામાન્ય રીતે **હક્ક** તેને કહેવામાં આવે છે કે જે ન્યાયની અદાલત દ્વારા પ્રાપ્ત કરી શકાય. આપણે જે વાતનો વિચાર કરીએ છીએ તે વાતમાં દેશી રાજ્યો **આવા હક્કો ધરાવતાં નથી.** સુલેહનામાંવાળા હક્કોનો ભંગ કરવામાં આવે તો એક જ ઉપાય છે, અને એ ઉપાય તે તેની સામે ફરિયાદ રજૂ કરવાનો. તેથી અર્થ ન સરે તો 'સુલેહનામું' નિરર્થક ગયું સમજવું અને છેવટે લડાઇ જાહેર કરવી રહી. '**હક્ક**' શબ્દનો અર્થ આમ સમજવાનો છે....... 'હિન્દી પ્રધાન અગર હિન્દી સરકાર અને દેશી રાજ્યો વચ્ચેની તકરાર સંબંધી શહેનશાહી સરકાર દ્વારા અગર બીજી રીતે વિચાર કરવાની પોતે ના પાડે તેમાં સુલેહના કરારનો ભંગ ગણાય કે કેમ ? અગર તો દેશી રાજ્યો અમુક દરજ્જાના સત્તાધીશો છે એ દૃષ્ટિએ શહેન-શાહી સરકારની તેવી 'ના' ગેરમુનાસબ ગણાય કે નહિ ?' એ પ્રશ્નનો અમારો ઉત્તર 'ના' છે. બંધારણના કાયદાની અને વહીવટની મર્યાદામાં રહીને, પોતાને યોગ્ય લાગે તે કાર્ય, યોગ્ય લાગે તેને સરકાર ભળાવી શકે છે. દેશી રાજ્યો સાથેનો પોતાનો વહેવાર પહેલાં તેણે ઈસ્ટ ઈન્ડીઆ કંપનીને ભળાવ્યો; અને પછી હિન્દી પ્રધાન અને હિન્દી

**સરકારને ભળાવ્યો. કંપની સરકાર અગર હિન્દી સરકારની વર્તણુંકથી જો કે દેશી રાજ્યો ઘણે ભાગે સંતુષ્ટ નથી, છતાં યે સુલેહનામાં ઈત્યાદિ બધું શહેનશાહી સરકારે આ પ્રમાણે ભળાવેલી સત્તાના આધારે થયું છે. અમારો એવો સ્પષ્ટ અભિપ્રાય છે કે, જો કે દેશી રાજ્યો તાજ સાથે સંબંધ ધરાવે છે, છતાં તાજે નીમેલા અમુક પ્રતિનિધિ દ્વારા નહિ પણ કોઈ બીજા દ્વારા પોતાની સાથેના સંબંધો ચાલવા જોઈએ એવું કહેવાનો દેશી રાજ્યોને હક્ક નથી...**

## તાજને અરજી કરી શકાય

બીજી રીતે વિચારતાં, સુલેહનામાંના હરેક પક્ષકારને એ હક્ક છે કે તે બીજાને હક્ક પૂરા કરવાનું કહી શકે. રજૂ થતા દાવામાં શંકાઓ ઉત્પન્ન થાય તો તે ચોખ્ખી કરવા સંદેશા ચલાવી શકાય. સુલેહ-નામાં ભંગાય તો ભવિષ્યમાં તેમ ન થાય તેવો સંતોષ માગી શકાય. અને ખાસ કરીને સુલેહનામાંનો અમલ કરનાર પ્રતિનિધિઓ બરાબર ન હોય તો તેમાં ફેરફાર કરી વધારે સંતોષકારક ગોઠવણની માગણી કરી શકાય. એ બધું છતાં, આ બધા **'હક્કોને'** કાયદાના અર્થમાં હક્ક કહી શકાય નહિ. દરેક પક્ષકાર તેનો ઉપભોગ કરે; પણ જો તેનું કાંઇ પરિણામ ન આવે તો તેની સામે કશો કાયદેસર ઇલાજ નથી...એક વહેવારૂ માર્ગ તરીકે તાજને અરજી કરવાનો દેશી રાજ્યોનો હક્ક ખરો કે નહિ એમ અમને પૂછવામાં આવ્યું છે. જે વાતમાં તેમને કોઈ પણ પ્રકારનો અસંતોષ થાય તે વાતમાં અરજી કરવાનો તેમને સંપૂર્ણ હક્ક છે એમ અમે માનીએ છીએ. પાર્લામેન્ટના કાયદામાં 'શહેનશાહ' એ શબ્દ વારંવાર મૂકવામાં આવ્યો છે તેથી અને રાણી વીક્ટોરીઆ, રાજા એડવર્ડ અને રાજા જ્યોર્જના અંગત ઢંઢેરાઓ દ્વારા રાજાઓના હક્ક વગેરેનું રક્ષણ કરવા વચન આપવામાં આવ્યાં છે તેથી શહેનશાહ અગર શહેનશાહના મંત્રીમંડળને અરજ કરવા સામે કશો સાધાર વાંધો લઈ શકાય તેવું જણાતું નથી. આ અરજી નિકાલ માટે કોને મોકલવી તેનો નિકાલ કરવાનું કામ તાજનું છે અને **અમે માનીએ છીએ કે મુખ્ય પ્રધાનની સલાહ લઇને શહેનશાહ આવી અરજી નિકાલ માટે હિન્દી પ્રધાન ઉપર જ મોકલે.**

## તાજ ગમે તેને પ્રતિનિધિ નીમી શકે

**પ્રશ્ન:** હિન્દી સરકારના બંધારણમાં થવાના ફેરફારને પરિણામે અત્યારે હિન્દી સરકાર ઉપભોગ કરે છે તે હક્કોનો ઉપભોગ ભવિષ્યની હિન્દી સરકાર

**કરવા માગે તો તે સ્વીકારી લેવાને, સુલેહનામાં અગર વહિવટને આધારે દેશી રાજ્યો બંધાયેલા છે? બંધારણમાં ફેરફાર થાય એથી અત્યારનો વહીવટ ફેરવવાને પ્રાથમિક હક્ક દેશી રાજ્યોને પ્રાપ્ત થાય છે?**

**ઉત્તર :** અમે અગાઉ કહ્યું છે તે મુજબ પોતાનાં કામકાજ ગમે તેને સોંપવાનો તાજને અધિકાર છે. પરંતુ સુલેહનામાં અને બીજા કરારોને એક સિદ્ધાંત લાગુ પડે છે....જ્યારે કંપની સરકાર નાબૂદ થઈ ત્યારે જેને આધારે સુલેહો થઈ હતી તે સ્થિતિ ફરી જતી હોવાને કારણે દેશી રાજ્યો એ નવી સ્થિતિ સ્વીકારવા કે ન સ્વીકારવાનું કહી શકત. અલબત્ત તેમનો આ દાવો ગુણ દોષ જોતાં નીકળી જાત.

પરંતુ આ અભિપ્રાયો તેમણે તેમના અસીલોને એટલે કે રાજાઓને ખાનગીમાં આપ્યા હતા. તે તેમના સાચા અભિપ્રાયો હતા. પરંતુ તેમના અસીલોને એટલે કે રાજાઓને એથી સંતોષ નહોતો. તેમને તો પોતાની દલીલો બટલર કમીટી સમક્ષ રજૂ કરીને તેની પાસેથી નિર્ણય માગવો હતો. એટલે ઉપરનો અભિપ્રાય આપનાર ત્રણ ધારાશાસ્ત્રીઓમાં બીજા બેનો ઉમેરો કરીને એ પાંચે ધારાશાસ્ત્રીઓને પોતાનો કેસ તેમણે સોંપ્યો. એ પાંચ ધારાશાસ્ત્રીઓએ રાજાઓની સ્થિતિ સંબંધનો પોતાનો અભિપ્રાય બટલર કમીટી સન્મુખ આપ્યો છે. તે અભિપ્રાય આ અહેવાલના પરિશિષ્ટમાં અક્ષરેઅક્ષર આપવામાં આવ્યો છે. એ અભિપ્રાય ઉપર પોતાના તરફનું વિવેચન અને નિર્ણય કમીટીએ પોતાના અહેવાલના ભાગ બીજામાં આપેલ છે.

## નવા સંબંધની યોજના

રાજાઓના મનમાં એ વાત તો હતી જ અને રહી જ કે તેમની સાથે અત્યારે જે પદ્ધતિએ વર્તાવ ચલાવવામાં આવે છે તે પદ્ધતિ તેમના દરજ્જાને હલકો પાડનારી છે. એટલે પોતાની સાથેના સંબંધોની નવી પદ્ધતિ કેવી હોવી જોઇએ, તે બતાવનારી એક યોજના સર લેસ્લી સ્કોટ પાસે રાજાઓએ તૈયાર કરાવી. આ યોજના હજી કમીટી પાસે રજૂ નહોતી થઇ ત્યાં જ 'સૌરાષ્ટ્ર' તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી હતી. તા. ૨૦ એપ્રીલ ૧૯૨૮ને રોજ મુંબાઇમાં મળેલી રાજાઓની બેઠકમાં એ યોજના રજૂ થઈ હતી. પરંતુ ત્યાં તો અંદર અંદર ખૂબ મતભેદ દેખાયા. કોચીન, ત્રાવણકોર વગેરે દક્ષિણનાં રાજસ્થાનોએ એ યોજના તરફ ખુલ્લી નાપસંદગી બતાવી. અને એ સભામાંથી જ એ વાત બહાર આવી કે નરેંદ્રમંડળના અમુક સભાસદો

પણ સર લેસ્લી સ્કોટની આ યોજનાથી તેમ જ એને વકીલ તરીકે રોકવાના નિર્ણયથી પણ વિરૂદ્ધ હતા. એટલે એ યોજના નરેંદ્રમંડળ તરફથી અથવા સર લેસ્લી તરફથી બટલર કમીટી સન્મુખ રજૂ ન થઇ. એને કારણે પોતાના અહેવાલના ફકરા ૬૬માં નવી પદ્ધતિની કોઇ યોજના રાજાઓ તરફથી રજૂ નથી થઇ એ વાતની કમીટી જાણે દિલગીરીપૂર્વક નોંધ લ્યે છે. બીજી તરફથી સર લેસ્લીવાળી યોજના પોતાની પાસે સીધી ન આવી; એટલે સાયમન કમીશન પાસે કલકતાની એસોસીએટેડ ચેંબર્સે રજૂ કરેલ નિવેદનના એક ભાગ તરીકે રજૂ થયેલ આ યોજનાને પોતે બારોબાર દફતર ઉપર લ્યે છે. પોતાના અહેવાલના ફકરા ૬૪માં એનો ઉલ્લેખ કરેલ છે અને ફકરા ૬૫માં એને ભાંગી તોડી ફેંકી દે છે.

## ન્યાય માગનાર? કે સંદેશા ચલાવનાર?

ત્રણ ધારાશાસ્ત્રીઓએ આપેલા અભિપ્રાય પછી પણ પોતે 'મિત્રો' છે એ વસ્તુ રાજાઓના મગજમાંથી ખસી નહોતી. સર લેસ્લીની યોજનામાં પણ એ સ્થિતિનું સમાધાન જેવું હતું. પણ પછી જ્યારે બટલર કમીટી પાસે જવાનું થયું, ત્યારે 'ન્યાય માગનાર' તરીકે જાય, એ બરાબર નહિ; એટલું જ નહિ પણ 'બટલર કમીટી પાસે જવું એથી જ આપણી સ્થિતિની હીનતા આપણે સ્વીકારીએ છીએ' એવા સૂરો રાજાઓમાંથી નીકળ્યા. વસ્તુતઃ બટલર કમીટી ન્યાયાધીશ દરજ્જે તો નહોતી જ. એ તો તપાસ ચલાવી માત્ર અહેવાલ રજૂ કરનાર કમીટી હતી. છેલ્લો નિર્ણય કરવાનો અધિકાર તો સેક્રેટરી ઓફ સ્ટેટ પાસે રહે છે જ. પણ 'એ તો તાબેદારીની સ્થિતિ કહેવાય. અને 'મિત્ર'ના દરજ્જાની વિરોધી વસ્તુસ્થિતિ કહેવાય' એવા પ્રકારના માનસને પરિણામે એવી ગોઠવણ થઇ કે રાજાઓની સ્થિતિ સંબંધનો ધારાશાસ્ત્રીઓનો અભિપ્રાય માત્ર બટલર કમીટી પાસે રજૂ કરવો: અને એના સમર્થનમાં કમીટી પાસે રજૂઆત ધારાશાસ્ત્રીઓએ કરવી. એ ગોઠવણને પરિણામે કમીટીના અહેવાલમાં ધારાશાસ્ત્રીઓનો અભિપ્રાય અભિપ્રાય તરીકે જ રજૂ થયો છે. અને એના ઉપર કમીટીએ પોતાનો અભિપ્રાય અથવા અહેવાલ લખ્યો છે.

## છેલ્લી સ્થિતિ

ઘણી ચર્ચા અને વિવેચન પછી, ધારાશાસ્ત્રીઓના અભિપ્રાયો અને સલાહ પછી, રાજાઓએ શું વલણ લેવું, કમીટી પાસે શું રજૂ

કરવું. એનો નિર્ણય છેલ્લી ઘડીએ કમીટીની વિલાયતની બેઠક પહેલાં બહુ થોડા જ સમયે થયો. અને એ નિર્ણય પ્રમાણે પાંચ ધારાશાસ્ત્રીઓનો અભિપ્રાય કે જે આ અહેવાલના પરિશિષ્ટમાં છે તે કમીટી સન્મુખ રજૂ થયો. તે અભિપ્રાય માત્ર નરેંદ્રમંડળનો હતો કે જેમાં મોટાં મોટાં રાજ્યો નથી. તેમ જ નરેંદ્રમંડળના કેટલાંક સભાસદોનો પણ એ અભિપ્રાય નથી. ખાસ કરીને હૈદ્રાબાદ, માઇસોર, વડોદરા, કોચીન, રામપુર, જૂનાગઢ અને કાઠિયાવાડનાં કેટલાંક રાજ્યોએ પોતાની હકીકત જુદી રજૂ કરી હતી, એમ અહેવાલના ફકરા ૬માં ઉલ્લેખ છે. પોતાના કાર્યક્ષેત્રની મર્યાદાને અનુરૂપ એવું એક પ્રશ્નપત્ર કમીટીએ કાઢયું હતું કે જે પરિશિષ્ટમાં આપ્યું છે. આ પ્રશ્નપત્ર દરેક રાજ્ય ઉપર મોકલવામાં આવ્યું હતું. પરંતુ તે દરેક પ્રશ્નના ઉત્તરને બદલે નિવેદન જ જો રાજસ્થાનો મોકલશે તો તે સ્વીકારવામાં આવશે એવું પ્રશ્નપત્ર સાથેના પત્રમાં જણાવવામાં આવ્યું હતું. એ પ્રમાણે સર લેસ્લીના ધારાશાસ્ત્રી–મંડળના અભિપ્રાય ઉપરાંત આશરે ૭૦ ઉત્તરો અથવા નિવેદનો કમીટીને મળ્યાં હતાં. એ સંબંધી ઉલ્લેખ ફકરા ૭ માં કરવામા આવ્યો છે. બટલર કમીટી વિલાયતમાં મળી તે વખતે રાજાઓ તરફની આ સ્થિતિ હતી.

## નેહરૂ સમિતિનો અહેવાલ

આ કમીટી વિલાયતમા મળી તે પહેલાં નેહરૂ સમિતિનો અહેવાલ બહાર પડી ચૂકેલો હતો. તેમાં સમગ્ર હિન્દુસ્તાનના ભાવિ રાજ્યબંધારણમાં હિન્દી રાજસ્થાનોનું શું સ્થાન હોવું જોઇએ એ સંબધમાં વિદ્વત્તાભર્યા અને વિસ્તીર્ણ વિવેચનવાળું એક પ્રકરણ છે. આ પુસ્તકના છેલ્લા ભાગમાં એ પ્રકરણ સાંગોપાંગ ઉતારવામાં આવ્યું છે. બટલર કમીટીએ પોતાના અહેવાલમાં આ પ્રકરણ સંબધી કશો ઉલ્લેખ નથી કર્યો. તેમ તે સંબંધમાં કશો અભિપ્રાય નથી આપ્યો. પરંતુ આ અહેવાલ બહાર પડયા પછી તુરત જ બીકાનેરના મહારાજાએ પોતાના એક પ્રખ્યાત ભાષણમાં આ અહેવાલ ઉપર વિવેચન કર્યું હતુ. એટલે સમગ્ર હિન્દુસ્તાનની પુનર્રચનાને અંગે હિન્દી રાજસ્થાનોની સમસ્યા સમજવા ઇચ્છનાર હિન્દી અભ્યાસીએ એ પ્રકરણ અવશ્ય વાંચવા યોગ્ય છે. અને ભવિષ્યમાં પાર્લામેંટમાં જ્યારે આ વિષયની ચર્ચા થશે ત્યારે એ પ્રકરણ ઉપર ઘણું વજન રહેશે એ દૃષ્ટિથી પણ એમાં આપેલી વિચારસરણી અભ્યાસીઓની બારીક સમીક્ષાને યોગ્ય છે.

## પ્રજાપક્ષ

રાજસ્થાનો સંબંધી સ્થિતિની તપાસ કરવા અને ત ઉપર અહેવાલ લખવા નીમાયેલી કમીટી પાસે રાજાઓ અથવા રાજસ્થાનોનું વર્તમાન તંત્ર જ માત્ર પોતાના વિચારો જણાવે, તે સાથે તે રાજસ્થાનોની પ્રજાનું વિશાળ મંડળ પણ એ સંબંધમાં શું ધારે છે એ જણાવવા પ્રજાજનોએ પણ પ્રયત્ન કર્યો હતો. પરંતુ કમીટીનું આ વિષય પરત્વેનું વલણ તદ્દન વિચિત્ર હતું અને ઠેઠ સુધી વિચિત્ર રહ્યું. 'રાજસ્થાનો'ને કમીટી સાંભળવા માગતી હતી. એ રાજસ્થાનોમાં જો પ્રજાજનોનો સમાવેશ હોય તો તો પ્રજાજનોને તેણે અવશ્ય સાંભળવા જોઇએ. અને એ જ અરસામાં બીકાનેરના મહારાજાએ પોતાના ભાષણમાં કબૂલ કર્યું હતું કે પ્રજાજનો એ રાજસ્થાનોનો એક ભાગ છે. એ પ્રમાણે કમીટી સન્મુખ તેમનું સ્થાન નિશ્ચિત હતું. એટલે કેટલાક પત્રવહેવાર પછી, તા. ૯-૩-૧૯૨૮ના નં. ડી. ૩૨૦ આઇ. એસ. સી. વાળા પોતાના પત્રમાં કમીટીના મંત્રીએ પ્રોફેસર અભ્યંકર ઉપર નીચે પ્રમાણે લખ્યું:

'તમે કહો છો તે જોતાં, કમીટી પાસે તમે જે મૂકવા ઇચ્છશો તે ઉપર વિચાર કરવા કમીટી તૈયાર છે. પણ કમીટી સન્મુખ એવી ઘણી અરજીઓ આવી છે, એટલે તમારી મુખજુબાની સાંભળવા કમીટી અશક્ત છે. પરંતુ કમીટીના કાર્યપ્રદેશની મર્યાદામાં રહીને તમારો જે કાંઈ અભિપ્રાય અથવા વિચારો નિવેદન સ્વરૂપે તમે કમીટી સન્મુખ રજૂ કરશો, તેનો ઘણી ખુશી સાથે કમીટી સ્વીકાર કરશે.'

## પ્રજાનું પ્રતિનિધિમંડળ

આમ કમીટી સમક્ષ જવાનો પ્રજાપક્ષના અધિકારનો સ્વીકાર કરવામાં આવ્યો. પરંતુ બીજાં રોકાણોને કારણે તેને રૂબરૂ સાંભળી ન શકાય એમ કમીટીએ કહ્યું. પછી કમીટી વિલાયત ઉપડી. પ્રજાપક્ષને ધાસ્તી લાગી કે તેનો કેસ વણસાંભળ્યો માર્યો જશે. અને કાંઇ નહિ તો હિન્દી રાજસ્થાનોના ઈતિહાસમાં આ પહેલ વહેલી જ કમીટી બેસે છે કે જે હિન્દી રાજસ્થાનોનો ઈતિહાસ આલેખશે, અને તે સપ્રમાણ ગણાશે. તેમાં પ્રજાજન તરફનો કેસ રજૂ નહિ હશે તો ભવિષ્યની પ્રજા અત્યારની પ્રજાને દોષ દેશે. બીજી તરફથી વિલાયતમાં જઈ રાજાઓ, પોતાના સંબંધની કંઇ કંઇ વાતો કરશે તે વખતે વિલાયતના પ્રજાજન સમક્ષ

પણ રાજસ્થાનોની સાચી સ્થિતિ ખુલ્લી કરવાની જરૂર રહેશે. એમ મુખ્ય બે ઉદ્દેશોથી રાજસ્થાનોના પ્રજાજનો તરફનું એક પ્રતિનિધિ-મંડળ ૧૯૨૮ના ઓકટોબરના પ્રારંભમાં વિલાયત જવા ઉપડયું તે બે ઉદ્દેશો નીચે પ્રમાણે હતા.

૧. કમીટી સન્મુખ પોતાનો કેસ રજૂ કરવો.

૨. વિલાયતી અને યુરોપીય પ્રજા સન્મુખ રાજસ્થાનોની સાચી સ્થિતિ રજૂ કરવી.

બટલર કમીટીએ કામ શરૂ કર્યું અને તુરત જ આ પ્રતિનિધિ-મંડળ ત્યાં પહોંચ્યું. તેમણે પોતાનો કેસ રજૂ કરવા પરવાનગી માગી. તે તેમને ન મળી. પણ લિખિત નિવેદન સ્વીકારવા પોતે ખુશી છે એમ જણાવ્યું.

વિલાયતમાં કોઈ ત્યાં હતું જ નહિ એથી પોતાને અવકાશ નહોતા એ દલીલ ત્યાં નિરર્થક હતી. પ્રતિનિધિમંડળે પોતાનો કેસ કમીટીના કાર્યપ્રદેશની મર્યાદામાં રહીને જ રજૂ કર્યો હતો. એટલે એ વાંધો પણ ચાલે તેવો નહોતો. છતાં યે રૂબરૂમાં સાંભળવાની તો 'ના'જ સંભળાવી. એટલે પ્રતિનિધિમંડળે પોતાનું નિવેદન લિખિત રજૂ કર્યું. તે આ અહેવાલના પાછલા ભાગમાં આપવામાં આવ્યું છે.

પોતાના અહેવાલના ફકરા ૫માં, કમીટી આ સંબંધમાં ઉલ્લેખ કરે છે. તેમાં જણાવે છે કે 'પ્રજાની કહેવાતી દાદ ફરિયાદોની તપાસ કરવાની વાત તેમના કાર્યપ્રદેશમાં નહોતી; એટલે તેમને સાંભળવાની અમે ના પાડી. પણ તેમનું લિખિત નિવેદન રજૂ કરવાની અમે તેમને રજા આપી.'

## કમીટીનો અસંગત વર્તાવ

એનો અર્થ એ થાય છે કે નિવેદનમાં 'કહેવાતી દાદ ફરિયાદો હોય' માટે અમે તેમને ન સાંભળ્યા. નિવેદન વાંચનાર જોઈ શકશે કે એમાં દાદ ફરિયાદો નથી. પરંતુ કમીટીના કાર્યપ્રદેશમાં સુપ્રત કરવામાં આવેલ વિષયો માત્ર જ છે; અને સર લેસ્લીએ જે વિષયો ઉપર પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે, તે જ વિષયો ઉપર પ્રજાએ પોતાના વિચારો દર્શાવ્યા છે. બીજી દૃષ્ટિએ જોતાં, જો એ નિવેદનમાં દાદ ફરિયાદોની વાત હતી તો તે નિવેદન લિખિત પણ શા માટે સ્વીકારવામાં

આવ્યું ? મુખજુબાની અને લિખિત નિવેદન એ બે માટે જુદા જુદા કાર્યપ્રદેશ નહોતા. જો લિખિત નિવેદન કાર્યપ્રદેશની મર્યાદામાં હતું, તો એના ઉપરની મુખજુબાની પણ કાર્યપ્રદેશની મર્યાદામાં હતી. સંક્ષેપમાં મુખજુબાની નહિ સાંભળવાનો પરંતુ નિવેદન સ્વીકારવાનો કમીટીનો નિર્ણય ઉઘાડી રીતે અસંગત હતો એ સંબંધમાં કાંઇ જ શંકા નથી. અને જ્યારે કમીટી નિવેદનનો સ્વીકાર કરે છે, જ્યારે તે તેના દફતર ઉપર આવે છે, ત્યારે તેને પોતાના અહેવાલના પરિશિષ્ટમાં શા માટે પ્રગટ નથી કરતી ? એ બધું કમીટીનું અમુક પ્રકારનું માનસ માત્ર સૂચવે છે. એ સંબંધી વિશેષ વિવેચન હવે પછી કરીશું.

## અહેવાલની અપૂર્ણતા

હવે અહેવાલ ઉપર આવતાં, એ પ્રથમ સમજવાની જરૂર છે કે આવા અહેવાલોમાં જેટલું સાહિત્ય જાહેરની જાણ માટે રજૂ કરવું જોઈએ તેટલું આમાં રજૂ નથી કર્યું. ખાસ કરીને એના કાર્યપ્રદેશને બરાબર સંગત અને એના અહેવાલમાં જે વસ્તુઓ અથવા દલીલોનો ઉલ્લેખ છે તે વસ્તુઓ તો તેણે અહેવાલમાં રજૂ કરવી જ જોઇએ. નીચેની વસ્તુઓનો અહેવાલમાં ઉલ્લેખ છે; છતાં તે પરિશિષ્ટોમાં આપવામાં નથી આવી.

(૧) કાર્યપ્રદેશના ભાગ બીજા સંબંધમાં નરેન્દ્રમંડળ તરફથી સર લેસ્લીએ કરેલું નિવેદન અથવા દલીલ આપવામાં નથી આવ્યાં.

(૨) હૈદ્રાબાદ, માઇસોર, કોચીન, ત્રાવણકોર ઈત્યાદિ સિત્તેર રાજ્યોએ પોતાના જવાબો જુદા જુદા આપ્યા છે; તેવા અગત્યના રાજ્યોનાં નિવેદનો પણ પરિશિષ્ટમાં નથી.

(૩) પ્રજાપક્ષનું નિવેદન પણ પરિશિષ્ટમાં નથી.

એટલું જ નહિ પણ એ બધાં સંબંધમાં અહેવાલમાં બરાબર ઉલ્લેખ પણ નથી. માઇસોર, હૈદ્રાબાદ અને કોચીન જેવાને શું કહેવાનું હતું, તે સંબંધમાં પ્રજાને છેક જ અજ્ઞાનમાં રાખવામાં આવી છે.

માઈસોર, હૈદ્રાબાદ વગેરેએ બ્રિટિશ હિન્દુસ્તાનની જકાતની મહેસૂલમાંથી ભાગ માગ્યો છે એમ જણાયું છે. તે જ પ્રમાણે નરેન્દ્રમંડળનાં કાઠિયાવાડનાં બંદરી રાજ્યો સિવાયનાં રાજસ્થાનો પણ ભાગ માગે છે એમ સમજાય છે. તો પછી સર લેસ્લીએ શું માગણી કરી હતી, એ અગત્યનો મુદ્દો છે. તે સંબંધમાં અહેવાલ કાંઇ અજવાળું

નથી પાડતો. અહેવાલના એ ભાગની ચર્ચામાં તો એમ માની લેવાનું છે કે બધાએ જ જકાત મહેસૂલમાંથી ભાગ માગ્યા છે. તો પછી જામનગર, મોરબી, જુનાગઢનું શું? આ બધી વસ્તુઓ સંબંધમાં વાંચનારે અનુમાનો ઉપર જ ચલાવવાનું છે. એ દષ્ટિએ અહેવાલ છેક જ અધૂરો અને અંધારાવાળો છે.

## અહેવાલની સમીક્ષા

પણ આપણે તો અહેવાલ જેવો છે તેના ઉપર જ સમીક્ષા કરવાની રહી. એમ કરતી વખતે એ સમીક્ષાને નીચેના વિભાગમાં વહેંચી નાખવાથી વિશેષ સુગમતા થશે.

૧. આ પ્રશ્નોમાં કોને કોને હિત હતું? તે સૌની શું શું ધારણા હતી? અને તે સૌ ઉપર અહેવાલની શું શું અસર થઈ છે?

૨. કમીટીને પોતાને શું શું સુપ્રત થયું હતું? તે પૈકી શું કરવાનું તેણે ન કર્યું? શું ન કરવાનું તેણે કર્યું?

૩. તેની દરખાસ્તો અને સૂચનો ઉપર વિવેચન.

એ ત્રણ વિભાગ પૈકીનો વિભાગ પહેલો પહેલાં લઈએ.

૧. આ પ્રશ્નોમાં કોને કોને હિત હતું? તે સૌની શું શું ધારણા હતી? અને તે સૌ ઉપર અહેવાલની શું શું અસર થઈ છે?

અમને લાગે છે કે આ પ્રશ્નોમાં કુલ મુખ્ય ચાર પક્ષોને હિત હતું અને છે. (૧) હિન્દી રાજાઓ, (૨) હિન્દી પ્રજા, (૩) બ્રિટિશ હિન્દુસ્તાનની પ્રજા, (૪) અત્યારની હિન્દી સરકાર અથવા તો બ્રિટિશ સામ્રાજ્ય.

## હિન્દી રાજાઓ

આ કમીટીની માગણી જેણે ખાસ કરીને કરી હતી અને જેમની માગણી ઉપરથી જ આ કમીટીની નીમણુંક કરવામાં આવી છે એવો ભાર જેમના ઉપર કમીટીએ મૂકી દીધો છે, અને જેમણે આ કમીટી ઉપર કાંઈ નહિ તો એકાદ કરોડનું ખર્ચ તો અવશ્ય કર્યું છે, તેમને અલબત્ત સૌથી પહેલા લક્ષમાં લેવા ઘટે છે. તેમની મુરાદ આ કમીટી નીમવામાં શું હતી તે આગળ જણાવવામાં આવ્યું છે. અને બરાબર પ્રસંગે તેમણે શું માગણી કરી તે તેમના ધારાશાસ્ત્રીઓના અભિપ્રાયમાં છે. કમીટીએ એ બધી વાતોમાં પોતાનો

કે સહી સાંભળાવ્યો છે, રાજાઓની માગણીઓને રાજાઓની પોતાની જાહેરાતો અને તેમના ધારાશાસ્ત્રીઓના અભિપ્રાયને આધારે નીચે પ્રમાણે મૂકી શકાય.

(૧) અમે સ્વતંત્ર રાજ્યો હોઈને આંતરરાષ્ટ્રીય દરજ્જો ધરાવીએ છીએ.

(૨) અમારા અને હિન્દી સરકાર વચ્ચેના સંબંધોમાં તેમની અને અમારી વચ્ચે સંદેશાથી વસ્તુઓનો અને પ્રશ્નોનો નિર્ણય થઈ શકે. હિન્દી સરકાર અમને હુકમ ન કરી શકે. અથવા તેના નિર્ણયો હુકમ સ્વરૂપે ન હોય.

(૩) તાજ અને અમારા વચ્ચેના સંબંધો માટે નવી પદ્ધતિ યોજી રાજપ્રકરણી ખાતાની અત્યારની જોહુકમી દૂર કરવી જોઇએ.

(૪) અમારા આંતરિક વહીવટમાં દરમ્યાનગીરી કરવાનો હક તાજને નથી.

(૫) આંતર અને બાહ્ય સલામતી અને અમારા પરરાજ્ય સાથેના સંબંધો : એ સિવાયની વાતોમા સર્વોપરિ સત્તા તરીકે તાજને અમારા ઉપર બીજા હક્કો નથી.

(૬) અમારી સંધિઓ વગેરે તાજ સાથે થયું છે. એટલે અમારો સીધો સંબંધ તાજ સાથે હોવો જોઈએ. અમારી અને એની વચ્ચે બીજા એજન્ટો હોઈ શકે નહિ.

(૭) સંધિઓ સિવાયની વાતોમાં અમારા ઉપર દબાણથી ચાલુ થયેલ વહીવટ, શિરસ્તાઓ, સ્વીકૃતિઓ અને હિન્દી સરકારના નિર્ણયો બંધનકર્તા નથી.

(૮) જકાત મહેસૂલ, રેલ્વે, પોસ્ટ, તાર ઇત્યાદિમાં અમને હિસ્સો મળવો જોઇએ. ટંકશાળ ઇત્યાદિ અમને ખોલવા દેવાં જોઈએ.

રાજાઓની લગભગ દરેક માગણીનો ઉપરના સારમાં સમાવેશ થઇ જાય છે. રાજાઓની આ પ્રકારની માગણીનો ઉત્તર અહેવાલમાં નીચે પ્રમાણે આપવામાં આવ્યો છે :

## ૧. સ્વતંત્ર આંતરરાષ્ટ્રીય દરજ્જો

રાજાઓના પોતાના ધારાશાસ્ત્રીઓ જ, અહેવાલના પરિશિષ્ટમાં છપાયેલા તેમના અભિપ્રાયના ભાગ પહેલાના ફકરાના પેટા ફકરા બની છેલ્લી ત્રણ લીટીઓમાં આ સંબંધમાં નીચે પ્રમાણે કહે છે : 'પણ

જ્યારથી રાજસ્થાનો બ્રિટિશ સત્તા સાથે સંબંધમાં જોડાયા ત્યારથી જ આંતરરાષ્ટ્રીય કાયદામાં જેને ગણવામાં આવે તે સ્થિતિમાંથી અદૃશ્ય થયાં."

અહેવાલના ફકરા ૩૯માં નીચે પ્રમાણે કહે છે: "ખરી રીતે રાજસ્થાનો કોઇ કાળમાં આંતરરાષ્ટ્રીય દરજ્જો ધરાવતા નહોતાં. લગભગ બધાં યે મુગલ સામ્રાજ્યને, મરાઠી સત્તાને અથવા શીખ રાજ્યને તાબેદાર હતાં અને તેમનાં આશ્રિત હતાં. કેટલાંકને બચાવી લેવામાં આવ્યાં હતાં, અને કેટલાંકને નવાં સરજવામાં આવ્યાં હતાં."

અહેવાલના ફકરા ૪૩માં નીચે પ્રમાણે છે: "તેઓ આંતરરાષ્ટ્રીય કાયદાથી બહાર છે."

અહેવાલના ફકરા ૪૯માં કહે છે: "હિન્દી રાજસ્થાનો આંતરરાષ્ટ્રીય દરજ્જો ધરાવતાં નથી."

## ૨. હિન્દી સરકારની સત્તા

અહેવાલના ફકરા ૧૮માં એ વાત સ્પષ્ટ કરી છે કે 'સર્વોપરિ સત્તા એટલે ગવર્નર જનરલ–ઇન–કાઉન્સીલ અને સેક્રેટરી ઓફ સ્ટેટ દ્વારા કામ કરતો તાજ. એટલે કે તાજ, સર્વોપરિ સત્તા અને હિન્દી સરકાર એ બધું એક. સર્વોપરિ સત્તાની વ્યાખ્યા આપી શકાય તેમ નથી એમ કહી અહેવાલના ફકરા ૫૯માં નીચે પ્રમાણે લખે છે: "સર્વોપરિ સત્તા સર્વોપરિ રહેવી જ જોઇએ. તેણે સમયની બદલાતી જરૂરિયાતને અને રાજ્યના પ્રગતિમાન વિકાસને અનુકૂળ થતા જઇને અને એવી વ્યાખ્યાઓ ઘડતા જઈને પોતાની ફરજો બજાવવી જ જોઈએ. આ નિર્ણયથી રાજ્યોએ ભડકી જવાનું કારણ નથી. હિન્દી રાજસ્થાનો અને સર્વોપરિ સત્તાની વચ્ચે જે માયાળુ અને સુદૃઢ સંબંધોના ઉપર હિન્દી રાજસ્થાનો હમેશાં આધાર રાખે છે, તે સંબંધો આ એક સર્વોપરિ સત્તામાંથી જ ઉદ્‌ભવ્યા છે અને વિકાસ પામ્યા છે. ભવિષ્યમાં પોતાના રક્ષણ માટે એક સર્વોપરિ સત્તા ઉપર જ તેમણે આધાર રાખવો પડેશે. તેમના નાશના અને અન્ય સત્તામાં સમાઈ જવાના ભયો પણ આ સર્વોપરિ સત્તા જ દૂર હાંકી કાઢે છે."

ફકરા ૩૩માં નીચે પ્રમાણે છે: "એવા ઘણાએ સવાલો છે કે જેનો નિર્ણય કરવાની સત્તા સર્વોપરિ સત્તા એકલીને જ છે."

એ પ્રમાણે અત્યારની હિન્દી સરકાર, અને ભવિષ્યનો વાઇસરોય ગમે તે વાતમાં છેલ્લો નિર્ણય માગી શકે. રાજાઓ સદેશા ચલાવી

ન શકે. તેઓ નિર્ણય માગી શકે. અને એ નિર્ણય રાજાઓને બંધનકારક થાય એમ કમીટીએ ઠરાવી દીધું.

## ૩. હિન્દી રાજાઓ અને રાજપ્રકરણી ખાતું

હિન્દી રાજાઓની આ ખાતાની ફરિયાદ ઇત્યાદિને અંગે રાજપ્રકરણી ખાતા સંબંધી અહેવાલના ફકરા ૭૪માં નીચે પ્રમાણે છે: "રાજપ્રકરણી ખાતાના કામ સંબંધી અમે ઘણો ઉંચો અભિપ્રાય બાંધ્યો છે. એ ખાતાએ એવા ઉન્નત મનુષ્યોની માળા આપી છે કે જેમનાં નામો સમગ્ર રાજસ્થાનોમાં પ્રેમપૂર્વક સંભારાય છે. તમામ રાજાઓ કબૂલ કરે છે કે તેમની અત્યારની સંપત્તિ અને પ્રગતિ પૈકીનું ઘણું રાજપ્રકરણી અમલદારોની મિત્રો તરીકેની સહાયને આભારી છે."

એ પ્રમાણે જેની સામે રાજાઓની ફરિયાદ હતી તેને સારામાં સારૂં પ્રમાણપત્ર આપ્યું અને ફકરા ૭૬માં રાજપ્રકરણી મંત્રીનો દરજ્જો વધારવાની વાતને ટાંકી એ અધિકારી વિશેષ સત્તાવાળો બનાવાયો.

## ૪. આંતરિક વહીવટમાં દરમ્યાનગીરી

અહેવાલના ફકરા ૪૯માં રાજાના ગેરકારોબારને કારણે દરમ્યાનગીરી કરવાનો અને સુધારાઓ કરવાની ફરજ પાડવાનો સરકારનો હક સ્પષ્ટ કર્યો છે. ફકરા ૫૦માં રાજ્યતંત્રમાં ફેરફારની માગણી જો પ્રજાજન તરફથી થશે તો તેવે વખતે સરકાર મદદ કરશે; પણ યોગ્ય ફેરફારો કરવાની રાજાને સૂચના કરશે એમ સ્પષ્ટ કર્યું છે. ફકરા ૫૩માં દરમ્યાનગીરીમા શું શું પ્રકારનાં પગલાં લઇ શકે તે સ્પષ્ટ કર્યું છે. અને ફકરા ૫૪માં તો 'જો રાજસ્થાન પોતાની ફરજ બજાવી શકે તેવું ન હોય તો તે સંબંધી બધું યોગ્ય કરી લેવું એ લાઝીમ છે' એવો સર હેન્રી મેઇનનો અભિપ્રાય સંમતિ સાથે ટાંક્યો છે. ફકરા ૫૫માં આર્થિક અને નાણાંપ્રકરણી કારણોસરની દરમ્યાનગીરી બતાવી છે.

વસ્તુતઃ કોઇ એવી વસ્તુ નથી રહેતી કે જ્યાં દરમ્યાનગીરી થઈ ન શકે. દરમ્યાનગીરીની આટલી સ્પષ્ટતા હિન્દી રાજસ્થાનોના આજ સુધીના ઇતિહાસમાં કદિ નથી દેખાઈ.

## ૫. સર્વોપરિ સત્તા

આ નિર્ણયનો સમાવેશ નિર્ણય બીજામાં થઈ જાય છે. ફકરા

પાછના અગાઉ આપેલા અવતરણમાં એ વસ્તુ સ્પષ્ટ થાય છે. સર્વોપરિ સત્તા માત્ર અમુક જ સત્તા નહિ પણ સર્વ પ્રકારની સત્તા ધરાવે છે.

## ૬. તાજ સાથે સંબંધ

આ બાબતમાં રાજાઓના ધારાશાસ્ત્રીઓ જ કબૂલ કરે છે, કે તાજ પોતાના એજન્ટો નીમી શકે. અને એ એજન્ટો દ્વારા તાજ કામ લઈ શકે. એજન્ટો અથવા નોકરો કેવા હોવા જોઇએ, અથવા કોણ હોવા જોઈએ, એ પ્રકારની ફરજ રાજસ્થાનો તાજને પાડી શકે નહિ. એ રીતે સમજીને રાજસ્થાનોના સંધિપત્રો તાજ સાથે જ છે અને તેમનો સંબંધ પણ તાજ સાથે જ છે એ વાત સ્વીકારવામાં આવી છે.

એનો અર્થ એટલો જ થયો કે જે છે તે બરાબર છે. પણ તાજ 'હિન્દી સરકાર'ને બદલે 'વાઈસરોય'ને પોતાનો એજન્ટ નીમવો હોય તો નીમી શકે; પણ તોય તેના ઉપર હિન્દી સરકાર અને તે ઉપર પાર્લામેન્ટ જ રહે. તાજ એટલે શાહેનશાહ નહિ. પણ તાજ એટલે પાર્લામેન્ટ: એની નીચે સેક્રેટરી ઓફ સ્ટેટ; અને તેની નીચે વાઈસરોય અથવા હિન્દી સરકાર: એટલે વધારેમાં વધારે એટલો ફેર પડયો કે ગવનર જનરલની કાઉન્સીલમાં હિન્દી સભાસદો પણ બેસે છે અને બધા સાથે મળીને નિર્ણય કરે છે; તેને બદલે એ સૌ સત્તા એકલા વાઈસરોયની આપખુદી ઉપર છોડી; આપણા હિન્દી સભાસદોની સહાનુભૂતિ કોઇ દિવસ કામ આવત તે સ્થિતિ ન રહી. એટલો લાભ નવી ગોઠવણથી મળે. હાલના કાયદા મુજબ તો આ નવી ગોઠવણ થઈ શકતી નથી. પણ જ્યારે આ અહેવાલને આધારે પાર્લામેન્ટ પગલું લેશે ત્યારે નવો કાયદો કરીને આ નવી ગોઠવણ કરી શકશે.

## ૭. શિરસ્તો, સ્વીકૃતિઓ, વહીવટ વગેરે

અહેવાલના ફકરા ૪૦મા સાફ સાફ કહી દીધું છે કે શિરસ્તો, સ્વીકૃતિઓ અને રાજપ્રકરણી વહીવટ એ બધાંની અસર સંધિપત્રો જેટલી જ બંધનકર્તા છે.

## ૮. જકાત મહેસૂલ વગેરે

ખાસ કરીને જકાત મહેસૂલની ચર્ચા ફકરા ૮૦થી ૮૫ સુધીમાં કરવામાં આવી છે. દરેક હકૂમત જેટલો માલ ખપાવી શકે તેટલા પૂરતી મહેસૂલ ઉપર તેનો હક છે એમ એક તરફથી સ્વીકારે છે; બીજી તરફથી બ્રિટિશ હિન્દુસ્તાન ઉપરના રક્ષણના બોજામાં રાજસ્થા-

ગો એ હિસ્સો આપવો જોઇએ એમ ફકરા ૮૨માં સૂચવે છે; અને ફકરા ૮૩માં આ બાબતની એક યોજના કે જે લોર્ડ રીડીંગના કાળમાં ઘડાઇ હતી તે રજૂ કરે છે; અને છેલ્લે ફકરા ૮૫માં એક એવી કમીટી નીમવા ભલામણ કરે છે કે જકાત મહેસૂલમાં રાજસ્થાનોનો હિસ્સો તેમ જ લશ્કરી ખર્ચમાં તેમનો હિસ્સો નક્કી કરે. જકાત મહેસૂલની ઉપજ વાર્ષિક આશરે પચાસ કરોડ; જ્યારે લશ્કરી ખર્ચ આશરે સાઠ કરોડ છે. રાજસ્થાનો તરફથી મળતી ખંડણીઓ, અને તેમના તરફથી રખાતાં લશ્કરોના ખર્ચ મજરે આપવામાં આવે તો બન્ને બાજુ લગભગ સરખી થાય. પરિણામ નીચે પ્રમાણે ગણી શકાય. જામનગરનો દાખલો લઇએ: તેની વસતિ ચાર લાખ: માણસ દીઠ રૂપીયા દોઢ લેખે તેને જકાતનો હિસ્સો મળે એટલે આશરે છ લાખ રૂપયા મળે. લશ્કરી ખર્ચમાં માણસ દીઠ બે રૂપિયા ખર્ચ આવે, એટલે આઠ લાખ રૂપિયા ખર્ચના આપવાના રહે. તેમાંથી જામનગરમાં રખાતા લશ્કરના ખર્ચના આશરે બે લાખ અને ખંડણીના આશરે અર્ધો લાખ મળી અઢી લાખ તેને મજરે મળે. એટલે જામનગરને કુલ બચત અર્ધો લાખ રહે. પણ ત્યારપછી પોતાને ત્યાંની બીજી બધી જકાત એણે બંધ કરવાની રહી. એટલે કે એ જકાતની ઉપજ આશરે બે લાખ ગણીએ તો સરવાળે જામનગરને દોઢ લાખનું ખર્ચ થાય.

આ પ્રકારનો અર્થ કમીટી સૂચવે છે ને યોજનાનો થયો.

રેલ્વે, તાર, ટપાલ, ટંકશાળ વગેરેમાં ચાલુ સ્થિતિ જ મંજૂર રાખી છે. રેલ્વે ઉપરની હકૂમત સંબંધમાં સને ૧૯૨૪માં થયેલ સમાધાની મંજૂર રાખી છે. એટલે કે એ બધી બાબતોમાં કાંઈ નવું નથી કર્યું.

### એક મહાન હક્ક

આ બધા પછી એક મહાન હક્ક રાજાઓને આપ્યો છે. અત્યારે ૧૯ અને તેથી વિશેષ તોપોનું જેને માન છે તેમના અથવા તેમના કુટુંબના અંગત વપરાશના માલ ઉપર જકાત નથી. આ છૂટનો લાભ નરેન્દ્રમંડળના સર્વ સભાસદોને મળે એવી ભલામણ કરી છે. તે સંબંધમાં ફકરા ૮૮માં કહે છે કે 'રાજાઓને ખાસ પસંદ પડે તે પ્રકારની આ છૂટથી રાજાઓને તત્કાળ રાહત મળશે.' જાણે કે એમાં એવું સૂચન હોય ને, કે, રાજાઓને આવી છૂટોથી જ ખૂશ કરી શકાય! બીજી બધી વાતોમાં ઠીક પડે તે નિર્ણય આપવા અને આવી વાતોમાં

એમને રાજી કરવા; એટલે રાજાઓ રાજી રાજી થઈ જશે ! સામાન્ય સંજોગોમાં રાજાઓની મનોદશા ઉપર આ એક સુંદર કટાક્ષ કહી શકાય.

## રાજસ્થાનોની પ્રજા

પ્રજાજનોએ રજૂ કરેલ નિવેદન ઉપરથી એ જોઈ શકાશે કે તેની ધારણા બે પ્રકારની હતી.

(૧) રાજસ્થાનોમાં જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરવું.

(૨) દરમ્યાનગીરીના સિદ્ધાંતો નક્કી કરવા અને તેને કાયદાબદ્ધ કરવા.

આ પૈકીની પહેલી માગણી સંબંધમાં ક્યાંઇ કશો પણ ઉલ્લેખ નથી કર્યો. એ વાતને એણે સદંતર ઉડાવી દીધી છે. પરંતુ ફકરા ૫૦માં એક વાત કરી છેઃ અને તે એ છે કે જો ફેરફારની માગણી કરશે અને તેને પરિણામે બળવો થશે તો સર્વોપરિ સત્તા દરમ્યાનગીરી કરશે અને રાજાઓનો દરજ્જો વગેરેનું રક્ષણ કરીને ફારફેર કરવા સૂચના કરશે.

મોંટેગ્યુ ચેમ્સફર્ડ રિપોર્ટમાં પ્રજાકીય સંસ્થાઓ સ્થાપવાની ખાસ સૂચના હતી. દશ વર્ષનો સમય વીત્યા પછી તેમાં આગળ વધવાને બદલે એક ડગલું પાછળ હડયા છે. એટલે કે એ પ્રકારની સૂચના ચાલુ નથી રાખી એટલું જ નહિ પણ સદંતર વિસારી દીધી છે અને લોર્ડ ઈરવીનના પત્રમાં જણાવેલ સુધારાઓનું સૂચન કરી 'સુતંત્ર' ઉપર પોતાની પસંદગી હોવાની સૂચના કરી છે. માત્ર એક વસ્તુ અગત્યની છે. અને તે એ છે કે રાજ્યતંત્રમાં બદલો કરવા માટે પ્રજા બળવો કરશે તો પ્રજાની માગણી સંતોષવા માટેની સૂચનાઓ સર્વોપરિ સત્તા કરશે. અલબત્ત 'સૂચના' શબ્દનો ઉપયોગ કર્યો છે. એટલે દરજ્જો નરમાશ છે. પણ તંત્ર-બદલાનું પણ કહેશે એ અને એ માટે દરમ્યાનગીરી કરશે એવી સૂચના આ પહેલી વાર થઇ છે.

આ સિવાય પ્રજાનું નામ નિશાન કમીટીએ સંભાર્યું નથી. પ્રજાના પ્રતિનિધિમંડળે પોતાનુ નિવેદન દફતરમાં દાખલ કરાવ્યું અને તંત્ર-બદલા માટે દરમ્યાનગીરી થઇ શકે એટલું પહેલી વાર સ્પષ્ટ કરાવ્યું. તે સિવાય બીજું ખાસ થયું નથી.

## બ્રિટિશ હિન્દુસ્તાનની પ્રજા

અહેવાલનું આખું ચોથું પ્રકરણ બ્રિટિશ હિન્દુસ્તાનને લગતું છે. છતાં નવાઇની વાત એ છે કે એ પ્રજાની કાયદાસર સ્થપાએલ ધારા-

સભાઓને કે કોઈને કમીટીએ સંભાર્યા નથી. તેમના વિચારો જાણ્યા નથી. બ્રિટિશ હિન્દુસ્તાન અને રાજસ્થાનો વચ્ચેના રાજકીય સંબંધોને લગતો આખો ત્રીજો વિભાગ છે. અને આર્થિક અને નાણાંપ્રકરણી બાબતોને લગતો આખો ચોથો વિભાગ છે. છતાં તે પ્રજાને કમીટીએ પૂછ્યું નથી, કે નેહરૂ સમિતિના અહેવાલની નોંધ લીધી નથી, કે ચર્ચા કરી નથી. એમ એ આખો નિર્ણય એકપક્ષી બની જાય છે.

સર લેસ્લીની યોજના ઉપરની ફકરા ૬૫ની ટીકામાં પેટા કલમ ૨ માં એમ કહે છે કે: 'બ્રિટિશ હિન્દુસ્તાન અને રાજસ્થાન બન્નેના એક સરખા મતબળની યોજના બ્રિટિશ હિન્દુસ્તાન કદાચ ન સ્વીકારે.' પણ ત્યારપછી બે વચ્ચેના ઝઘડાને માટે ફકરા ૭૦માં જે કમીટીની સૂચના કરી છે તે કમીટીમાં બન્નેનું સરખું મતબળ જ રાખ્યું છે.

પરંતુ સૌથી અગત્યની વાત તો એ છે કે બ્રિટિશ હિન્દુસ્તાન પાસેથી હિન્દી રાજસ્થાનોને લઈ લેવાની વેતરણ કરી છે. એ રીતે બ્રિટિશ હિન્દુસ્તાનને તેની પીઠ પાછળ કારી ઘા કર્યો છે.

## સામ્રાજ્ય

સામ્રાજ્યનો ઉદ્દેશ તો એટલો હતો કે :

(૧) બ્રિટિશ હિન્દુસ્તાન આગળ વધતું જાય છે. તેને આગળ વધવા ન દેવા માટે વિઘ્નો નાંખવા માટે હિન્દી રાજસ્થાનોને તેનાથી છૂટાં પાડી દેવાં. તેમ કરવાની ભલામણ થઈ છે.

(૨) અત્યારે ગવર્નર જનરલની કાઉન્સીલ નીચે હિન્દી રાજસ્થાનો છે. એટલે કાઉન્સીલના હિન્દી સભાસદો રાજસ્થાનો સાથેન સામ્રાજ્યની નીતિથી માહિતગાર થાય છે, એ પાલવતું નથી. એટલે એ આખો પ્રશ્ન એકલા વાઇસરોય પાસે રાખી, હિન્દી સભાસદોને દૂર કરવા છે. તે ભલામણ થઈ છે.

(૩) રાજપ્રકરણી ખાતામાં હિન્દી સભાસદો નહિ; તેમ હિન્દી અમલદારો પણ નહિ જોઇએ. પ્રારંભથી અંત સુધી બધું તંત્ર ગોરાઓનું જ બનાવવું કે જેથી સામ્રાજ્યની નીતિ બરાબર ચાલે. એ અર્થવાળી ભલામણ નવી ભરતી સંબંધમા થઇ છે.

(૪) રાજપ્રકરણી મંત્રીનો દરજ્જો વધારી તેને વિશેષ મજબૂત કરવો હતો. તે ભલામણ થઈ છે.

(૫) અત્યારસુધીના એકેએક પગલાં સંબંધમાં, રાજપ્રકરણી

વહીવટ વગેરે સંબંધમાં રાજાઓને ચૂપ કરી, તેમને સીધા કરવા હતા. તે થયું છે.

એ બધું કરી, સામ્રાજ્યની નેમ એકે એક વિષયમાં પાર ઉતારી, એમાંનો ઘણો બોજો રાજા ઉપર નાંખ્યો. તે નીચે પ્રમાણે:

(૧) રાજાઓ વાઇસરોય સાથે સંબંધ માગે છે. માટે તેમની ઈચ્છાને અનુકૂળ થવા ગવર્નર જનરલ–ઇન–કાઉન્સીલને બદલે વાઈસરોય રાખ્યા.

(૨) રાજાઓને બ્રિટિશ હિન્દુસ્તાન સાથે જોડાવુ પસંદ નથી. 'અમે તો હજી ભવિષ્યમાં પણ રાજાઓની મુન્સફી ઉપર જ એ જોડાણ છોડીએ છીએ' એમ કહી એ આખો બોજો રાજાઓ ઉપર મૂકયો.

(૩) રાજપ્રકરણી ખાતાને અને સામ્રાજ્યને જેટલું જોઈતું હતું તે બધુ કમીટી પાસેથી મેળવ્યું. અને એ કમીટી રાજાની ઇચ્છા પ્રમાણે ઉત્પન્ન થઈ હતી એમ ઢોલ ટીપાવ્યો.

ઉપર મુજબ રાજા, પ્રજા કે બ્રિટિશ હિન્દુસ્તાન એ ખાસ લાભ નથી મેળવ્યો. લાભ મેળવનાર માત્ર સામ્રાજ્ય છે.

## (૨)

બટલર કમીટીનો કાર્યપ્રદેશ તેની જાહેરાત સાથેજ નક્કી કરવામાં આવ્યો હતો. પોતાના પ્રશ્નપત્રવાળા પત્રમાં જ કમીટીએ જણાવ્યું છે કે કાર્યપ્રદેશના ભાગ પહેલા સંબંધમાં તો માત્ર શું સ્થિતિ ચાલુ છે એટલીજ તપાસ કરી તેનાં પરિણામ તે નોંધશે. અહેવાલના ફકરા ૪પમાં પણ એ વાત સ્પષ્ટ કરી છે. એટલે કે રાજસ્થાનો અને હિન્દી સરકાર અથવા સર્વોપરિ સત્તા એ બે વચ્ચેના રાજપ્રકરણી સંબંધોને અંગેના ભૂતકાળના બનાવોના ન્યાય અન્યાય ઉપર ફેંસલો આપવો અથવા ભવિષ્યમાં તે સંબંધો કેવા હોવા જોઈએ વગેરે વસ્તુ ઉપર કશી ભલામણ કરવી તે તેના કાર્યપ્રદેશમાં નથી. પ્રારંભથી તે અત્યારસુધીના સંબંધનો ઈતિહાસ માત્ર તેને લખવાનો હતો. સાથે ઇતિહાસકારના જેટલી પણ ન્યાય આપવાની સત્તા તેની નહોતી; તેમ એ ઉપરથી ભવિષ્ય માટેની કોઇ નવી સૂચના કરવાનું તેને સુપ્રત થયું નહોતું. આ વાત કમીટી સ્વીકારે છે અને આપણને પણ મંજૂર છે. છતાં તેણે નીચે પ્રમાણે કર્યું:

(૧) ગવર્નર જનરલ–ઇન–કાઉન્સીલને બદલે વાઈસરોય પાસે રાજસ્થાનનું દફતર રહે એવી સૂચના કરી.

(૨) રાજપ્રકરણી મંત્રીની સત્તા વધારવાની સૂચના કરી.

(૩) નરેન્દ્રમંડળની સ્થાયી કમીટી અને રાજપ્રકરણી ખાતા વચ્ચે પરિષદો કરવાની સૂચના કરી.

(૪) રાજપ્રકરણી ખાતામાં નવી ભરતી કરવા વગેરેની સૂચના કરી.

(૫) રાજસ્થાનોને બ્રિટિશ હિન્દુસ્તાન નીચે, રાજાઓની સંમતિ સિવાય ન મૂકવાની તેણે સૂચના કરી.

## કાર્યપ્રદેશ બહારની વાતો

અમે કહીએ છીએ કે તેને સુપ્રત થયેલ કાર્યપ્રદેશના અન્વયે આ સૂચનાઓ પૈકી એક પણ સૂચના અથવા ભલામણ કરવાનો તેને જરાએ અધિકાર નહોતો. એ પાંચે વાતો કાર્યપ્રદેશના ભાગ પહેલામાં પડે છે તે નિર્વિવાદ છે. અને ભાગ પહેલાની બાબતમાં તો એને ભવિષ્યમાં જવાની કોઇ સત્તા નથી તે પોતે કબૂલ કરે છે. એટલે એ પાંચે વાતો એની સત્તાની મર્યાદા બહારની છે એ ખુલ્લું છે.

ઉપરની છેલ્લી વાત સંબંધમાં કોઇ કદાચ એમ કહે કે એ વાત કાર્યપ્રદેશના ભાગ બીજામાં આવે છે. તો તે પણ બરાબર નથી જ એ સહેજે દેખી શકાય એવું છે. બ્રિટિશ હિન્દુસ્તાન સાથેના સંબધની જે વાત કાર્યપ્રદેશના ભાગ બીજામાં કહેવામાં આવી છે તે નાણાંપ્રકરણી અને આર્થિક સંબંધોને લગતી છે. રાજપ્રકરણી સંબધોને લગતી વાત તેમાં નથી. રાજપ્રકરણી સંબધોમાં હિન્દી સરકાર એટલે સર્વોપરિ સત્તા. અને એ સત્તાની વાત કાર્યપ્રદેશના ભાગ પહેલામાં આવે છે. એટલે ઉપરની પાંચમી વાત કે જે કમીટીના આખા અહેવાલની સૌથી અગત્યની વસ્તુ છે તે તેના કાર્યપ્રદેશની વાત જ નહોતી. છતાં તે તેણે કરી છે.

સર લેસ્લીની યોજના જે કમીટીએ પોતાના અહેવાલના ફકરા ૬૫-૬૬માં ચર્ચી છે, તે પણ આર્થિક અને નાણાંપ્રકરણી સંબંધોનો વિષય નથી. એ તો ખુલ્લે ખુલ્લો ભવિષ્યની રાજપ્રકરણી પુનર્રચનાનો જ વિષય છે. એટલે તે તો કોઈ રીતે એના કાર્યપ્રદેશની મર્યાદામાં નથી આવતો છતાં તેની ચર્ચા તેણે કરી છે, એટલું જ નહિ પણ અહેવાલના ફકરા ૬૬ માં કમીટી એમ જણાવે છે કે "ટીકાઓ તો પુષ્કળ થાય છે; પણ સુધારણાની કોઈ ચોક્કસ યોજના કોઇ રજૂ નથી કરતું. અમને વારંવાર કહેવામાં આવ્યું છે કે પદ્ધતિ ખોટી છે. પણ વિકલ્પની યોજના કોઈ સૂચવતું નથી." એટલે કે ભવિષ્યની સુધારણાની યોજના કમીટી માગે છે. એનો અર્થ એમ થયો

કે તે યોજના વિચારવાનો અને તે ઉપર નિર્ણય બાંધવાને આણે કમીટીનો કાર્યપ્રદેશ હોય ને !

## કમીટીનો સ્વેચ્છાચાર

આ બધાનો સાર એ છે કે જે વાતમાં પોતાની ઇચ્છા નિર્ણય આપવાની હતી તેના નિર્ણયો આપ્યા; પછી તે વાતો કાર્યપ્રદેશમાં હતી કે નહોતી એની દરકાર તેણે ન કરી. પરંતુ જે વાતમાં નિર્ણય આપવાની પોતાની મરજી નહોતી તે વાતમાં નિર્ણય ન આપ્યો અને કહી દીધું કે એ વસ્તુ અમારા કાર્યપ્રદેશમાં નથી.

જો સર લેસ્લીની યોજના વિચારવાની તેની સત્તા હતી, જો નવી પદ્ધતિ બાંધવા સંબંધમાં સૂચના મેળવવાની અને તે ઉપર નિર્ણય આપવાની તેની સત્તા હતી, તો લોર્ડ રીડીંગે લખેલા પત્ર પ્રમાણે નહિ પણ વધારે માન ભરી રીતે રાજાઓને રાખી શકાય તેવા પ્રકારના સંબંધો રાખવાની સૂચના પણ તે કરી શકત; એટલું જ નહિ પણ સંધિપત્રો, ઇતિહાસ અને પરિસ્થિતિ વિચારીને લોર્ડ રીડીંગે વાજબી કર્યું હતું કે નહિ તેનો નિર્ણય પણ તે અવશ્ય આપી શકત. અમે એમ કહેવા માંગીએ છીએ કે સામ્રાજ્યની સત્તા સુદૃઢ કરવા માટે, સામ્રાજ્યના હેતુઓ બર લાવવા માટે, હરકોઇ અનુકૂળ રસ્તાઓ સૂચવવાની સત્તા તેણે લઇ લીધી; પણ જે વસ્તુ સામ્રાજ્યની વિરૂદ્ધની હતી, તે સંબંધમાં કાંઈ પણ કરવાની તેણે ના સુણાવી દીધી.

## કમીટીની ભલામણો

પોતાના અહેવાલના ફકરા ૧૦૬માં કમીટીએ કરેલ છેલ્લી સૂચનાઓ નીચે પ્રમાણે છે:

(૧) જુદી જુદી રાજ્યપદ્ધતિ અનુસાર ચાલતાં બે હિન્દુસ્તાન છે; બ્રિટિશ હિન્દુસ્તાન અને હિન્દી રાજસ્થાનો.

(૨) હિન્દી રાજસ્થાનો એક બીજાથી એટલાં બધાં જુદા પડે છે કે તે બધાં સાથે એક સરખો વહેવાર રાખવો એ અશક્ય નહિ તો મુશ્કેલ છે.

(૩) સંધિપત્રો, બંધનખતો અને સનંદો જ્યાં જ્યાં હયાતી ધરાવે છે ત્યાં ત્યાં તે કાયમ રહે છે; પરંતુ બદલાતી દુનિયાની બદલાતી પરિસ્થિતિને અનુકૂળ થવા અર્થેના રાજપ્રકરણી વહીવટથી તેમાં વધારો અને ચોખવટ થયાં છે.

(૪) જો કે રાજાઓ અને રાજપ્રકરણી ખાતા વચ્ચેની સંપૂર્ણ અને નિખાલસ ચર્ચાને પરિણામે એનુ આપખુદ તત્ત્વ સરકારે ક્યારનું યે ગુમાવ્યું છે અને દિવસે દિવસે ગુમાવતી જાય છે, છતાં તે સર્વોપરિ સત્તા તો રહેવી જોઇએ. એટલે કે અણધાર્યા સંજોગો ઉત્પન્ન થાય તેને પહોંચી વળવાની તેને સત્તા હોવી જોઇએ.

(૫) નવા તંત્ર માટે કોઇ વહેવારૂ દરખાસ્તો અમારી સન્મુખ રજૂ કરવામાં નથી આવી. પણ અનુભવને આધારે ધોરણમાં કેટલાક ફેરફારો સૂચવ્યા છે કે જેને પરિણામે ફરિયાદો દૂર થશે અને ઉપસ્થિત પ્રશ્નોનો નિકાલ આવશે. ખાસ કરીને અમે એમ ભલામણ કરીએ છીએ કે રાજાઓ સાથેના સર્વોપરિ સત્તાના સંબંધમાં ભવિષ્યમાં તાજ તરફનો પ્રતિનિધિ ગવર્નર જનરલ–ઇન–કાઉન્સીલ નહિ પણ વાઈસરોય હોવો જોઇએ.

(૬) રાજ્ય રાજ્ય વચ્ચેની રાજ્યો અને સર્વોપરિ સત્તા વચ્ચેની અને રાજ્યો અને બ્રિટિશ હિન્દુસ્તાન વચ્ચેની ઉપયોગી બાબતોમાં સ્વતંત્ર કમીટીઓની સલાહ લેવી જોઇએ.

(૭) રાજપ્રકરણી ખાતાના અમલદારોની ભરતી કરવાના અને તેમને તાલીમ આપવાના માર્ગો અમે સૂચવ્યા છે. તેના ઉપર અમે ખુબ ભાર મૂકીએ છીએ.

(૮) બ્રિટિશ હિન્દુસ્તાન અને રાજસ્થાનો વચ્ચેના આર્થિક અને રાજકીય સંબંધોના નિકાલના રસ્તા અમે બતાવ્યા છે.

(૯) અમે એમ ઠરાવીએ છીએ કે સંધિપત્રો, બંધનખતો અને સનંદો 'તાજ' સાથે થયાં છે.

(૧૦) રાજાઓ અને સર્વોપરિ સત્તા વચ્ચેના સંબંધો રાજસ્થાનોની સંમતિ સિવાય હિન્દી ધારાસભાને જવાબદાર એવી બ્રિટિશ હિન્દની સરકારને સુપ્રત થવા જોઇએ નહિ.

(૧૧) પણ ભવિષ્યમાં નવા બંધારણના વિકાસનો માર્ગ અમે ખુલ્લો રાખ્યો છે.

ઉપરની ભલામણો સંબધમાં થોડોક પ્રકાશ નાંખવો આવશ્યક છે.

## ૧–૨. બે હિન્દુસ્તાનો

કમીટીએ પોતે પોતાના અહેવાલમાં સામેલ રાખેલો નકશો જો કમીટીએ બરાબર જોયો હોત તો કાં તો તે એમ કહેત કે હિન્દુસ્તાન એક છે અને કાં તો કહેત કે હિન્દુસ્તાન અનેક છે. એણે રજૂ કરેલ નકશામાં પીળા રંગો ક્યાં ક્યાં કેવી રીતે પડયા છે? પોતે જ પોતાના

ફકરા ૧૦માં જણાવે છે કે હિન્દુસ્તાનની આખી લાલ ગૂંથણીમાં પીળા રંગની ભાત પડી છે. કાં તો એ દરેક ભાત અને દરેક ગૂંથણી એટલે જુદો હિન્દુસ્તાન એટલે કે સેંકડો હિન્દુસ્તાનો; અને કાં તો એ ભાતદાર ગૂંથણીવાળો આખો એક હિન્દુસ્તાન. કમીટી પોતે એટલું તો કબૂલ કરે છે કે ભૂગોળની દૃષ્ટિએ હિન્દુસ્તાન એક અને અવિભાજ્ય છે. રાજસ્થાન અને બ્રિટિશ હિન્દુસ્તાન વચ્ચેનાં સંસારસંબંધ, વેપારરોજગાર, રીતભાત, રહેણીકહેણી બધું એક છે, એ પણ નિર્વિવાદ છે. ત્યારે બે હિન્દુસ્તાન શી રીતે ?

વળી પોતાની ઉપરની ભલામણ બીજીમાં જ એ કબૂલ કરે છે કે દરેક રાજસ્થાનમાં જુદી જુદી રાજપ્રકરણી સ્થિતિ અને રીતરિવાજ હયાતી ધરાવે છે. હવે જો, ભૂગોળ, સંસાર વેપારરોજગાર, રીતભાત એ બધું એક હોવા છતાં, માત્ર રાજ્યબંધારણ જ બ્રિટિશ હિન્દુસ્તાન અને રાજસ્થાનો વચ્ચે જુદું જુદું છે એ કારણે જ એ બે હિન્દુસ્તાનો જુદાં જુદાં છે એમ કહે છે. તો રાજસ્થાનો વચ્ચે પણ રાજ્યબંધારણ જુદું જુદું છે એમ પણ એ કબૂલ કરે છે. તો તો દરેક રાજસ્થાન એટલે એક એક હિન્દુસ્તાન એમ તેમની જ હકીકત અને ધોરણને આધારે થયું.

એમ બે હિન્દુસ્તાનો હોવાની તેમની હકીકત કિંવા અભિપ્રાય હકીકત અને સ્થિતિથી વિરૂદ્ધ છે.

## ૩ ૪ રાજપ્રકરણી વહીવટ : સર્વોપરિ સત્તા

રાજપ્રકરણી વહીવટ સ્થિતિ સંયાગોને અનુરૂપ ગમે ત્યારે નવો થઇ શકે તેમ કહીને તો કમીટીએ હદ વાળી છે; સંધિપત્રો, બંધનપત્રો ઇત્યાદિ ઉપર પાણી ફેરવ્યું છે. અમને લાગે છે કે આથી વિશેષ ભયંકર કાંઇ હોઇ શકે જ નહિ. તેમાં વાજબીપણું અથવા ન્યાય કશું યે હોય એમ અમારૂં માનવું નથી. સર્વોપરિ સત્તાની મર્યાદા પણ એ પ્રમાણે અમર્યાદ રાખીને સામ્રાજ્યે રાજસ્થાનો ઉપરની પોતાની ચોકી મજબૂત કરી.

## ૫. ગવર્નર જનરલને બદલે વાઇસરોય

આ ભલામણ કમીટીના કોઇ પ્રદેશની બહાર હતી. એથી રાજાઓને કશો જ ફાયદો નથી. બ્રિટિશ હિન્દુસ્તાનને પણ ફાયદો નથી. બ્રિટિશ હિન્દુસ્તાનના હક્ક ઉપર એ એક પ્રકારનું આક્રમણ છે.

## ૬. કમીટીઓ

આવી કમીટીઓનું સૂચન મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ રિપોર્ટમાં હતું. તે સારૂં છે. કમીટીએ એમાં કાંઇ નવું નથી કર્યું.

## ૭. નવી ભરતી

રાજપ્રકરણી ખાતામાંથી હિન્દુસ્તાનવાસીનું નામ નિશાન કાઢી નાંખવાનું આ એક પ્રકારનું કાવતરું છે. સામ્રાજ્યની બાજી સફળ ચલાવવાનો એ એક માર્ગ છે. એ ખુલ્લી રીતે સામ્રાજ્ય સિવાય સૌ કોઇને નુકસાનકારક છે.

## ૮. આર્થિક અને રાજકીય પ્રશ્નોના નિકાલ

આર્થિક સંબંધમાં નવી કમીટી નીમવા ભલામણ કરી છે. એ ઠીક છે. એણે પોતે એનો નિકાલ કરવાની ધૃષ્ટતા કરી હોત, તો કાંઈ પરિણામ ન આવત.

## ૯. તાજ સાથે

સંધિપત્રો વગેરે તાજ સાથે થયાં છે એ નિર્ણયનો કાંઈ અર્થ નથી. ફકરા ૧૮માં તાજની વ્યાખ્યામાં હિન્દી સરકારને સમાવી દીધી છે, એટલે તાજ અને હિન્દી સરકાર વચ્ચે કાંઇ ફરક નથી રહેતો. એટલે આ નિર્ણય ખાસ અર્થવાળો નથી રહેતો.

## ૧૦. રાજાઓની સંમતિ વિના નહિ

આ નિર્ણય કરવાની પણ કમીટીને સત્તા નહોતી. આમ કરવાથી રાજાને કશો લાભ નથી. બ્રિટનની મજૂર સરકાર કરતાં હિન્દુસ્તાનની નેહરૂ સરકાર ખોટી નથી. એથી તો સામ્રાજ્યને જ લાભ છે. એથી સામ્રાજ્ય હિન્દુસ્તાનના એટલા ભાગ ઉપર પોતાનો કાબૂ કાયમ રાખે છે. રાજાઓને હોળીનું નાળીએર અને હથિયાર બનાવે છે.

## ૧૧. ભવિષ્યનો ખુલ્લો માર્ગ

આ વાત માટે આભાર. પણ તેમાં એક બાજી રાખી છે. રાજાઓના ધારાશાસ્ત્રીઓએ એમ કહ્યું છે કે આમાં 'રાજસ્થાનો'ની સંમતિ જોઇએ. કમીટીએ પોતે પોતાના અહેવાલના ફકરા ૫૧માં રાજા અને રાજસ્થાન વચ્ચે ભેદ કર્યો છે. ફકરા ૫૩માં 'રાજસ્થાન'માં પ્રજાનો પણ સમાવેશ કર્યો છે. અને અહીં આ સંમતિમાં ધારાશાસ્ત્રીઓ જો કે 'રાજસ્થાન' એટલે રાજા અને પ્રજા બન્નેની સંમતિની આવશ્યકતા બતાવે છે, પરંતુ કમીટી માત્ર 'રાજાઓની સંમતિની આવશ્યકતા' કહે છે. એનો ભાવ એ છે કે બધી વાત માત્ર રાજાઓ ઉપર છોડી. રાજાઓના સ્વાર્થ રાજપ્રકરણી અમલદારોના હાથમાં

એટલા ગૂંચવાએલા છે કે એનાથી તો રાજપ્રકરણી અમલદારોની ઈચ્છા વિરૂદ્ધ બીજું કાંઈ થાય જ નહિ. એટલે કે 'રાજાઓ'ની સંમતિ ઉપર બધું છોડીને, જે માર્ગ 'ખુલ્લો' હોવાનું કહે છે તે 'બંધ' જ રાખ્યો છે. સામ્રાજ્ય અને રાજપ્રકરણી અમલદારો વિરૂદ્ધ માત્ર પ્રજા જ અવાજ કાઢી શકે. રાજાનું એ ગજું નહિ. એ રીતે આડકતરી રીતે એ માર્ગ 'બંધ' જ રાખ્યો છે.

## પ્રકીર્ણ

રેલ્વે ઉપર હકૂમત આવવાની વાત ફકરા ૯૨માં છે. કદાચક દ્રષ્ટિએ જરૂરી નહિ એવી, અને સળંગ વહેવારવાળી નહિ એવી, પોતાની જ હકૂમતમાં ચાલતી રેલવેઓ ઉપર હકૂમત આપવાની ભલામણ કરી છે. પહેલી દૃષ્ટિએ એ વાત નવી જણાય છે. પણ ફકરા ૯૨ના છેલ્લા ભાગમાં સ્પષ્ટ કર્યું છે કે એ સંબંધમાં સને ૧૯૨૪માં હિન્દી સરકાર અને રાજસ્થાનો વચ્ચે થયેલ સમાધાનનો સારાંશ જ એ ફકરામાં આપ્યો છે. એમાં કશી નવીનતા નથી. કાઠિયાવાડમાં તો હિન્દી સરકાર સાથેના એ સમાધાનની રૂઇયે હકૂમત આપવી ન આપવી એનો નિર્ણય કરનારી કોઠાવાળા કમીટી પણ બેસી ગઇ અને તેનો નિર્ણય નકારમાં આવી પણ ગયો. એ બાબત એટલે એ કાંઇ જાણવા યોગ્ય નથી.

ટંકશાળ કરવા દેવાની 'ના' ઉપર પણ મહોર મારી. મીઠું, તાર અને ટપાલના હક્કો સંબંધમાં પણ 'ના' સંભળાવી દીધી.

બાકી બધું મામૂલી છે.

## સાર

રાજાઓ ઉપર આજ સુધી લેવાએલાં હરેક પગલાં મંજૂર રાખ્યા. દરમ્યાનગીરીની સત્તા હોવાનું ઢોલ પીટી પીટીને કહ્યું. રાજ્યતંત્રમાં ફેરફાર કરવાની વાતમાં પણ દરમ્યાનગીરી થઈ શકે એમ પણ કહ્યું. સર્વોપરિ સત્તા અને રાજપ્રકરણી વહીવટ અમર્યાદિત ઠરાવ્યો. રેલ્વે, તાર, ટપાલ, મીઠું, જકાત મહેસૂલ, બધી બાબતમાં કાંઇ લાભ ન આપ્યો. બે લાભ આપ્યા. રાજા અને તેનાં કુટુમ્બીઓની અંગત વપરાશ ઉપર જકાત માફ. રાજાઓને ટપાલની અમુક ટીકીટો મફત મળશે. ક્રૂર મશ્કરીનું આથી ભયંકર ઐતિહાસિક પ્રકરણ ભાગ્યે જ લખાયું હશે.

રાણપુર
ગુરૂવાર : ૯, મે, ૧૯૨૯

સંપાદક

# દરમ્યાનગીરી અવશ્ય કરીશું

૪૯. સંધિપત્રો અને સનદોની કલમોને આધારે, શિરસ્તાને આધારે, અને રાજાઓના વિશિષ્ટાધિકારો, હક્કો અને દરજ્જાને અક્ષત સાચવી રાખવાના શહેનશાહે રાજાઓને આપેલા વચનને આધારે, રાજ્યોમાં બળવો અથવા દંગો થાય તે સામે રાજ્યનું રક્ષણ કરવાની ફરજ સર્વોપરિ સત્તાને શિરે રહેલી છે. આ ફરજની સાથે જ સંબંધ ધરાવતી સર્વોપરિ સત્તાની એ પણ ફરજ છે કે જ્યારે દરમ્યાનગીરીની માગણી થાય ત્યારે અથવા જ્યારે તે આવશ્યક જણાય ત્યારે, દરમ્યાનગીરી કરવી. બળવા સામે રાજાનું રક્ષણ કરવાની બાહેધરી સાથે જ એ જવાબદારી રહેલી છે કે એ બળવાનાં કારણો તપાસવાં અને વાજબી ફરિયાદો રાજાએ દૂર કરવી જ જોઇશે તેવી માગણી કરવી. અને એ પરિણામ લાવવા માટે આવશ્યક જણાય એવાં પગલાં લેવાં એ ફરજ પણ સર્વોપરિ સત્તાની છે.

૫૦. રાજાઓના વિશિષ્ટાધિકારો, હક્કો અને દરજ્જાને અક્ષત જાળવી રાખવાને શહેનશાહે આપેલા વચન સાથે જ રાજાને નિર્મૂળ કરવાના પ્રયત્ન સામે રાજાનું રક્ષણ કરવાની ફરજ પણ રહેલી છે. રાજાના ગેરવહીવટને કારણે જો આવા પ્રયત્નો થતા હોય, તો ઉપરના ફકરામાં જણાવેલ શરતે જ રાજાને તેવું રક્ષણ આપી શકાશે. જો તે પ્રયત્નો ગેરવહીવટને કારણે નહિ, પરંતુ બદલો કરવાની વ્યાપક પ્રજાકીય માગણીને કારણે હશે, તો, સર્વોપરિ સત્તાની ફરજ રાજાના અધિકાર, વિશિષ્ટાધિકાર અને દરજ્જાનું રક્ષણ કરવાની રહેશે: પણ તે સાથે રાજાને નિર્મૂળ કર્યા વિના આ માગણીને સંતોષ મળે તેવાં પગલાં સૂચવવાની ફરજ પણ સર્વોપરિ સત્તાની રહેશે.

(બટલર કમીટીના અહેવાલમાંથી)

# પ્રાસ્તાવિક પત્ર

હિન્દી વજીર, ધી રાઇટ ઓનરેબલ વાઇકાઉન્ટ પીલ, પી. સી., જી. બી. ઇ., જોગ,

નામદાર,

## અમારી કમીટીની નિમણુંક અને તપાસમુદ્દા

અમારી નિમણુંક આપ નામદારના પુરોગામી હિન્દી વજીર ધી રાઇટ ઓનરેબલ ધી અર્લ ઓફ બર્કનહેડ પી. સી., જી. સી. એસ. આઇ., તરફથી ૧૯૨૭ના ડીસેમ્બરની ૧૬મી તારીખે કરવામાં આવી છે. અમારૂં કાર્યક્ષેત્ર નીચે પ્રમાણે છે.

(૧) સર્વોપરિ સત્તા તથા રાજસ્થાનોની વચ્ચેના સંબંધો પરત્વે અહેવાલ રજૂ કરવો. તેમાં નીચેની બાબતોમાંથી ઉપસ્થિત થતા હક્કો તેમજ કર્તવ્યોનો ખાસ ઉલ્લેખ કરવો:

(अ) સંધિઓ, બંધણીઓ અને સનંદો અને

(ब) વહીવટ, સ્વીકૃતિ, અને બીજાં કારણો: અને

(૨) બ્રિટિશ હિન્દ અને રાજસ્થાનો વચ્ચેના નાણાં-પ્રકરણી તેમજ આર્થિક સંબંધોની તપાસ કરવી અને તેની વિશેષ સંતોષકારક ગોઠવણ માટે કમીટીને જે કાંઇ ભલામણો ઇષ્ટ અથવા જરૂરી લાગે તે કરવી.

ભાગ પહેલો સર્વોપરિ સત્તા અને હિન્દી રાજસ્થાનોના માત્ર અત્યારના સંબંધોને જ લગતો છે. ભાગ બીજો બ્રિટિશ હિન્દ અને હિન્દી રાજસ્થાનો વચ્ચેના અત્યારના નાણાંવિષયક અને આર્થિક સંબંધોને લગતો છે, એટલું જ નહિ પણ તે ભવિષ્યને માટે ભલામણ કરવાનું પણ અમને નિમંત્રણ કરે છે.

## તપાસનું મૂળ

૨. આ તપાસની વિનતિનો જન્મ ૧૯૨૭ના મે માસમાં સીમલામાં વાઇસરોયે બોલાવેલી મંત્રણા-પરિષદમાં થયો છે. ત્યારે રાજાઓના એક પ્રાતિનિધિક સ્વરૂપના મંડળે, પોતાની અને સર્વોપરિ સત્તાની વચ્ચે ચાલતા સંબંધોની તપાસ કરવા તેમ જ બ્રિટિશ હિન્દ અને હિન્દી રાજસ્થાનો વચ્ચે અસરકારક મંત્રણા અને સહકાર શક્ય બનાવવાના માર્ગો સૂચવવા એક ખાસ કમીટીની નીમણૂંકની માગણી કરી. રાજાઓએ, પોતે જે કેટલીક મુશ્કેલીઓ ભોગવી રહ્યા હોવાનું પોતાને લાગે છે તેની પૂરતી તપાસ કરવાની પણ માગણી કરી.

## પ્રાથમિક ગોઠવણો

૩. ૧૯૨૮ના જાન્યુઆરીની ૧૪મી તારીખે દિલ્હીમાં અમારી કમીટી મળી, ત્યારે અમને જણાયું કે રાજાઓ પાસે હજુ પોતાનો 'કેસ' તૈયાર ન્હોતો. નરેન્દ્રમંડળની સ્થાયી સમિતિને કાયમી કાર્યાલય કે દફતરખાનું ન્હોતું: તેમ ઘણાં રાજ્ય પાસે સુવ્યવસ્થિત દફતર પણ તૈયાર ન્હોતું: અને રાજાઓએ કહ્યું કે 'લાંબી શોધખોળ વિના અમે અમારા દાવા ઘડી શકવાના નથી,' છેવટે અમારી કમીટી અને નરેન્દ્રમંડળની સ્થાયી કમીટી વચ્ચે એમ નક્કી થયું કે ચાલુ શિયાળાના મહિનાઓમાં અમારે હિન્દી રાજસ્થાનોની મુલાકાતો લેવી, અને ત્યાર બાદ ઇંગ્લાંડ ઉપડી જવું. ત્યાં તેમનો કેસ અમારી પાસે અમારી સમક્ષ રજૂ કરવામાં આવે નરેન્દ્રમંડળની સ્થાયી કમીટી અને કેટલાક રાજાઓ તરફથી તેમનો કેસ અમારી સમક્ષ રજૂ કરવા પ્રખ્યાત ધારાશાસ્ત્રી ધી રાઇટ ઓનરેબલ સર લેસ્લી

સ્કોટ કે. સી., એમ. પી.ને રોકવામાં આવ્યા. ૧૯૨૮ના માર્ચની ૧લી તારીખે એક પ્રશ્નપત્ર નરેન્દ્રમંડળના સભ્યોને તેમજ તેમાં પ્રતિનિધિ મોકલવાનો હક્ક ધરાવનાર રાજ્યકર્તાઓને તેમજ હિન્દની સ્થાનિક સરકારોને મોકલવામાં આવ્યું. એ પ્રશ્નપત્ર અમારી તપાસના કાર્યપ્રદેશને અને મર્યાદાને સમજાવે છે અને તેની વ્યાખ્યા બાંધે છે. તે અહેવાલના પરિશિષ્ટ ૧ તરીકે આપવામાં આવ્યું છે.

## પ્રવાસ : અને મળેલી મદદ

૪. અમે રામપુર, પતિયાળા, બીકાનેર, ઉદેપુર, અલ્વર, જયપુર, જોધપુર, પાલણપુર, જામનગર, વડોદરા, હૈદ્રાબાદ, માઇસોર, ભોપાળ, ગ્વાલીયર અને કાશ્મીર એમ પંદર રાજ્યોની મુલાકાત લીધી. આ દરેક રાજ્યમાં અમે અમારી સમક્ષ મૂકવામાં આવતા પ્રશ્નોની વાતચીત સ્વરૂપે ચર્ચા કરી. અમે ધોલપુરની પણ ઉડતી મુલાકાત લીધી. આ રીતે એકંદર અમે હિન્દના જુદા જુદા ભાગોની આઠ હજાર માઇલની મુસાફરી કરીઃ અને અડતાળીશ સાક્ષીઓની વિધિ વગર તપાસ કરી. મેની શરૂઆતમાં અમે ઈંગ્લાંડ પાછા ફર્યા. ઉનાળા દરમ્યાન, કાશ્મીર ભોપાળ, પતિયાળા, કચ્છ અને નવાનગરના નામદાર રાજા સાહેબો, જેઓ નરેન્દ્રમંડળની સ્થાયી કમીટીના સભ્યો છે તેઓ પણ ઈંગ્લાંડમાં આવી પહોંચ્યા. અકટોમ્બર–નવેમ્બરમાં સર લેસ્લી સ્કોટે જેના પ્રતિનિધિ તરીકે પોતે કામ કરતા હતા તે રાજ્યોનો કેસ રીતસર રજૂ કર્યો, ત્યારે તેઓ હાજર રહ્યા. જે જે રાજ્યોની અમે મુલાકાત લીધી તે તે રાજ્યોના રાજાઓની જબરી અને પરંપરાગત પરોણાગત માટે તેમનો અમે ઉંડો આભાર માનીએ છીએ; તેમ જ જે રાજાઓનાં નિમંત્રણનો અમે સ્વીકાર નથી કરી શકયા તેમના પ્રતિ અમે દિલગીરી જાહેર કરીએ છીએ; તેમજ સ્થાયી કમીટી, વ્યક્તિગત રાજાઓ, જુદાં જુદાં રાજ્યના પ્રધાનો અને રાજ્યતંત્રો, અને બીજાઓ અને ખાસ કરીને કર્નલ હસ્કર સી. આઇ. ઇ.ની મદદથી કામ કરતા તેમના ધારાશાસ્ત્રી સર

લેસ્લી સ્કોટ—એ બધા પાસેથી સર્વત્ર અમને મળેલી સહાય અને અમારા પ્રતિ બતાવવામાં આવેલી અખંડિત સભ્યતાનો અમે સ્વીકાર કરીએ છીએ. અમારા કાર્ય દરમ્યાન નામદાર લોર્ડ ઇરવીન અને હિન્દના રાજકીય તેમજ બીજાં ખાતાંઓ તરફથી અમને જ્યારે જોઇએ ત્યારે જે તત્કાળ મદદ મળી છે તેનો પણ અમે સ્વીકાર કરીએ છીએ.

## રાજસ્થાનોની પ્રજા, માંડલિક ઠાકોરો અને જાગીરદારો તરફથી મળેલાં નિવેદનો

૫. અમારા કાર્ય દરમ્યાન, રાજસ્થાનોની પ્રજાના પ્રતિનિધિત્વનો દાવો કરનારી સંસ્થાઓ અને વ્યક્તિઓ અમારી સમક્ષ આવેલાં. એ એકદમ સ્પષ્ટ હતું કે અમારા તપાસમુદ્દામાં તેમની કહેવાતી ફરિયાદોની તપાસનો સમાવેશ થતો ન્હોતો. અમે તેમને સાંભળવાની ના પાડી; પણ અમે તેમને લિખિત નિવેદનો રજૂ કરવાની રજા આપી અને અમારી મુસાફરી દરમ્યાન રાજ્યોના વહીવટનું સામાન્ય સ્વરૂપ નક્કી કરવાનો પ્રયત્ન કર્યો. અમને બિહાર અને ઓરિસાના ઘણા માંડલિક ઠાકોરો તરફથી પણ તેમના દરજ્જા અને સત્તાઓની પુનરવિચારણા માટે વિનતિ કરનારાં વિજ્ઞાપનો મળેલાં; તેમ જ કોલ્હાપુર રાજ્યના માંડલિકો તરફથી પણ વિજ્ઞાપનો મળેલાં. તે અમારા કાર્યપ્રદેશની બહાર હોઇને, અમે તેની પણ ચર્ચા કરી નથી.

## રાજાઓના જુદા જુદા વિચારો

૬. રાજાઓ પોતે મહત્ત્વના પ્રશ્નો ઉપર અત્યંત જુદા જુદા વિચારો ધરાવતા હતા એમ અમને તરત જ દેખાયેલું. હૈદ્રાબાદ, માઇસોર, ત્રાવણકોર, વડોદરા વગેરે મહત્ત્વનાં રાજ્યો તેમ જ કાઠિયાવાડનાં અને બીજા ભાગોનાં કોચીન, રામપુર, જુનાગઢ અને બીજાં રાજ્યોએ સર લેસ્લી સ્કોટ દ્વારા રજૂ થવાની ના પાડી અને પ્રશ્નપત્રના લિખિત જવાબો રૂપે પોતાનો કેસ રજૂ

કરવાનું પસંદ કર્યું. એ છતાં, અમે દાવો કરીએ છીએ કે, જ્યાં સુધી શક્ય છે ત્યાં સુધી, રાજાઓના સંઘ તરીકે વિચારો નક્કી કરવા અમારાથી બનતો બધો પ્રયત્ન અમે કર્યો છે.

## દસ્તાવેજોના થોકડેથોકડા

૭. બધા મળીને જુદાં જુદાં રાજ્યોમાંથી પ્રશ્નપત્રના ૭૦ જવાબ મળ્યા છે. આમાંના ઘણાં, રાજાઓની અને દરબારોની લાગણીઓ શી છે તે બતાવનારા હોવા છતાં, (૧) રાજ્યના સીમાડાની ફેરતપાસ, (૨) ઘણાં વર્ષો પહેલાં સુપ્રત થયેલા અથવા નક્કી થઇ ગયેલા મુલકો પરત્વેના દાવાઓ, (૩) ગયા સૈકામાં ગમે તે સમયે થયેલા સર્વોપરિ સત્તાના નિર્ણયોને ફેરવવાની અરજીઓ, (૪) દરજ્જો, સલામી, ઇલ્કાબો, ખિતાબો અને અંગત મોભા સંબંધમાં વિનતિઓ-વગેરે અમારા તપાસક્ષેત્રની બહારની વસ્તુઓને ચર્ચતી હતી. આ વિનતિઓ અને અરજીઓ હિન્દી સરકારના રાજ્યપ્રકરણી ખાતાને મોકલી દેવામાં આવશે.

## મંત્રી અને તેના માણસોનો આભાર

૮. છેવટે, અમે અમારા મંત્રી લેફ્ટેનન્ટ કર્નલ જી. ડી. ઓજીલ્વી, સી. આઇ. ઇ.એ કરેલું પ્રશંસનીય કાર્ય આપ નામદારના લક્ષ ઉપર લાવવા ઇચ્છીએ છીએ. તાજેતરની ચર્ચાઓનું તેનું અસામાન્ય જ્ઞાન, રાજાઓમાં તેની અત્યંત પ્રિયતા, તેનો ઉદ્યોગ, ખંત અને શક્તિઃ એ બધાએ અમારા ઉપર ભારે છાપ પડી છે અને અમે મોટા ઋણ નીચે આવ્યા છીએ.

કમીટીની કચેરીના માણસોએ તેમનું કામ બહુ જ સંતોષપૂર્વક કર્યું હોઇને અમે તેની પણ કદર કરીએ છીએ.

## અહેવાલોના વિભાગો

૯. અમે અમારો અહેવાલ ચાર વિભાગમાં તૈયાર કર્યો છેઃ

(૧) સર્વોપરિ સત્તા અને રાજસ્થાનો વચ્ચેના સંબંધો : ઐતિહાસિક સાર

(૨) સર્વોપરિ સત્તા અને રાજસ્થાનો વચ્ચેના સંબંધો : વધારે વિસ્તારી પરીક્ષા

(૩) બ્રિટિશ હિન્દ અને રાજસ્થાનો વચ્ચેના નાણાં-વિષયક અને આર્થિક સંબંધો : તંત્ર

(૪) બ્રિટિશ હિન્દ અને રાજસ્થાનો વચ્ચેના નાણાં-વિષયક અને આર્થિક સંબંધો : ખાસ દરખાસ્તો.

આપ નામદારના આજ્ઞાંકિત સેવકો,

હાઇકોર્ટ બટલર

સીડની પીલ

૧૪ : ફેબ્રુઆરી ૧૯૨૯ ડબલ્યુ એમ. હોલ્સવર્થ

# સર્વોપરિ સત્તા અને રાજસ્થાનો વચ્ચેનો સંબંધ : ઐતિહાસિક તપાસ

## બે હિન્દુસ્તાન

૧૦. હિન્દુસ્તાનના નકશાની રાતા રંગની બાંધણીમાં પીળા રંગની મોટી ભાતો પડી છે. આ પીળી ભાત તે હિન્દી રાજસ્થાનો. મરાઠી સત્તા અને મોગલ સામ્રાજ્યનાં ખંડેરો ઉપર અંગ્રેજી રાજ્યના પાયા નંખાયા તે વખતે આ રાજસ્થાનો બચી ગયેલાં. બર્મા સિવાયના હિન્દુસ્તાનના કુલ ક્ષેત્રફળનો ⅖ ભાગ અને બર્મા સિવાયની હિન્દુસ્તાનની વસતિનો કુલ ⅖ ભાગ આ રાજસ્થાનો ધરાવે છે. એટલે કે તેમનું ક્ષેત્રફળ ૫,૯૮,૧૩૮ ચોરસ માઇલ છે અને વસતિ ૬,૮૬,૫૨,૯૭૪ માણસોની છે. રાજકીય દૃષ્ટિએ જોતાં હિન્દુસ્તાન બે વિભાગોમાં વહેંચાયેલું છે. હિન્દુસ્તાનની ધારાસભાના અને અંગ્રેજી પાર્લમેન્ટના કાયદાને આધારે જેનો વહીવટ 'તાજ' કરે છે તે બ્રિટિશ હિન્દુસ્તાન : અને 'તાજ'ના

---

*બર્મા સિવાયના અને રાજસ્થાનો સાથેના હિન્દુસ્તાનનું ક્ષેત્રફળ ૧૫,૭૧,૬૨૫ ચોરસ માઈલ છે. અને સને ૧૯૨૧ના વસતિપત્રક મુજબ બર્મા સિવાયના અને રાજસ્થાનો સાથેના હિન્દુસ્તાનની વસતિ ૩૦,૫૭,૩૦,૨૮૮ છે.

સર્વોપરિપણા નીચે પરંતુ મોટે ભાગે રાજાઓની વ્યક્તિગત સત્તા તળે જેનો વહીવટ ચાલે છે તે હિન્દી રાજસ્થાનો. ભૂગોળની દૃષ્ટિએ રાતા પીળા રંગનું બનેલું હિન્દુસ્તાન એક અને અવિભાજ્ય છે. એ રાતા અને પીળા વિભાગોને સંયુક્ત રાખવા એ મુસદ્દીઓ માટેનું મનોયત્ન છે.

## હિન્દી રાજસ્થાનો

૧૧ અત્યારનાં હિન્દી રાજસ્થાનો ચોખ્ખા ત્રણ વિભાગોમાં વહેંચાઈ ગયાં છે તે નીચે પ્રમાણે :

| રાજ્ય અગર જાગીરનો વર્ગ વગેરે | સંખ્યા | ક્ષેત્રફળ-ચોરસ માઈલમાં | વસતિ | ઉપજ કરોડમાં |
|---|---|---|---|---|
| (૧) પોતાના હક્કથી નરેંદ્ર મંડળના જેઓ સભાસદો છે તેવાં રાજસ્થાનો. | ૧૦૮ | ૫,૧૪,૮૮૬ | ૫,૯૮,૪૭,૧૮૬ | ૪૨·૧૬ |
| (૨) પોતામાંથી જ પોતે ચૂંટી કાઢેલા બાર સભાસદો નરેંદ્રમંડળમાં મોકલે છે તેવાં રાજ્યો. | ૧૨૭ | ૭૬,૮૪૬ | ૮૦,૦૪,૧૧૪ | ૨·૮૯ |
| ૩. જમીનદારો, જાગીરદારો વગેરે. | ૩૨૭ | ૬,૪૦૬ | ૮,૦૧,૬૭૪ | ·૭૪ |

રાજ્યતંત્ર અને ક્ષેત્રફળ એ બન્ને દૃષ્ટિએ 'હિન્દી રાજસ્થાન' શબ્દપ્રયોગ એકદમ સ્થિતિસ્થાપક છે. એક તરફથી જેનું ક્ષેત્રફળ ૮૨,૭૦૦ ચોરસ માઈલ છે, જેની વસતિ ૧,૨૫,૦૦,૦૦૦ છે અને જેની ઉપજ સાડા છ કરોડ છે, એવું હૈદ્રાબાદ રાજ્ય એમાં આવે છે : અને બીજી તરફથી જેનું ક્ષેત્રફળ અમુક એકરોનું જ માત્ર છે અને જેની ઉપજ એક સામાન્ય કારીગરની વાર્ષિક કમાણીથી મોટી નથી એવી કાઠિયાવાડની કેટલીક જાગીરો પણ એમાં આવે છે. આર્થિક દૃષ્ટિએ, રાજકીય દૃષ્ટિએ અને વહીવટની દૃષ્ટિએ પ્રગતિમાન એવાં રાજ્યો પણ એમાં

આવી જાય છે, તેમ બીજી તરફથી મધ્યકાલીન વાતાવરણ હજી પણ પોતાને ત્યાં સંઘરી બેઠેલાં એવાં ઘરધણી અથવા અર્ધ-પટાવતી એવાં રાજ્યોનો પણ એમાં સમાવેશ થાય છે. ઓછી વધતી સત્તા ધરાવતાં રાજ્યો, માઇસોર અને ત્રાવણકોર જેવાં બંધારણપૂર્વક ચાલતાં રાજ્યો અને સાફ સાફ આપખુદ રાજ્ય-તંત્રો પણ આમાં આવી જાય છે. એ બધાં વચ્ચે એક સમાનતા છે અને તે એ છે કે તેઓ બ્રિટિશ હિન્દુસ્તાનનાં ભાગ નથી, તેમ જ બ્રિટિશ હિન્દુસ્તાને ઘડેલા કાયદાને તે અધીન નથી.

## ભૌગોલિક અને ઐતિહાસિક સ્વરૂપ

૧૨. ભવ્યમાં ભવ્ય અને સરળમાં સરળ એવા સ્વરૂપે કુદરત હિન્દી રાજસ્થાનોમાં દેખાઇ રહી છે. અનાદિ હિમશ્રેણીઓથી છવાયેલો હિમાલય પૂર્વ દેશની ગહનતા અને તેના કંઇ કંઇ પુરાણાં કથાનકોને પોતાના હૈયામાં સાચવતો ઉભો છે. જૂના કાળના પશ્ચિમ પ્રદેશના સાહસનાં સ્મરણો તાજાં કરતાં ત્રાવણકોર અને કોચીનનાં સરોવરો શાંત નિદ્રા લઇ રહ્યાં છે. રાજપૂતાના અને મધ્ય હિન્દુસ્તાનના એ સૂકા સપાટ પ્રદેશમાં આવી રહેલી ગિરિ-માળાઓ શૌર્ય અને વીરતાનાં સ્મરણો આજ પણ ખડાં કરે છે અને મહાન વિચારો અને મહાન કાર્યો માટે પ્રેરણા રેડી રહ્યાં છે. સુવર્ણ અને જવાહીરો માટે પ્રખ્યાત એવા માઇસોર અને હૈદ્રાબાદના સપાટ અને ગિરિશૃંગવાળા પ્રદેશો, એ નદીઓ, એ વનશ્રી અને એ ઝરણાંઓ વગેરે ઇતિહાસની કંઇ કંઇ વિભૂતિ-ઓની જાણે સ્તુતિ કરી રહ્યાં છે. દક્ષિણની એ ખીણોમાં થઇને મરાઠાઓનાં સર્વગ્રાહી સૈન્યો બહાર નીકળતાં, અને એક જગ્યાએ રોટલો ખાતાં તો બીજી જગ્યાએ પથારી પામતાં, ઠેઠ દિલ્હીના દરવાજા સુધી પહોંચી જતાં. પશ્ચિમની પ્રગતિશીલ અને ઉદ્યોગપ્રિય પ્રજાવાળાં કાઠિયાવાડી બંદરો; તેની બરાબર પૂર્વમાં મણીપુરનાં જંગલોમાંના સતજુગીઆ અને ચિત્રવિચિત્ર રીતભાતવાળા લોકો છે. મોગલ અને મરાઠાના કાળનાં લશ્કરી જીવનને ઠેકાણે આજે

અંગ્રેજી રાજ્યની સ્થિર શાંતિ આવી છે. પણ પ્રાચીન વાર્તાઓમાં અને ભવિષ્યની આશાઓમાં એ જૂની મનોદશા હજી પણ જીવતી છે.

## રાજસ્થાનોની ઉપયોગિતા

૧૩. હિન્દી રાજસ્થાનો હજી યે ભારતવર્ષનો એક રમણીયમાં રમણીય વિભાગ છે. રાજા પ્રજા બન્ને જ્યાં હિન્દુ છે ત્યાં હિન્દુસ્તાનનું આર્યકાળનું રાજ્યતંત્ર પણ તે બતાવે છે. બ્રાહ્મણીય રાજ્યબંધારણમાં બ્રાહ્મણ એ જેટલું ઉપયોગી તત્ત્વ છે તેટલું જ ઉપયોગી તત્ત્વ ક્ષત્રિય રાજા છે અને હિન્દુના હૃદયની તમામ દેશાભિમાની લાગણીઓ તેના તરફ ઢળે છે. રાજ્યકર્તા અને તેની પ્રજાને ધર્મની ગ્રંથિ જ બાંધી રાખે છે એમ નથી. ઉત્તર હિન્દુસ્તાનમાં આવેલા કાશ્મીરના મોટા રાજ્યમાં રાજા હિન્દુ છે જ્યારે તેની પ્રજાનો મોટો ભાગ મુસલમાન છે, અને દક્ષિણમાં આવેલા હૈદ્રાબાદના મોટા રાજ્યમાં રાજા મુસલમાન છે જ્યારે તેની પ્રજાનો મોટો ભાગ હિન્દુ છે. સાચે જ, હિન્દી રાજસ્થાનો એ હિન્દી હિન્દુસ્તાન છે એમ કહી શકાય.

## રાજાઓની ઉપયોગિતા અને તેમની સેવાઓ

૧૪. સામ્રાજ્યના ઇતિહાસમાં હિન્દી રાજાઓએ અગત્યનો ભાગ ભજવ્યો છે. બળવાના સમયે તેમની વફાદારી; સ્વદેશાભિમાની હરેક માગણીનો તેમના તરફથી મળતો ઉત્તર; મહાન યુદ્ધમાં તેમની ઉમદા સેવાઓ; તાજ અને શહેનશાહની જાત તથા રાજકુટુમ્બ તરફ તેમની ભવ્ય ભક્તિ : એ બધી આપણા ઇતિહાસની ગૌરવશીલ વાતો છે. તેમના શહેનશાહ તરફ એક બાળકના જેવી ભક્તિ તેઓ ધરાવે છે. શહેનશાહ માટે તેમની સેવા સદા એક સરખી છે.

## રાજસ્થાનોની પ્રગતિ

૧૫. ઘણા કાળ સુધી આ રાજસ્થાનો પોતાનાં જૂનાં રીતરીવાજો મુજબ ચાલ્યાં. પણ અર્વાચીન કાળના પ્રવાહે તેમને

પણ સપાટામાં લીધાં છે. બ્રિટિશ હિન્દુસ્તાનના પગલે પગલે પોતાનાં તંત્રોમાં સુધારણાઓ કરવાના તેમના પ્રયત્નને ઘણે ઠેકાણે સારી ફત્તેહ મળી છે. પહેલા વર્ગનાં એકસો આઠ રાજ્યો પૈકી ૩૦ રાજ્યોમાં આજે ધારાસભાઓ છે, જેમાંની ઘણી ખરી માત્ર સલાહકારક મંડળ સ્વરૂપે છે; ૪૦ રાજ્યોમાં ઓછે વધતે અંશે બ્રિટિશ હિન્દુસ્તાનના નમૂના પ્રમાણેની ન્યાયની વરિષ્ટ અદાલતો છે; ૩૪ રાજ્યોમાં ન્યાય અને કારોબારી ખાતાંઓને જુદાં પાડવામાં આવ્યા છે; ૫૬ રાજ્યોમાં રાજાઓ માટે નક્કી કરેલું સાલીઆણું છે; ૪૬ રાજ્યોમાં અધિકારીઓનું ધોરણસર અને ગ્રેડવાળું સીવીલ લીસ્ટ છે: ૫૪ રાજ્યોમાં પ્રોવીડન્ટ ફંડ અથવા પેન્શનના ધારા છે: આમાંના કેટલાક સુધારાઓ અલબત્ત પ્રારંભિક અથવા તો માત્ર કાગળ ઉપરના છે, પરંતુ પોતાની પ્રજાને પોતે પ્રત્યેક રીતે જવાબદાર છે એથી ભાવના બધાં રાજ્યોમાં ફેલાતી જાય છે. નવી ભાવના જાગી છે. છેલ્લાં વીશ વર્ષમાં સ્થિતિમાં ખૂબ ફેરફાર થયા છે.

## રાજસ્થાનોમાં રાજકીય અસમાનતા

૧૬. ભૂગોળ અને ઇતિહાસની દૃષ્ટિએ રાજસ્થાનોમાં અસમાનતા છે એટલું જ નહિ, પણ રાજકીય દૃષ્ટિએ તો એથી યે વધારે અસમાનતા છે. કુલ રાજસ્થાનો પૈકી માત્ર ચાળીસ રાજ્યોને જ સર્વોપરિ સત્તા સાથે સંધિઓ થઇ છે. એથી વધારે રાજ્યોને અમુક પ્રકારની સનંદો* અથવા બંધનખતો છે. બાકીનાં

*સર હેન્રી મેઇને સનંદ શબ્દની વ્યાખ્યા એમ કરી છે કે "સનંદ એટલે હિન્દુસ્તાનના શહેનશાહોએ વાપરેલ કરાર, બક્ષીસ અથવા સમર્પણના સામાન્ય દસ્તાવેજ." તે એમ કહે છે કે "સનંદો એકપક્ષી જ હોય એમ નથી. એટલે જવાબદારીઓ નાખવામાં તેની અસર સંધિપત્રો અને બંધનપત્રો જેટલી જ છે." ધારાશાસ્ત્રીઓના અભિપ્રાય પ્રમાણે રાજકીય પરિભાષામાં સનંદ શબ્દનો ઉપયોગ તાજ તરફથી રાજસ્થાનના રાજાને બક્ષીસ અથવા સ્વીકારના અર્થમાં કરવામાં આવ્યો છે.

રાજ્યોને પૃથક્ પૃથક્ રીતે રાજ્યો તરીકે સ્વીકારવામાં આવ્યાં છે. રાજ્યોનું વર્ગીકરણ થયું છે તેથી ઘણી ચર્ચાઓને અવકાશ મળ્યો છે; અને જેમને નીચલા વર્ગમાં મૂકવામાં આવ્યા છે તેઓ સ્વાભાવિક રીતે ઉંચા વર્ગમાં મૂકાવા માટે ઉગ્ર ઇચ્છા ધરાવે છે. બીજી તરફથી બિનસત્તાવાર રીતે અમને એમ પણ સુચના થઇ છે કે નરેન્દ્રમંડળના સભાસદ માત્ર તે જ રાજાઓ થઇ શકે કે જેઓને સરકાર સાથે સંધિઓ થઇ હોય અને જેમને આંતરિક રાજ્યવહીવટમાં સારી જેવી સત્તા હોય. રાજ્યોનું ફરી વાર વર્ગીકરણ કરવું એ અમારી સત્તાની મર્યાદા બહારની વાત છે. અને રાજાઓ સાથેની વાતચીતનો જે સાર અમે કાઢી શકયા છીએ અને જેમાં બધા રાજાઓ એકમત છે તે એ છે કે પુનર્વર્ગીકરણના પ્રયત્નથી ઘણાં મનદુઃખ ઉત્પન્ન થશે અને એટલી બધી મુશ્કેલીઓ આવશે કે તે પ્રયત્ન ન કરવો તે જ બરાબર છે. હિન્દી રાજસ્થાનોની વિવિધતાને કારણે અને તેમના અંદર અંદરના મતભેદો લક્ષમાં લેતાં બધા સાથે એકધારો વહેવાર રાખવો એ અશકય નહિ તો મુશ્કેલ તો છે.

## પહેલા અને બીજા વર્ગ માટે જ

૧૭. અમે એટલું એકદમ કહી દઇએ કે અમારા વિચારો અને અમારી દરખાસ્તો મોટે ભાગે પહેલા અને બીજા વર્ગનાં રાજ્યો માટે જ છે, કે જેઓ પોતાની પ્રજા ઉપર, ઓછે વધતે અંશે, ઇન્સાફી, કારોબારી, અને કાયદા બાંધવાની રાજકીય સત્તા ભોગવે છે. ત્રીજા વર્ગ માટે ભલામણો કરવાની અમારી ઇચ્છા નથી. પણ એટલી વાત તો સ્પષ્ટ છે કે મોટાં રાજ્યોનાં પ્રશ્નો કરતાં તેમના પ્રશ્નો નિરાળા છે, અને તેનું નિરાકરણ વ્યક્તિગત કરતાં સમૂહમાં જ થઇ શકે તેમ છે. ત્રીજા વર્ગનાં કુલ ૩૨૭ રાજ્યો પૈકીનાં ૨૮૬ તો કાઠિયાવાડ અને ગુજરાતમાં છે. અમુક થાણાંઓ રૂપે તેમને વ્યવસ્થિત કરવામાં આવ્યાં છે. સર્વોપરિ સત્તાનો સ્થાનિક પ્રતિનિધિ નીમે તે અમલદારો તેનો વહીવટ કરે છે. આ અમલદારો દીવાની, ફોજદારી અને મહેસુલી

અમુક અમુક સત્તાઓ ભોગવે છે. વહીવટી ખર્ચો વધ્યે જાય છે એવે સમયે, એ ખર્ચોને વધારે ક્ષેત્રફળો વચ્ચે ફેળવવાની જરૂર રાજસ્થાનોને લાગે તો અમુક વધારે રાજ્યોનું કામ કરવા માટે અમલદારો નીમવાથી તેમ થઇ શકે તેમ છે. કાઠિયાવાડનાં અમુક મોટાં રાજ્યોમાં, એવાં અમુક રાજ્યોના સમૂહ માટે ન્યાયની એક વરિષ્ટ અદાલત નીમવાની વાતો અત્યારે જ થઇ રહી છે.

## સર્વોપાર સત્તા

૧૮ સર્વોપરિ સત્તા એટલે ગ્રેટ બ્રીટનની પાર્લામેન્ટને જવાબદાર એવા ગવર્નર જનરલ-ઇન-કાઉન્સીલ અને સેક્રેટરી ઓફ સ્ટેટ દ્વારા પોતાનો વહીવટ કરતો 'તાજ.' સને ૧૮૩૫ સુધીમાં તાજના ટ્રસ્ટી અને પ્રતિનિધિ તરીકે ઇસ્ટ ઇન્ડીઆ કંપની કામ કરતી. પણ સર્વોપરિ સત્તા તો કંપની મારફત 'તાજ' જ હતો. સને ૧૮૫૮નો કાયદો કે જેને આધારે કંપનીના વહીવટનો અંત આવ્યો, તેથી પોતાને પહેલાં નહોતી એવી કોઇ નવી સત્તા તાજને મળી નહોતી. પહેલાં 'તાજ' જે તંત્ર દ્વારા વહીવટ કરતો તે તંત્ર બદલાયું-એટલો જ ફેર થયો.

## સર્વોપરિપણું અને તેનો વિકાસ

૧૯. તાજના સર્વોપરિપણાનો હકીકત તરીકે અમલ કરવામાં આવ્યો છે અને ઘણા લાંબા કાળથી તેનો સ્વીકાર થયો છે. સંધિપત્રો, બંધનખતો અને સનંદો ઉપર તે રચાએલ છે, અને શિરસ્તા તથા સ્વીકૃતિથી તેમ જ હિન્દી સરકાર તથા સેક્રેટરી ઓફ સ્ટેટના ચુકાદામાં સમાએલ રાજ્યપ્રકરણી વહીવટથી તેને પુષ્ટિ મળી છે. વર્તમાન કાળના એક મહાન ધારાશાસ્ત્રીએ તેનો સામાન્ય વિકાસક્રમ નીચે પ્રમાણે બતાવ્યો છે. પ્રોફેસર વેસ્ટલેઇક લખે છે કે "હિન્દુસ્તાન અને યુનાઇટેડ કીંગ્ડમનાં રાજ્યબંધારણો એક જ પ્રજાએ પોતાના કાર્યથી નક્કી કર્યાં છે. અને પરિણામે તે બન્નેમાં એ પ્રકારની સમાનતા છે કે બન્નેમાંથી એક પણ બંધારણ યંત્રમાંથી નીકળતા પદાર્થ જેવી રચના નથી, પણ એ દરેકની

રચનામાં ઇતિહાસ, સિદ્ધાંત અને વર્તમાન હકીકતોનાં તત્ત્વો છે. અને તે બંધારણોનું વર્ણન કરનાર પુસ્તકોની રચના પણ એ જ પ્રકારે ભાતભાતની છે. તત્ત્વની દૃષ્ટિએ બન્ને વચ્ચેનો ભેદ એ છે કે જો કે બન્નેમાં અપાએલ વ્યાખ્યાઓ નવા પ્રશ્નો ઉભા થવાનો અવકાશ રાખે છે પરંતુ જ્યારે હિન્દુસ્તાનમાં નવા ઉભા થતા પ્રશ્નોનો નિર્ણય સર્વોપરિ સત્તા કરે છે, ત્યારે ઇંગ્લાંડમાં રાજાપ્રજાની સત્તાની સમતોલતાને કારણે, એવા પ્રશ્નોનો નિકાલ એટલો સુલભ નથી."

## રાજ્યનીતિમાં ફેરફાર

૨૦. ઓગણીસમી સદીમાં હિન્દુસ્તાનના એકલા અને અવિરોધ્ય વસ્તુતઃ સત્તાધારી બ્રિટિશ થયા ત્યારથી પોતાના એજંટો દ્વારા તે જ એ સર્વોપરિ સત્તા બન્યો. મી. મોન્ટેગ્યુ અને ચેમ્સફર્ડના રિપોર્ટમાં જણાવ્યું છે તે મુજબ રાજસ્થાનો તરફની બ્રિટિશ નીતિ મૂળ એવી હતી કે તેમના પોતાના કર્તવ્યવર્તુલની બહારના વિષયોમાં તેમણે દરમ્યાનગીરી ન કરવી. ત્યાર પછી લોર્ડ હેસ્ટીંગ્ઝે 'તાબેદારીભર્યા વિચ્છેદ'ની નીતિ ધારણ કરી. તે નીતિને સ્થાને હિન્દી સરકાર અને રાજસ્થાનો વચ્ચેના સબંધની અત્યારની ભાવના કે જેને સર્વોપરિ સત્તા 'સાથે એકતા અને સહકાર' એ શબ્દોમાં વર્ણવી શકાય એ અસ્તિત્વમાં આવી.

## સંધિપત્રો અને દરમ્યાનગીરીની સ્થિતિ : હૈદ્રાબાદ કેસ

૨૧. રાજાઓ સાથે થયેલ સંધિપત્રો અને બંધનખતોનું નિયમોચિતપણું અને તેમના હક્કો, વિશિષ્ટાધિકારો અને દરજ્જાનું અનુપાલન એ બન્નેની સર્વોપરિ સત્તા દાંડી પીટે છે અને તેનું પાલન કરે છે. પરંતુ રાજકીય, સામાજીક અને આર્થિક સ્થિતિના ફારફેરને અનુકૂળ થવા અર્થે સંધિપત્રોની શરતોની ઉપરવટ થઇને પણ ન છૂટકે સર્વોપરિ સત્તાને નિર્ણયો લેવા પડયા હતા અને સર્વોપરિ ફરજો અદા કરવી પડી હતી. સંધિપત્રો થયા અને લગભગ તુરત જ આ ક્રિયા શરૂ થઇ ગઇ.

હૈદ્રાબાદનો કિસ્સો દૃષ્ટાંત તરીકે ટાંકી શકાય. હૈદ્રાબાદ એ હિન્દુસ્તાનનું સૌથી અગત્યનું રાજસ્થાન છે. સને ૧૮૦૦ માં બ્રિટિશોએ હૈદ્રાબાદ સાથે સંધિ કરી તેની કલમ પંદરમાં નીચેની પેટા કલમ છે:

"કંપની સરકાર પોતા તરફથી આથી એમ જાહેર કરે છે કે નામદાર નીઝામની સંતતિ, સગાંવ્હાલાં, રૈયત અને નોકર ચાકર સાથે કંપની સરકારને કશી નિસ્બત નથી. તે બાબતમાં નિઝામ સરકાર સ્વતંત્ર છે."

છતાં સને ૧૮૦૪ની સાલમાં જ એક માણસને મુખ્ય પ્રધાન નિમવાનું હિન્દી સરકારે દબાણ કર્યું અને તેથી નિમણુંક થઈ. સને ૧૮૧૫માં એ જ સરકારને દરમ્યાનગીરી કરવી પડી કારણ કે નિઝામના દીકરાઓ નિઝામના હુકમોના સામા થયા. તે રાજ્યના તંત્રમાં ધીમે ધીમે અંધેર વ્યાપ્યું. ખેતી પડી ભાંગી. દુષ્કાળના ભાવો ચાલુ થઈ ગયા. ન્યાય અપ્રાપ્ય થયો. અને વસતિએ ભાગવા માંડ્યું. એટલે સને ૧૮૨૦માં ફરીથી હિન્દી સરકારને દરમ્યાનગીરી કરવી પડી. ખેતીકાર વર્ગોનું રક્ષણ કરવાની બુદ્ધિથી પ્રાંતિક તંત્ર ઉપર દેખરેખ રાખવા માટે બ્રિટિશ અમલદારોની નિમણુક કરવામાં આવી. ત્યારપછી ફરીથી કંપનીના ડિરેક્ટરોએ હિન્દી સરકાર દ્વારા નિઝામને ખબર આપ્યા કે: "અવ્યવસ્થા અને અંધેરના ઉદાસીન દૃષ્ટા અમે રહી શકીશું નહિ." અને જો સુધારણા નહિ થાય તો પોતાનો પ્રધાન બદલાવવાની અને સુતંત્ર સ્થાપવા અર્થે બીજા આવશ્યક સુધારાઓને દાખલ કરવાની ફરજ નિઝામ સરકાર ઉપર હિન્દી સરકાર નાંખશે. દરમ્યાનગીરીના આ તો અમુક જ પ્રસંગ છે. એટલું સ્પષ્ટ કરવાને તો એ પૂરતા છે કે, સમગ્ર હિન્દુસ્તાન માટેની પોતાની જોખમદારીને કારણે તેના પોતાના હિત માટે, રાજસ્થાનોના હિત માટે, અને રાજસ્થાનોની પ્રજાના હિત માટે, સર્વોપરિ સત્તાએ આદિકાળથી જ દરમ્યાનગીરી કરી છે.

## બિનદરમ્યાનગીરીના સિદ્ધાંતનું અનુસરણ: લોર્ડ કેનીંગની જાહેરાત

૨૨. દરમ્યાનગીરીની આ નીતિ પછી, વખતસર જ પ્રત્યાઘાત થયો. હિન્દુસ્તાન તાજના સીધા તંત્ર નીચે ગયું તે પહેલાં થોડાં વર્ષો સુધી બિનદરમ્યાનગીરીનો સિદ્ધાંત ચાલ્યો. રાજસ્થાનોને છૂટાં મૂકવામાં આવ્યાં. અને બળવો, ગેરકારોબાર અથવા બિનવારસી સ્થિતિ આવે એટલે સર્વોપરિસત્તા વચમાં પડે અને રાજસ્થાનને જોડી દેવામાં આવે. હિન્દુસ્તાનનું તંત્ર તાજે સીધું હાથમાં લીધું કે તુરત જ આ નીતિનો ત્યાગ થયો. તેનાં અનેક સૂચનો સાથેનો તે ઐતિહાસિક પ્રસંગ હિન્દુસ્તાનના પહેલા વાઇસરોય લોર્ડ કેનીંગે નીચે પ્રમાણે વર્ણવ્યો હતો:

તેણે કહ્યું કે, "સમગ્ર હિન્દુસ્તાનના નિઃશંક રાજ્યકર્તા અને સર્વોપરિ સત્તા તરીકે ઇંગ્લંડનો તાજ ખડો છે અને પોતાના માંડલિકો સન્મુખ આવવાની આ પહેલી તક તેણે લીધી છે. અગાઉના કાળમાં કદિ ન્હોતું તેવું સાર્વભૌમત્વ ઇંગ્લંડનો રાજા ધરાવે છે તે વસ્તુની સત્યતાનો હિન્દુસ્તાનના રાજાઓને અનુભવ થયો છે એટલું જ નહિ પણ તેનો તેમણે આતુરતાપૂર્વક સ્વીકાર કર્યો છે.

૧૮૬૦ના ૩૦ એપ્રીલના ખરીતામાં, લોર્ડ કેનીંગે બે સિદ્ધાંતો નક્કી કર્યા કે જેનો અમલ ત્યારથી તે આજ સુધી રાજસ્થાનો સાથેના તાજના વહેવારમાં કરવામાં આવ્યો છે. તે સિદ્ધાંતો નીચે પ્રમાણે: (૧) રાજાઓનું રાજ્ય કાયમી કરીને રાજસ્થાનોનું અવિભક્તપણું સાચવી રાખવું. તે માટે રાજાઓ દત્તક લઇ શકે તે સને ૧૮૬૨ની સનંદથી નક્કી કર્યું. (૨) વખતસરની દરમ્યાનગીરીથી ઉઘાડો ગેરકારોબાર અટકાવવો જ જોઇએ.

## રાજપ્રકરણી વહીવટ અને દરમ્યાનગીરી

૨૩. દરમ્યાનગીરીની આવશ્યકતાના આ સ્વીકારથી ચાલુ રાજપ્રકરણી વહીવટનો પ્રારંભ થયો કહેવાય. રાજપ્રકરણી ખાતું

મજબૂત થવાથી એ વહીવટને પુષ્ટિ મળી. લોર્ડ કર્ઝનના કાળમાં દરમ્યાનગીરી ટોચે પહોંચી. ૧૮૯૯માં મોટો દુષ્કાળ પડયો તેના આઘાતથી થોડા વખત માટે કેટલાંક રાજ્યોનાં તંત્ર તૂટી પડયાં અને રાજસ્થાનોની અંદરના પ્રજાજનોની જીંદગીનું રક્ષણ કરવા માટે અને એ લોકોને બ્રિટિશ હિન્દુસ્તાનમાં રખડવા આવતા અટકાવવા માટે ઉગ્ર દરમ્યાનગીરીની જરૂર પડી. માનવપ્રેમને કારણે કેટલાંક રાજ્યોનો દુષ્કાળવહીવટ લઇ લેવાની પણ સર્વોપરિ સત્તાને જરૂર પડી.

## સર્વોપરિ સત્તા સંબંધની જાહેરાતો

૨૪. જરા યે અસ્પષ્ટ નહિ એવી ભાષામાં દરમ્યાનગીરી કરવાનો પોતાનો અધિકાર સર્વોપરિ સત્તાએ જુદે જુદે પ્રસંગે કહી બતાવ્યો છે: સને ૧૮૭૩–૭૫માં વડોદરાના કેસ વખતે, સને ૧૮૯૧–૯૨માં મણિપુર કેસ વખતે, અને હમણાં તાજેતરમાં જ એટલે કે સને ૧૯૨૬ના માર્ચ માસમાં કે જ્યારે શહેનશાહની સરકારની સંમતિવાળો પત્ર લોર્ડ રીડીંગે નામદાર નિઝામને લખ્યો હતો ત્યારે. આ પત્ર એટલો બધો અગત્યનો છે કે તે આખો પત્ર પરિશિષ્ટ બીજામાં અમે ઉતારીએ છીએ.

## વડોદરા કેસ: ૧૮૭૩–૭૫

(૨૫) ગાયકવાડના રાજ્યવહીવટ સામે લાવવામાં આવેલી ફરિયાદોની તપાસ કરવા અને સુધારા સૂચવવા વડોદરા કેસમાં કમીશન નીમવામાં આવ્યું હતું. વડોદરા રાજ્ય અને અંગ્રેજી રાજ્ય વચ્ચેના સંબંધોને કારણે આવું કમીશન નીમી ન શકાય તે પ્રકારના ગાયકવાડના વાંધાના જવાબમાં હિન્દુસ્તાનના વાઇસરોય અને ગવર્નર જનરલે ગાયકવાડને નીચે પ્રમાણે જણાવ્યું હતું:

'સંધિપત્રોની ભાષામાં પણ દરમ્યાનગીરીને સંપૂર્ણ આધાર છે, પરંતુ તેને માટે બીજા આધારો પણ છે. આપ નામદારે બરાબર કહ્યું છે કે 'હિન્દુસ્તાનમાં સર્વોપરિ સત્તા તો અંગ્રેજ સરકાર જ છે: અને તેની પોષક મહેરબાની અને માયાળુ રક્ષણ ઉપર જ હિન્દી રાજસ્થાનોનું અસ્તિત્વ અને આબાદી

આધાર રાખે છે.' આ વાત વડોદરા માટે તો ખાસ કરીને સાચી છે. કારણ કે તેની ભૌગલિક સ્થિતિમાં તે અંગ્રેજી રાજ્ય સાથે વણાયેલું છે; તેમ જ રાજ્યના અને રાજાની જાતના રક્ષણ માટે તેમ જ તેની વાજબી સત્તાના અમલ માટે તેને ત્યાં પોતાનું અંગ્રેજી લશ્કર સરકાર રાખે છે.

'મારા મિત્ર, કોઇ પણ માણસ દુષ્કાર્યો કરતો હોય તેના રક્ષણ માટે હું અંગ્રેજી લશ્કર રાખવાને સંમત થઇ શકું નહિ. અંગ્રેજી સત્તા જે રાજ્યને નીભાવતી હોય તે રાજ્યની ગેર-વ્યવસ્થાની અમુક જોખમદારી અંગ્રેજી સત્તાની પણ છે. એટલે તો આવા રાજ્યની સ્થિતિમાં સુધારણા થાય અને ભયંકર અવ્યવસ્થાઓ નાબૂદ થાય, એ જોવું એ અંગ્રેજી સરકાર માટે યોગ્ય છે એટલું જ નહિ પણ એમ કરવું એ એની નિશ્ચયાત્મક ફરજ છે.

'વડોદરા રાજ્યના અમલની વિગતોમાં ઉતરવાની અંગ્રેજ સરકારે કોઇ દિવસે ઇચ્છા કરી નથી અને આજે પણ તેવી ઇચ્છા નથી. વડોદરા રાજ્યનો વહીવટ કરવાની સીધી જવાબ-દારી ગાયકવાડની જ છે અને તે ચાલુ જ રહેવી જોઇએ. વડોદરાના સત્તાધીશ તરીકે ગાયકવાડને અવશ્ય સ્વીકારવામાં આવેલ છે : અને અંગ્રેજ સરકાર અને વડોદરાની પ્રજા તર-ફની તેની ફરજ અને જવાબદારીઓ લક્ષમાં રાખીને પોતાની સત્તાનો ઉપયોગ કરવાની જવાબદારી તેની છે. પણ આ જવા-બદારીઓ તે અદા કરી ન શકે, ભારે અરાજકતાને ચલાવી લેવામાં આવે, વડોદરા રાજ્યની પ્રજાને પૂરો ન્યાય ન મળે, લોકોના જાનમાલનું રક્ષણ ન થાય, અને દેશ અને પ્રજાના સામાન્ય હિતની અવગણના થાય, ત્યારે એ અનિષ્ટો દૂર કરવા અને સુરાજ્યની સ્થાપના કરવા માટે પોતાની ન્યાયબુદ્ધિને સુઝે તેવા માર્ગે અંગ્રેજી સરકાર અવશ્ય દરમ્યાનગીરી કરશે. જેને પરિણામે રાજ્યની પાયમાલી થાય તેવી અરાજકતાને અટકાવવાને વખતસર દરમ્યાનગીરી કરવી, એ જેમ પ્રજા

તરફની સરકારની ફરજ છે, તેમ ખુદ ગાયકવાડ તરફનો સરકારનો મિત્રધર્મ પણ એમાં જ સમાયો છે.'

## મણીપુર કેસ: ૧૮૯૧-૯૨

૨૬. સને ૧૮૯૧માં મણીપુર રાજ્યમાં મોટાં તોફાન થયાં કે જેને કારણે મહારાજાએ ગાદીત્યાગ કર્યો. આસામના કમીશનર મી. ક્વીનટનને મણીપુર જઇ સમાધાની કરવા સૂચના મળી. તે મણીપુર આવ્યા એટલે તે અને તેની સાથેના બીજા ચાર બ્રિટિશ અમલદારોને દગાથી કેદ કરવામાં આવ્યા અને મહારાજાનો ભાઇ કે જે સેનાપતિ હતો, તેના અને રાજ્યના મુખ્ય પ્રધાનના હુકમથી તેમને ફાંસીએ ચડાવવામાં આવ્યા. આ જૂલ્મનું વેર લેવા તુરત જ મણીપુર ઉપર ચડાઇ લઇ જવામાં આવી. જેઓ એ ખુનના જવાબદાર હતા તેમને પકડવામાં આવ્યા, તેમનો કેસ ચલાવવામાં આવ્યો અને તે બધાને ફાંસી આપવામાં આવી. કેસ દરમ્યાન બચાવ પક્ષના બારીસ્ટરે એવી દલીલ કરી કે મણીપુર એ સ્વતંત્ર રાજ્ય હોઇને તેના રાજ્યકર્તા સામે રાણી સામે લડાઇ જગાવવાનો કેસ ચલાવી શકાય નહિ. અને એમ પણ દલીલ કરવામાં આવી કે બ્રિટિશ સરકાર તરફથી લડાઇની જાહેરાત પણ થયા પહેલાં સેનાપતિના ગૃહ ઉપર આક્રમણ થયું હતું એટલે એ આક્રમણ અટકાવવામાં સેનાપતિ વાજબી હતો. આ કેસની ચર્ચા કરનારાઓ તા. ૨૧-૮-૧૮૦૧ના સરકારી ઠરાવમાં હિન્દી રાજસ્થાનો સાથેની બ્રિટિશ સરકારની સ્થિતિ નીચે પ્રમાણે સમજાવવામાં આવી હતી:

"બચાવપક્ષના બારીસ્ટરની દલીલ ગવર્નર-જનરલ-ઇન કાઉન્સીલ સ્વીકારી શકતા નથી. મણીપુર રાજ્ય હિન્દી સામ્રાજ્યનું કેટલે અંશે તાબેદાર છે તે આ કેસોને અંગે વારંવાર સમજાવવામાં આવ્યું છે. અને એટલું સિદ્ધ થયેલું સમજી લેવાનું છે કે મણીપુર રાજ્ય એ બ્રિટનનું તાબેદાર અને સંરક્ષિત રાજ્ય છે. અને સર્વોપરિ સત્તાને તાબેદાર રહેવાને તે પાત્ર છે. અને કાયદાસર હુકમના બળજોરીપૂર્વક તેણે કરેલ અનાદરને

'લડાઇ લડવી', 'રાજદ્રોહ', 'બળવો' અથવા ગમે તે નામ આપવામાં આવે તોપણુ તે ગુન્હો છે અને તે થયો એટલે તેમાં ભાગ લેનાર વ્યક્તિઓને તેમ જ સમગ્ર રાજસ્થાનને યોગ્ય શિક્ષાઓ કરવી તે વાજબી છે. એક બાજુ સામ્રાજ્ઞા-રાણીના પ્રતિનિધિ તરીકે કામ કરતી હિન્દી સરકાર, અને બીજી બાજુ તેના સર્વોપરિપણા નીચેના હિન્દી રાજસ્થાનો: એ વચ્ચેના સંબંધોને આંતરરાષ્ટ્રીય કાયદો લાગુ નથી પડતો. શહેનશાહની સર્વોપરિ સત્તા છે એ જ રાજસ્થાનોની તાબેદારી બતાવી આપે છે અને સૂચિત કરે છે. પોતાના ઉન્નત શ્રેષ્ઠાધિકારની રૂઇએ મણીપુરમાં અને બીજાં સુરક્ષિત રાજ્યોની અંદર કોઇ મનુષ્યની હાજરી અનિષ્ટ જણાય તો વહીવટી હુકમથી તેને દૂર કરવાનો સર્વોપરિ સત્તાને એ અવિરોધ્ય અધિકાર છે. અને માજી મહારાજાને કાઢી મૂકવા સંબંધમાં પોતાનો નિર્ણય જાહેર કરવા માટે પોતાના રાજપ્રકરણી અમલદાર દ્વારા દરબાર બોલાવવાનો અધિકાર પણ સર્વોપરિ સત્તાને હતો. અને જો સેનાપતિને દેશવટો આપવાના તેના હુકમનું પાલન ન થાય તો તે અમલદારની એ પણ ફરજ હતી કે સેનાપતિને પરહેજ કરવા માટે યોગ્ય પગલાં લેવાં. ગવર્નર જનરલ-ઇન-કાઉન્સીલના અભિપ્રાય પ્રમાણે આ પ્રકારની પરહેજી સામે હથિયારબંધ અને હિંસક સામનો કરવો તે બળવાનું કૃત્ય હતું અને બ્રિટિશ હિન્દુસ્તાનના મેજીસ્ટ્રેટનું વારંટ ધરાવતા પોલીસ અમલદારની સામે થવું અને તે માટે આત્મબચાવની દલીલ કરવી એ જેટલું વાજબી છે તેથી વિશેષ વાજબીપણું આમાં નથી. આ ઉપરથી ગવર્નર જનરલ-ઇન-કાઉન્સીલ ઠરાવે છે કે રાણી સામે લડાઇ જગાવવાના ગુન્હા માટે કેસ ચલાવવાને પાત્ર આરોપીઓ હતા.

## હૈદ્રાબાદ કેસ: ૧૯૨૬

૨૭. લોર્ડ રીડીંગે હૈદ્રાબાદના નામદાર નિઝામને લખેલા પત્રમાંથી નીચેના સામાન્ય સિદ્ધાંતોનું અવતરણ લઇએ.

* * * *

"બ્રિટિશ તાજ સારા હિન્દુસ્તાનમાં સર્વોપરિ છે. અને હિન્દી રાજસ્થાનનો કોઇ પણ રાજ્યકર્તા બ્રિટિશ સરકારની સાથે સમાનતાને દરજ્જે સંદેશા ચલાવવાનો વાજબી દાવો કરી શકે નહિ. બ્રિટિશ તાજનું આ સર્વોપરિપણું માત્ર સંધિઓ અને બંધણીપત્રો ઉપર નિર્ભર નથી, પરંતુ તે બધાંથી અનોખું અને પરરાજ્યો અથવા પરરાજ્યોને લગતી નીતિ પરત્વે એના શહેનશાહી હક્કથી યે તદ્દન નિરાળું એ સર્વોપરિપણું છે. રાજસ્થાનો સાથેની સંધિઓ તથા બંધણીખતોને માન આપવાની સાથોસાથ આખા યે હિન્દમાં શાંતિ ને વ્યવસ્થા સાચવવી તે બ્રિટિશ સરકારનો અધિકાર તેમ જ જવાબદારી છે.

* * * *

"હિન્દી રાજસ્થાનોમાં દરમ્યાનગીરી કરવાનો બ્રિટિશ સરકારનો અધિકાર તે બ્રિટિશ તાજના સર્વોપરિપણાની બીજી પારિણામિક પરિસ્થિતિ છે. અલબત્ત, ખાસ ગંભીર કારણ વિના દરમ્યાનગીરી નહિ કરવાનો પોતાનો મનસૂબો બ્રિટિશ સરકારે વારંવાર દર્શાવ્યો છે. પરંતુ બહારની તેમ જ તેટલા પ્રમાણમાં પોતાની હકુમતની અંદરની જે શાંતિ હિન્દી રાજસ્થાનો ભોગવે છે તે બ્રિટિશ સરકારની રક્ષક સત્તાને જ છેવટે આભારી છે; ને જ્યાં જ્યાં સામ્રાજ્યના હિતનો પ્રશ્ન હોય અને રાજ્યના કૃત્યને કારણે પ્રજાના હિતને ગંભીર અને ઉંડો આઘાત લાગ્યો હોય, ત્યાં ત્યાં જરૂર પડે તો નિવારણનાં પગલાં લેવાનો છેવટનો અધિકાર સર્વોપરિ સત્તાનો છે. દેશી રાજ્યો જે ઓછી વધતી હકુમતનો ઉપભોગ કરે છે, તે બધી સર્વોપરિ સત્તાના અધિકારને અધીન છે.

* * * *

"એ રાજ્યો વચ્ચેની અથવા તો કોઇ એક રાજ્યની અને પોતાની વચ્ચેની તકરારનો નિર્ણય કરવો એ સર્વોપરિ સત્તાનો અધિકાર અને હક્ક છે; અને જો કે કેટલાક કિસ્સામાં લવાદી અદાલત નીમી શકાય છે, પરંતુ એનું કાર્ય તો માત્ર હિન્દી સરકારને પોતાનો સ્વતંત્ર અભિપ્રાય જણાવવાનું છે, ને આખરી નિર્ણય તો હિન્દી સરકારને જ કરવાનો રહે છે."

## લોર્ડ મીંટોએ કરેલી 'સર્વોપરિપણાની' વ્યાખ્યા

૨૮. પોતાના સર્વોપરિપણાનો અમલ જૂદા જૂદા વખતે કેવી રીતે થયો તેની વ્યાખ્યા ખરી રીતે સર્વોપરિ સત્તાએ આપી છે. અને ખાસ કરીને બ્રિટિશ હિન્દુસ્તાનમાં સુધારાઓના વાતાવરણ સમયે, એટલે કે લોર્ડ મીંટો અને લોર્ડ ચેમ્સફર્ડના કાળમાં તેમ કર્યું છે. કેટલાંક રાજ્યોમાં રાજદ્રોહ ફેલાતો હતો તે સંબંધમાં જૂદા જૂદા રાજાઓ સાથે મસલત કરી તા. ૩-૧૧-૧૯૦૯ને રોજ ઉદયપુરમાં પોતાની રાજનીતિની એક ઉપયોગી જાહેરાત લોર્ડ મીંટોએ કરી.

### ઉદયપુરનું ભાષણ

૨૯. સામ્રાજ્ય અને રાજાઓના હિતો એક સરખા છે તે સિદ્ધાંતના અરસપરસના સ્વીકાર ઉપર હિન્દુસ્તાનના ભાવી ઇતિહાસનું ઘડતર મોટે ભાગે થશે એ વસ્તુ ઉપર તેમણે વિવેચન કર્યું. તેણે કહ્યું "ક્વચિત અપવાદો સિવાય, દેશી રાજસ્થાનોમાં દરમ્યાનગીરી ન કરવાની અમારી નીતિ છે. પણ તેમની આંતરિક સલામતીની બાંહેધરી અમે આપી છે તથા બહારના આક્રમણો સામે રક્ષણ કરવાનું અમે માથે લીધું છે, તેનું સ્વાભાવિક પરિણામ એ છે કે હિન્દી રાજસ્થાનોના તંત્રની સામાન્ય સુવ્યવસ્થા માટે અમારી અમુક અંશે જવાબદારી છે. ગેરકારોબારનું આડકતરૂં હથીયાર અમે છીએ, તે પ્રકારનો ઠપકો સહન કરવા અમે તૈયાર ન હોઇએ. વળી રેલ્વે, તાર અને બીજાં શહેનશાહી ખાતાંઓ વગેરે કેટલીક એવી વસ્તુઓ પણ છે કે જેના સંબંધમાં સમગ્ર સમાજના હિતને માટે તેમ જ સર્વોપરિ સત્તાના હિતને માટે અમારે એ વસ્તુઓનું રક્ષણ કરવું જોઇએ. પરંતુ રાજસ્થાનો પ્રતિનો બાદશાહી સત્તાનો સંબંધ સર્વોપરિપણાનો છે." પછી લોર્ડ મીન્ટોએ એ પણ બતાવ્યું કે જૂદાં જૂદાં રાજ્યોની જૂદી જૂદી પરિસ્થિતિને કારણે એકધારો વહીવટ રાખવાના અને અગાઉના દાખલાનું પાલન કરવાના બધા પ્રયત્નો ભયંકર માલૂમ પડે છે અને તેથી દરેક રાજસ્થાનના અત્યારના સંધિપત્ર ઉપર યોગ્ય લક્ષ આપીને, દરેક કેસના

ગુણદોષ જોઈને, સ્થાનિક પરિસ્થિતિ, અગાઉના સંજોગો અને પટાવતી અથવા બંધારણીય જે હોય તે તંત્રના વિકાસની સ્થિતિ જોઈને નિર્ણયો આપવા પડે છે. અને ત્યાં સુધી સામાન્ય નિયમો નક્કી કરવાથી દૂર રહેવાની અને ખાસ કરીને સગીર વહીવટ દરમ્યાન રાજસ્થાનોના રાજતંત્રમાં બ્રિટીશ રાજ્યપદ્ધતિ દાખલ કરવાની નીતિ હતી. રાજ્યપ્રકરણી અમલદારો બે ભાગ બજાવતા: સરકારનાં તે મુખ હતા અને રાજસ્થાનોની લાગણીઓ અને મનોરથોના તેઓ દુભાષીયાઓ હતા.

## લોર્ડ હાર્ડીંજ અને રાજાઓ

૩૦. તે પછી કેટલેક વર્ષે જોધપુર મુકામે લોર્ડ હાર્ડીંજે રાજાઓને 'સામ્રાજ્યના તંત્રના મદદગારો અને સહકારીઓ' કહ્યા હતા. સામ્રાજ્યના હિતની તેમ જ સમગ્ર રાજસ્થાનોને અસર કરનારી બાબતો સંબંધમાં રાજસ્થાનો સાથે મંત્રણા-પરિષદો ભરવાનું પણ લોર્ડ હાર્ડીંજે શરૂ કર્યું હતું.

## મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ રિપોર્ટ

૩૧. લોર્ડ ચેમ્સફર્ડના વાઇસરોયપદ દરમ્યાન બ્રિટિશ હિન્દુસ્તાનમાં સુધારાનો પવન ફરી સતેજ થયો. અને તેની અસર સર્વોપરિ સત્તા અને રાજસ્થાનો વચ્ચેના સંબંધ ઉપર થઈ. હિન્દુસ્તાનના રાજ્યબંધારણની સુધારણાના પોતાના રિપોર્ટની અંદર હિન્દી રાજસ્થાનોની સ્થિતિ સંબંધી મી. મોંટેગ્યુ અને લોર્ડ ચેમ્સફર્ડે નીચે પ્રમાણે વિવેચન કર્યું છે.

"રાજસ્થાનોની બહાર તેમનું રક્ષણ કરવાની રાજસ્થાનોને બાંહેધરી આપવામાં આવી છે. પરરાજ્યો સાથેના તેમ જ બીજાં રાજસ્થાનો સાથેના તેમના સંબંધોનું તેમનું કામ તેમની વતી સર્વોપરિ સત્તા કરે છે. અને તેમના પ્રદેશોની આંતરિક શાંતિનો ભંગ થવાની ગંભીર ભીતિ લાગી હોય તેવા સંજોગોમાં સર્વોપરિ સત્તા દરમ્યાનગીરી કરે છે. બીજી બાજુએ પરરાજ્યો સાથેનો સર્વોપરિ સત્તાનો સંબંધ તે જ રાજસ્થાનોનો તે પરરાજ્યો સાથેનો સંબંધ છે. સામાન્ય બચાવની જોખમ-

દારીમાં તેમનો હિસ્સો છે અને પોતાને ત્યાં સુતંત્ર રાખવું અને પોતાના પ્રદેશનું હિત સાધવું એ માટેની સામાન્ય જોખમદારી તેમને શિરે છે."

## મોંટેગ્યુ ચેમ્સફર્ડ રિપોર્ટની ભલામણો

૩૨. આ રિપોર્ટના કર્તાઓએ સ્થાયી કમીટીવાળું એક નરેન્દ્રમંડળ સ્થાપવાની ભલામણ કરી. તેમણે એમ પણ ભલામણ કરી કે રાજપ્રકરણી વહીવટ સ્થિર કરવો અને તેને કાયદાબદ્ધ કરવો; તપાસપંચો અને લવાદપંચોની સ્થાપના કરવી; સંપૂર્ણ સત્તા ભોગવતા અને તેવી સત્તા નહિ ભોગવતા રાજ્યકર્તાઓ વચ્ચે ભેદ બાંધવો; બધાં મહત્ત્વનાં રાજસ્થાનોને હિન્દી સરકાર સાથેના સીધા રાજપ્રકરણી સંબંધ નીચે મૂકવાં અને બ્રિટિશ હિન્દુસ્તાન તથા હિન્દી રાજસ્થાનોને સામાન્ય હિતના પ્રશ્નોની સંયુક્ત ચર્ચા કરવા સાધન ઉભું કરવું.

## નરેન્દ્રમંડળઃ તેની ઉપયોગિતા

૩૩. તા. ૮-૨-'૨૧ના રોજના બાદશાહી જાહેરનામાથી તાજે નરેન્દ્રમંડળની સ્થાપના કરીઃ તેને ખુલ્લી મૂકવાની ક્રિયા ડ્યુક ઓફ કોનાટે કરી. તે વખતે તેમણે એક યાદગાર ભાષણ કર્યું. નરેન્દ્રમંડળ અને તેની સ્થાયી કમીટીએ તેના સંબંધમાં બંધાએલી ધારણાઓ હજી કદાચ પાર પાડી નથી; તેના નિર્ણયો વ્યક્તિગત રાજાને અથવા સમગ્ર મંડળને બંધનકર્તા નથી; તેનું કામકાજ હજી જાહેર નથી. કેટલાક વધારે મહત્ત્વના રાજાઓએ અત્યાર સુધી નરેન્દ્રમંડળની બેઠકમાં હાજરી આપવા ના પાડી છે. નિઝામ સરકારે તો તેનાથી તદ્દન વિરક્તિનું વલણ લીધું છે. તેના કામકાજના કાનુનો સંબંધી ટીકા થઇ છે, કે જેનો ઉત્તર લોર્ડ ઇરવીને હમણાં આપ્યો છે. એ બધું છતાં નરેન્દ્ર મંડળ અને સ્થાયી કમીટીની રચના એ એક મોટું દૂરદર્શી પગલું હતું. તેનો અર્થ એ થાય છે કે રાજસ્થાનોને એક બીજાથી વિભિન્ન રાખવાની જૂની નીતિનો સર્વોપરિ સત્તાએ સદાને માટે ત્યાગ કર્યો છે અને તેમના સહકારનો સત્કાર કર્યો છે.

## રાજપ્રકરણી વહીવટને કાયદાબદ્ધ કરવો: સર્વોપરિ સત્તાનું વલણ

૩૪. સને ૧૯૧૯માં લોર્ડ ચેમ્સફર્ડના કાળમાં રાજસ્થાનો સાથે મસલત દ્વારા રાજપ્રકરણી વહીવટને કાયદાબદ્ધ કરવાની પ્રવૃત્તિ હાથ ધરવામાં આવી. તેમનાં આંતરવહીવટમાં વગર આધારે હિન્દી સરકારે દરમ્યાનગીરી કરી છે એવા પ્રકારની ફરિયાદવાળા ત્રેવીસ મુદ્દાઓ ઘડવામાં આવ્યા. આ મુદ્દાઓ અને પાછળથી ઉમેરેલા કેટલાક બીજા મુદ્દાઓ સંબંધમાં નરેન્દ્ર-મંડળની સ્થાયી કમીટી અને હિન્દી સરકારના પ્રતિનિધિ વચ્ચે ચર્ચા શરૂ થઇ. નવ કિસ્સાઓમાં એકમત થયો અને એ સંબંધમાં ભવિષ્યમાં શી રીતે કામ લેવું તે નક્કી કરનારા ઠરાવો હિન્દી સરકારે પ્રસિદ્ધ કર્યા. બીજા મુદ્દાઓ સંબંધમાં હજી પણ ચર્ચા ચાલે છે. વિવિધ કારણોને લઇને આ પ્રવૃત્તિને મળવો જોઇતો વેગ નથી મળ્યો; છતાં એક મહાન સિદ્ધાંતની સ્થાપના થઇ છે. રાજાઓની સાથે ખુલ્લી મંત્રણાઓ કરવામાં આવે છે. ગુપ્તપણાની નીતિનો ત્યાગ કરવામાં આવ્યો છે. કાંઇ પણ ચર્ચા વિનાના નિર્ણયવાળી જૂની પ્રથાને બદલે ઉઘાડી રીતે મંત્રણા અને મસલત પછી નિર્ણય—એ પ્રકારની નવી પ્રથા શરૂ થઇ છે.

## સને ૧૯૧૯માં સર રોબર્ટ હોલેંડની જાહેરાત

૩૫. રાજા મહારાજાઓની પરિષદે નીમેલા પ્રતિનિધિઓ અને હિન્દી સરકારના પ્રતિનિધિઓ વચ્ચેની પહેલી પરિષદમાં એટલે સને ૧૯૧૯ના સપ્ટેમ્બર માસમાં, તે વખતના રાજપ્રક-રણી મંત્રી મી. રોબર્ટ હોલેંડ કે જે હવે સર રોબર્ટ હોલેંડ થયા છે તેમણે હિન્દી સરકારની સ્થિતિનો સાર કહ્યો. તેણે કહ્યું કે: બ્રિટિશ સત્તાએ આખા દેશને એક સમગ્ર બનાવ્યો તેથી ઉભી થયેલ નવી પરિસ્થિતિના બોજા તળે બંધારણીય સૂત્રનો ભૂતકાળમાં કાયમી વિકાસ થતો રહ્યો છે. દાખલા તરીકે રાજસ્થાન બહારની હકુમતના વિષયમાં—જેવા કે રેલ્વે અને

તારની સ્થાપનામાં, છાવણીઓના રાજ્યતંત્ર સંબંધમાં અને એવી બીજી કેટલીએ બાબતોમાં—તાજ સાથેના હિન્દી રાજસ્થાનો સાથે ચાલતા આવેલ સંબંધની બહાર એ સત્રનો અમલ થયો છે. છતાં હિન્દી રાજ્યકર્તાઓના રાજત્વને મર્યાદિત કરવાની બુદ્ધિથી તેમ કરવામાં નથી આવ્યું; પરંતુ હિન્દુસ્તાનના નવા રાજ્યબંધારણની જરૂરીઆતને અનુરૂપ થવા અર્થે તેવો વિકાસ થયો છે. આ નવા સત્ર સંબંધમાં હમેશાં રાજ્યકર્તાઓની સંમતિ અગાઉથી લવામાં નહોતી આવતી, એનું કાંઇક કારણ એ કે ઘણી વખત અમુક વ્યક્તિગત રાજ્યોને અંગે એનો વિકાસ કટકે કટકે થતો; અને કંઇક કારણ એ પણ ખરૂં કે અમુક વાજબી વખતમાં બધાની સંયુક્ત સંમતિ મેળવવી એ અશકય થઇ પડે. અલબત્ત એટલું કબૂલ કરવામાં આવ્યું હતું કે જો કે નવાં પગલાંની જરૂરીયાત અને ન્યાય સ્પષ્ટ હતો, છતાં સંધિપત્રોની સ્થિતિ ઉપર તેની થતી અસર તે વખતે પસંદ કરવામાં નહોતી આવતી. એ બધાનું પરિણામ એ આવ્યું કે મૂળ ઇરાદો હિતકારક હોવા છતાં, અમુક અંશે આપખુદ એવી પદ્ધતિ દ્વારા, શિરસ્તાનો એક એવો સમૂહ અમલમાં આવ્યો કે જેણે સંધિપત્રો ઉપર અસર કરી.

## સર્વોપરિ સત્તા અને રાજસ્થાનો વચ્ચે એકરાગતા

૩૬. સર્વોપરિ સત્તાનાં આપખુદ કૃત્યોથી રાજસ્થાનો ઉપર વિરોધી અસર થઇ છે એવી પોતાની દલીલના દૃષ્ટાંત તરીકે છેલ્લા એક સૈકાથી પણ વધારે એટલા કાળમાં બનેલા અનેક દાખલાઓ, જે રાજસ્થાનોના પોતે પ્રતિનિધિ છે એની વતી સર લેસ્લી સ્કોટે રજૂ કર્યા છે; અને બીજાં રાજસ્થાનોએ અમારા પ્રશ્નપત્રના જવાબમાં એવા દાખલા આપ્યા છે. આવા કેસો સંબંધમાં ફેંસલો સંભળાવવાનું અમને સોંપવામાં નથી આવ્યું. તેમજ તેમ કરવાની અમને હકૂમત પણ નથી. અને તે ફરિયાદો દૂર કરવાની તો એથી યે ઓછી સત્તા અમને છે. આ કેસો સંબંધમાં સર્વોપરિ સત્તાને સાંભળવાનું અમે જરૂરી ધાર્યું નથી

તેથી તેને અમે સાંભળી નથી. કોઇ પણ દષ્ટિએ અમે ઇન્સા-ફની અદાલત નથી તેમ જ ઇન્સાફના અધિકારો અમે વાપરી શકીએ તેમ નથી. સમગ્ર દષ્ટિએ જોતાં રાજસ્થાનો તરફ સર્વોપરિ સત્તાએ સહિષ્ણુતા અને માનભર્યો વર્તાવ રાખ્યો છે. અને ઘણાં રાજ્યોનું ચાલુ અસ્તિત્વ એના સદ્ભાવ ઉપર અવ-લંબે છે એ નિઃશંક અને સર્વમાન્ય છે. એક સૈકાથી વિશેષ કાળના ઇતિહાસ ઉપર નજર નાંખે તો એવું કોઇક જ રાજ્ય હશે કે જેને દિલગીરી ન થાય કે "એ કર્યું હોત તો ઠીક હતું; અને એ ન કર્યું હોત તો ઠીક હતું." રાજસ્થાનોએ રજૂ કરેલી ફરીઆદો પૈકીની કેટલીક તો એવા સમયને લગતી છે કે જે વખતે રાજસ્થાનો અત્યારની સરખામણીએ ઘણાં પછાત હતાં. કેટલીક ફરીઆદો સંબંધમાં સર્વોપરિ સત્તાએ આ પહેલાં છૂટો આપી દીધી છે. આ પૈકીની સૌથી મોટી ફરિયાદ એટલે કે સગીર વહીવટ દરમ્યાન રાજસ્થાનના હક્કો ગૂમાવી દેવામાં આવે છે તે પ્રકારની ફરિયાદની બાબતમાં સને ૧૯૧૭માં હિન્દી સરકારે પ્રસિદ્ધ કરેલા ઠરાવથી રાહત આપવામાં આવી છે. રેલ્વેના વિષયમાં જો દબાણ ન થયું હોત તો આજે આખા દેશમાં જે અવરજવરનાં સાધનો છે તે ન હોત. રાજસ્થાનો આજે જે પ્રગતિ બતાવી રહ્યાં છે તે દબાણ વગર ન હોત. રાજસ્થાનો અને સર્વોપરિ સત્તા વચ્ચેના સંબંધોનો વિશાળ ભાવે વિચાર કર્યા પછી અમે એમ માનીએ છીએ કે બન્ને વચ્ચેના સદ્ભાવ અને સમાધાનબુદ્ધિને લઇને બન્ને વચ્ચેના સંબંધો મોટે ભાગે નોંધવા યોગ્ય એકરા-ગતાવાળા અને બન્નેને હિતકારી રહ્યા છે.

## સર્વોપરિ સત્તાની દરમ્યાનગીરી

૩૭. છેલ્લાં દશ વર્ષોમાં માત્ર અઢાર રાજ્યોમાં જ સરકારે સક્રિય દરમ્યાનગીરી કરી છે. આમાંના નવ કિસ્સાઓમાં ગેર-વહીવટને કારણે અને ચારમાં ભારે ઉડાઉગીરી અથવા ગંભીર આર્થિક સંકડામણને કારણે દરમ્યાનગીરી કરવામાં આવી હતી. બાકીના પાંચ કિસ્સાઓમાં પરચુરણ કારણો હતાં. માત્ર ત્રણ

કિસ્સામાં જ રાજાની સત્તાને છીનવી લેવામાં આવી હતી. રાજ્યોની સંખ્યા અને સમયની લંબાઇ જોતાં, આ કાંઇ ખરાબ કારકીર્દી ન કહેવાય. ખુદ કેટલાક રાજ્યકર્તાઓએ જ અમને કહ્યું છે કે કેટલાક કિસ્સાઓમાં દરમ્યાનગીરી વહેલી થવી જોઇતી હતી. આ બધી મુશ્કેલ વસ્તુઓ છે. તેનો પ્રબંધ નિયમો અને પદ્ધતિથી થઇ ન શકે. અનુભવ એમ કહે છે કે ક્યારે દરમ્યાનગીરી કરવી એ નક્કી કરવાનું કામ વાઇસરોયની વિવેકબુદ્ધિ ઉપર છોડવું એ જ સલામત છે.

# સર્વોપરિ સત્તા અને રાજસ્થાનો વચ્ચેના સંબંધો–વિશેષ વિસ્તીર્ણ તપાસ

## પ્રતિષ્ઠિત ધારાશાસ્ત્રીઓનો કાયદાનો અભિપ્રાય

૩૮. સર્વોપરિ સત્તા અને રાજસ્થાનો વચ્ચેના સંબંધનો વિશેષ વિગતવાર વિચાર હવે અમે કરીશું. અમોને સુપ્રત થયેલ કાર્યપ્રદેશમાં ઉત્પન્ન થતા પ્રશ્નોના કાયદાવિષયક અને રાજ્યબંધારણને લગતા સ્વરૂપ ઉપર, પ્રતિષ્ઠિત ધારાશાસ્ત્રીઓના અભિપ્રાયનો લાભ આમાં અમને મળ્યો છે. સર લેસ્લી સ્કોટે આ અભિપ્રાય અમારી સમક્ષ રજૂ કર્યો છે. રાજસ્થાનોનો સર્વોપરિ સત્તા સાથેનો સંબંધ એ તાજ સાથે છે એ વાત સાથે અમે સંમત છીએ. તેમની સાથે થયેલ સંધિપત્રો તાજ સાથે થયાં છે એ સાથે પણ અમે સંમત છીએ. અને જે રાજસ્થાનોએ એ સંધિપત્રો તાજ સાથે કર્યાં તે રાજસ્થાનો અને તાજને એ સંધિપત્રો ચાલુ અને બંધનસ્વરૂપ છે એ સાથે પણ અમે સંમત છીએ. 'દેશી રાજસ્થાનો સાથેના સંધિપત્રો સમગ્ર રીતે વાંચવા જોઇએ' એમ કહેવું તે બરાબર નથી એ વાત સાથે પણ અમે સંમત છીએ. એ સૂત્રની સામે તો સિદ્ધાંતના અને હકીકતના ઉઘાડા વાંધા છે. એવાં તો માત્ર ચાલીશ જ રાજ્યો છે કે જેમની સાથે સંધિ-

પત્રો થયાં છે. પણ 'સંધિપત્ર' એ શબ્દમાં 'બંધનખતો' અને સનંદો પણ સમાઇ જાય છે. સંધિપત્રો વ્યક્તિગત રાજસ્થાનો સાથે થયાં છે. અને જો કે સામ્રાજ્યવિષયક કેટલીક વાતોમાં અમુક પ્રકારનો એકધારો વહીવટ જરૂરી છે, છતાં વ્યક્તિગત રાજ્યને લગતા કિસ્સાઓનો વિચાર તેમના પૂરતો જ થવો જોઇએ. તેમના સંધિપત્રોવાળા હક્કો, તેમનો ઇતિહાસ, સ્થાનિક પરિસ્થિતિ અને વહીવટ, અને એ કિસ્સાની સામાન્ય આવશ્યકતાઓ ઉપર નજર રાખીને જ એ સંબંધની વિચારણા થવી જોઇએ.

## કાયદાશાસ્ત્રીઓના અભિપ્રાય ઉપર વિવેચન

(૩૯) બીજી બાજુએ, આ અભિપ્રાયની કેટલીક હકીકતો અને દલીલો સાથે અમે સંમત થઇ શકતા નથી. સર્વોપરિ સત્તા અને દેશી રાજ્યો વચ્ચેનો સંબંધ એક શતક પહેલાં થયેલી સંધિઓ ઉપર જ આધાર નથી રાખતો. એ પ્રોફેસર વેસ્ટલેકે કહ્યું છે તેમ, ઇતિહાસ, સિદ્ધાંત અને વર્તમાન પરિસ્થિતિના સમિશ્રણ ઉપર ઉભેલા સંજોગો અને રાજનીતિથી ઘડાતો ઘણો જીવન્ત અને વિકસવન્ત સંબંધ છે. સર્વોપરિ સત્તા એટલે કરારોથી મર્યાદાબદ્ધ સત્તાઃ એ પ્રકારનો કાયદાશાસ્ત્રીના અભિપ્રાયવાળો નવો વાદ પુરાવાના આધાર વગરનો છે. અમારી સન્મુખ રજૂ કરવામાં આવેલી ફરિયાદોની લાંબી યાદી બતાવે છે કે આવા કોઇ પણ કરારના પ્રદેશથી સર્વોપરિ સત્તા આગળ વધી ગઇ છે; એટલે પણ કાયદાશાસ્ત્રીઓનો આ વાદ નબળો પડે છે. અને બહુ તો એનો આધાર એક જ હોઇ શકે કે 'સંધિપત્રો સમગ્ર દૃષ્ટિએ વંચાવા જોઇએ.' પણ એ સિદ્ધાંતનો તો ધારાશાસ્ત્રીઓ પોતે જ વાજબી રીતે વિરોધ કરે છે. જ્યારે હિન્દી રાજસ્થાનો અંગ્રેજી સત્તાના સમાગમમાં આવ્યાં ત્યારે તે બધાં સ્વતંત્ર હતાં, પ્રત્યેક રાજ્યકર્તા સંપૂર્ણ સત્તાધીશ હતો અને તેઓ એટલી સત્તા ધરાવતા હતા કે અત્યારના આંતરરાષ્ટ્રીય કાયદાશાસ્ત્રીના અભિપ્રાય પ્રમાણે તેઓને આંતરરાષ્ટ્રીય કાનુનો લાગુ કરી શકાય, એમ કહેવું તે ઐતિહાસિક હકીકત નથી. વસ્તુતઃ કોઇ રાજ્યે કોઇ

કાળે આંતરરાષ્ટ્રીય દરજ્જો ભોગવ્યો નથી. લગભગ તમામ રાજ્યો મોગલ સામ્રાજ્યનાં, મરાઠી સત્તાનાં અથવા શીખ રાજ્યનાં તાબેદાર હતાં અથવા માંડલિક હતાં, અને તેમનાં આશ્રિત હતાં. કેટલાંકને બચાવી લેવામાં આવ્યાં હતાં અને કેટલાકને નવાં સર્જવામાં આવ્યાં હતાં.

## શિરસ્તા અને સ્વીકૃતિઓની નિયમોચિતતા

૪૦. એકલો શિરસ્તો નિરર્થક છે એ વાદ સાથે અમે સંમત નથી. હિન્દી રાજસ્થાનો અને સર્વોપરિ સત્તા વચ્ચેના સંબંધને ઘણા જૂના કાળથી ઘડનાર અને વિકસાવનાર 'શિરસ્તો' છેઃ અને આગળ જણાવ્યું તેમ, કેટલાક કિસ્સાઓમાં તો સંધિપત્રોની સાથે સાથે જ એનો પ્રારંભ થયો છે. સને ૧૮૯૦ના ફોરેન જ્યુરીસડીકક્ષન એકટ (૫૩–૫૪ વીકટોરીઆ સી. ૩૭)ના પ્રવેશકમાં શિરસ્તાને હકૂમતના એક મૂળ તરીકે બતાવવામાં આવેલ છે, અને પ્રીવી કાઉન્સીલની જ્યુડીશીયલ કમીટીએ તેનો સ્વીકાર કર્યો છે. શિરસ્તા અને સ્વીકૃતિઓએ ખાસ કરીને બે દિશાઓમાં કામ કર્યું છે. કેટલાક કિસ્સાઓમાં, જ્યાં સંધિઓ, બંધનખતો અથવા સનંદોનું અસ્તિત્વ નથી ત્યાં શિરસ્તા અને સ્વીકૃતિઓએ રાજાની તરફેણમાં એ સ્થાન લીધું છે: અને તમામ કિસ્સામાં જે વાતમાં સંધિપત્રો, બંધનખતો અને સનંદો ચૂપ છે, તે વાતોનો નિર્ણય શિરસ્તા અને સ્વીકૃતિઓએ કર્યો છે. સંધિપત્રો, બંધનખતો અને સનંદોના અર્થ કરવામાં શિરસ્તા અને સ્વીકૃતિઓ હમેશાં ઉપયોગમાં આવ્યાં છે અને એ પ્રમાણે સર્વોપરિ સત્તા તરીકેની તાજની સ્થિતિ તેમણે સુદૃઢ કરી છે.

## હિન્દી સરકારની સને ૧૮૭૭ની જાહેરાત

૪૧. શિરસ્તા અને સ્વીકૃતિના અમલની આ ઉપયોગી અસરો હિન્દી સરકારે સને ૧૮૭૭માં કહી બતાવી હતી. તે વખતે એમ કહેવામાં આવ્યું હતું કે 'બ્રિટિશ સરકારની સર્વોપરિ સત્તા એ ક્રમશઃ વિકાસની વસ્તુ છે. અમુક દરજ્જે એ

વિજયનું પરિણામ છે, અમુક દરજ્જે સંધિપત્રનું અને અમુક દરજ્જે શિરસ્તાનું. બ્રિટિશ સરકાર અને દેશી રાજ્યો વચ્ચેના સંબંધની વાજબી સમજણ માટે આ વાસ્તવિકઃ સર્વોપરિપણાની ઘટનાઓ પ્રતિ લક્ષ રાખવું જોઈએ, તેમ જ સંધિપત્રો અને ખતો કે, જેની અંદર અરસપરસનાં હક્કો અને જવાબદારીઓને નોંધવામાં આવ્યાં છે તેનો તેમ જ એ દસ્તાવેજો મૂળ તૈયાર થયા તેના સંજોગોનો પણ વિચાર કરવો જોઈએ. મનુષ્યના જીવન વહેવારમાં બને છે તેમ રાજ્યો વચ્ચેના વહેવારમાં પણ અંગત વર્તણુંકથી દસ્તાવેજી દાવાને કોરાણે મૂકાય છે. જેની સામે અસર થતી હોય તેણે, એટલે કે બ્રિટિશ સરકારે અથવા દેશી રાજ્યે, જો લાંબો અને એકધારો વહેવાર સ્વીકારી લીધો હોય તો તે વહેવાર એ જ એ વચ્ચેનો વસ્તુતઃ સંબંધ છે એમ ઠરાવવું જ જોઈએ.

## ઐતિહાસિક હકીકતની વિરોધી હકીકતો

૪૨. સામ્રાજ્યના હેતુઓ માટે, સમગ્ર હિન્દુસ્તાનમાં સુરાજ્ય અર્થે, વ્યકિગત રાજસ્થાનોના સુતંત્ર માટે, જંગલી પ્રથાઓ નાબુદ કરવા માટે, માણસજાતના જાનના રક્ષણ અર્થે, અને જે કિસ્સાઓમાં રાજાઓ તેમના દરજ્જા માટે નાલાયક માલૂમ પડયા હોય તેવા કીસ્સાઓમાં, આવશ્યક જણાય તે કાર્યો પોતાના એજંટ દ્વારા કરવાનો સંધિપત્રોના શબ્દોમાં જો સમાવેશ થતો ન હોય તો, માત્ર અમુક વિષયો સંબંધમાં જ એટલે પરરાજ્ય સાથેના વહેવારના સંબંધમાં તેમ જ આંતર અને બાહ્ય સલામતી સંબંધમાં જ સર્વોપરિપણા દ્વારા તાજને ચોક્કસ હક્કો અને જવાબદારીઓ પ્રાપ્ત થાય છે એમ કહેવું તે ઐતિહાસિક હકીકત અનુસાર નથી. ઘણાં સંધિપત્રોમાં વપરાએલ 'તાબેદારી ભર્યો સહકાર' એ શબ્દો માત્ર લશ્કરી બાબતોને જ લાગુ પડે છે એમ કહેવું તે પણ ઐતિહાસિક હકીકત અનુસાર નથી. છેલ્લા એક સૈકાથી વધારે વખતથી એ શબ્દોનો એકધારો ઉપયોગ રાજપ્રકરણી સંબંધ માટે થયો છે. આ અને અન્ય બાબતોમાં, અમારા અભિપ્રાય પ્રમાણે, ધારાશાસ્ત્રીઓના અભિપ્રાયે ઐતિહાસિક અનુભવના લાંબા પ્રકરણની અવગણના કરી છે.

## સર્વોપરિ સત્તા અને રાજસ્થાનો વચ્ચે સબંધો

૪૩. તો પછી રાજસ્થાનો અને સર્વોપરિ સત્તા વચ્ચેના વહેવારનો સાચો ખ્યાલ શો છે ? એટલું તો સામાન્ય રીતે સ્વીકારવામાં આવે છે કે રાજસ્થાનો એ સ્વયંજન્ય સંસ્થાઓ છે. ઇતિહાસમાં તેમની સ્થિતિનો જોટો નથી, અને જગતમાં જેના સરખું ભાગ્યે જ મળી શકે તેવું વિધિ અને શિરસ્તાના સમૂહ દ્વારા તેમની સાથેનું તંત્ર ચાલે છે. સામાન્ય સ્થાનિક તેમ જ આંતરરાષ્ટ્રીય એવા બન્ને કાયદાઓના પ્રદેશ બહાર તેઓ છે; પરંતુ સામ્રાજ્યના બંધારણના કાયદાના જે ખાસ ભાગ રૂપ છે એવા નિયમો દ્વારા તેમના ઉપરનું તંત્ર ચાલે છે. આશરે સાઠ વર્ષ પહેલાં સર હેન્રી મેઇને તેમની સ્થિતિ લગભગ આંતરરાષ્ટ્રીય કહી હતી. તેમના દરજ્જાને વ્યવસ્થિત કરનાર કાનુનો એ સામ્રાજ્યના બંધારણના કાયદાનો ભાગ છે એમ પ્રોફેસર વેસ્ટલેક માને છે. સર ફ્રેડરીક પોલોકે પણ એવો જ વિચાર દર્શાવ્યો હતો. તેણે આમ પણ કહ્યું હતું કે "સંદિગ્ધ અર્થવાળા કિસ્સામાં આંતરરાષ્ટ્રીય કાયદાનો આધાર ઉપયોગી અને અસરકારક માલુમ પડે ખરો."

## સર્વોપરિપણા સબંધમાં સર હેન્રી મેઈન

૪૪. સને ૧૮૬૪માં એક કાઠિયાવાડ કેસમાંની પોતાની મીનીટના એક જાણીતા ફકરામાં સર હેન્રી મેઇન સર્વોપરિ સત્તા અને રાજસ્થાનો વચ્ચેના વહેંચાએલ રાજત્વ સબંધી કહે છે. તેમણે કહ્યું છે કે: "આંતરરાષ્ટ્રીય કાયદા પ્રમાણે જુદા જુદા હક્કો અને વિશિષ્ટાધિકારોનો સારી રીતે નક્કી થયેલો સમૂહ એનું નામ 'રાજત્વ' છે. ઉપરના સમૂહમાં જેનો સમાવેશ થાય છે તે હક્કોનાં નામ રાજપુરૂષોએ આપ્યાં છેઃ જેવાં કે : લડત અને સુલેહ જાહેર કરવાના હક્કો; દીવાની અને ફોજદારીના હક્કો, કાયદાઓ ઘડવાના હક્કો વગેરે. આ બધા હક્કોનો સમૂહ જે રાજા પાસે હોય તે સ્વતંત્ર રાજા. પણ આમાંના અમુક હક્કો અમુક પાસે હોય અને બાકીના

બીજા પાસે હોય; તેમ થતું અટકાવવાનું સાધન કોઇ આંતરરાષ્ટ્રીય કાયદામાં કોઇ દિવસ નહોતું અને અત્યારે નથી. રાજત્વ એ હમેશાં વિભાજ્ય વસ્તુ માનવામાં આવી છે. અત્યારના રાજપુરૂષોની વધારે ચોક્કસ ભાષામાં એમ કહેવું પણ કદાચ યોગ્ય ગણાશે કે રાજત્વ એ વિભાજ્ય વસ્તુ છે, પણ સ્વતંત્રતા વિભાજ્ય નથી. 'અપૂર્ણ સ્વતંત્રતા' એ શબ્દ જો કે લોકવાણીમાં વપરાતો હશે. પરંતુ પરિભાષાની દૃષ્ટિએ એ પ્રયોગ ખોટો છે. એ પ્રમાણે હરેક ભાત અને હરેક પ્રકારનું રાજત્વ હિન્દુસ્તાનમાં આજે માલૂમ પડે ખરૂં; પણ સ્વતંત્ર રાજા એક જ છે અને તે બ્રિટિશ સરકાર.'

## સર્વોપરિ સત્તાની પ્રવૃત્તિઓ

૪૫. સર્વોપરિ સત્તા અને રાજસ્થાનો વચ્ચેના ફેરફાર અને વિકાસમાંથી જન્મ પામેલ સંબંધો, અત્યારે જે સ્થિતિમાં હોય તે સાથે અમારે નિસ્બત છે. અમે ઉપર કહ્યું છે તે મુજબ, શિરસ્તા અને સ્વીકૃતિઓ, તેમ જ જેનો રાજ્યપ્રકરણી વહીવટમાં સમાવેશ થાય છે તેવા હિન્દી સરકાર અને હિન્દી વજીરના *નિર્ણયોથી પુષ્ટ થયેલાં એવાં સંધિપત્રો, બંધનખતો અને સનંદો ઉપર તેનો આધાર છે. સામાન્ય રીતે, અને વ્યાખ્યા સ્વરૂપે નહિ પણ દાખલાઓ બતાવવા તરીકે, સર્વોપરિ સત્તાની પ્રવૃત્તિઓનો ત્રણ મુખ્ય વિભાગોમાં વિચાર થઇ શકે: (૧) પરરાજ્ય સાથેના સંબંધો. (૨) બચાવ અને રક્ષણ. (૩) દરમ્યાનગીરી.

---

*આ નિર્ણયો સપ્રમાણ છે એમ પ્રીવી કાઉન્સીલની જ્યુડીશીયલ કમીટીએ ઠરાવેલ છે. હેમચંદ દેવચંદ વિરૂદ્ધ આઝમ સાકરલાલ છોટમલાલના કેસમાં પ્રીવી કાઉન્સીલે કહ્યું કે "બીજી બાજુથી કોર્ટ ઓફ ડિરેક્ટરે અને સેક્રેટરી ઓફ સ્ટેટે વારંવાર જાહેર કર્યું છે કે કાઠિઆવાડ એ તાજનો મુલક નથી. એ જાહેરાતો મતદર્શન માત્ર નહોતી, પરંતુ જેઓને સર્વોપરિ સત્તાની વતી બોલવાને તે વખત પૂરતો અધિકાર હતો તેમના એ નિર્ણયો હતા. અને હિન્દુસ્તાનના સત્તાધિકારીઓના કાર્યને વ્યવસ્થિત કરવા માટે એ નિર્ણયો હતા."

## પરરાજ્ય સાથેના સંબંધો

૪૬. હિન્દી રાજસ્થાનોને આંતરરાષ્ટ્રીય જીવન નથી. તેઓ લડાઇ કે સુલેહ જાહેર ન કરી શકે, પરરાજ્યો સાથે સંદેશા ચલાવી ન શકે, તેમ જ તેમની સાથે કાંઇ વહેવાર રાખી ન શકે. હિન્દી રાજસ્થાનો વતી પરરાજ્યો સાથે વહેવાર કરવાનો સર્વોપરિ સત્તાનો આ હક્ક કે જેનો કાયદામાં સ્વીકાર કરવામાં આવ્યો છે, તે અમુક અંશે સંધિપત્રો ઉપર અવલંબે છે; પરન્તુ મોટે ભાગે શિરસ્તા ઉપર આધાર રાખે છે. પરરાજ્યો સાથેના હિન્દી રાજસ્થાનો વતીના વહેવારના આ હક્ક સાથે, સદરહુ રાજસ્થાનોની બહાર વસતી અથવા પ્રવાસ કરતી પ્રજાનું રક્ષણ કરવાની ફરજ પણ રહી છે, એ વાત પણ કાયદામાં સ્વીકારાઇ ગઇ છે. આંતરરાષ્ટ્રીય હેતુઓ માટે રાજસ્થાનનો મુલક અને બ્રિટિશ મુલક બન્ને એક જ કક્ષામાં છે: અને રાજસ્થાનોની પ્રજા અને બ્રિટિશ પ્રજા એક જ કક્ષામાં છે. કોઇ હિન્દી રાજ્ય આંતરરાષ્ટ્રીય જવાબદારીનો ભંગ કરે તો એને માટે પરરાજ્યો સર્વોપરિ સત્તાને જવાબદાર ગણશે. એટલે સર્વોપરિ સત્તા તરફથી સ્વીકારાએલી જવાબદારીનો અમલ કરવામાં રાજાઓ સર્વોપરિ સત્તાને સાથ આપે છે. દાખલા તરીકે સર્વોપરિ સત્તાએ કહેલ ગુનેહગારો સોંપવાના સંધિપત્રોની રૂઇએ તેઓ પરદેશીઓની સોંપણી કરે છે. તટસ્થ રહેવાની સર્વોપરિ સત્તાએ સ્વીકારેલ જવાબદારીનું પાલન કરવામાં તેઓ સર્વોપરિ સત્તાને સાથ આપે છે. ગુલામોનો વેપાર બંધ કરવાના વિષયમાં રહેલી સર્વોપરિ સત્તાની જવાબદારીનો અમલ કરવામાં તેઓ મદદ કરે છે. પરરાજ્યના કોઇ વતનીને હિન્દી રાજસ્થાનમાં ઇજા થાય તેને માટે પરરાજ્ય સર્વોપરિ સત્તાને જવાબદાર ગણે છે, એટલા માટે રાજસ્થાનોમાં એ પ્રજા સાથે વાજબી વહેવાર ચલાવવામાં આવે એ જોવું એ સર્વોપરિ સત્તાની ફરજ છે. આ બધી ફરજો સંબંધમાં પ્રોફેસર વેસ્ટલેક બરાબર જ કહે છે કે 'સમગ્ર સામ્રાજ્યના કાર્યવાહક પ્રતિનિધિ તરીકે કામ કરતા ગ્રેટ બ્રિટન તરફ હિન્દી રાજસ્થાનોની આ ફરજો રહેલી છે.' એ પ્રતિનિધિ

દરજ્જે જે આંતરરાષ્ટ્રીય જવાબદારીઓ ગ્રેટ બ્રિટનની છે તે અદા કરવામાં તેને સહાય કરવાની રાજસ્થાનોની ફરજ છે. બીજી બાજુથી હિન્દી રાજસ્થાનોમાં પ્રચલિત ખાસ સંજોગો વિચારમાં લઈને, તે ખાસ સંજોગોમે અનુકૂળ છૂટો સર્વોપરિ સત્તા સંધિ-પત્રોમાં દાખલ કરશે. આ બધી વાતોમાં ખરી રીતે રાજસ્થાનો અને સર્વોપરિ સત્તા વચ્ચે કશો ભેદ નથી. પરંતુ રાજસ્થાનો એમ માગે છે કે તેમના માથે અમુક કાર્ય કરવાની ફરજ આવી પડે તે પહેલાં, જો શકય હોય તો, તેમની અગાઉથી સલાહ લેવાય તો ઠીક. અમારા અભિપ્રાય પ્રમાણે આ વિનતિ એકદમ યોગ્ય છે અને તેનો સ્વીકાર થવો જોઈએ.

## રાજસ્થાન રાજસ્થાન વચ્ચેના સંબંધો

૪૭. હમણાં સુધી રાજસ્થાનોના માત્ર પરરાજ્યો સાથેના સંબધોમાં જ રાજસ્થાનો વતી સર્વોપરિ સત્તા કામ કરતી, એટલું જ નહિ પણ તેમની વચ્ચેના અંદર અંદરના સંબંધોમાં પણ તે તેમ કરતી. આ સૈકામાં સંજોગોનું એવું એકીકરણ થયું છે કે જેથી રાજસ્થાનો રાજસ્થાનો વચ્ચે વધારે આંતરવહે-વાર થયો છે. પરંતુ સર્વોપરિ સત્તાની સંમતિ સિવાય તેઓ પોતાના પ્રદેશોનું અરસપરસ સમર્પણ ન કરી શકે, વેચી ન શકે, બદલો ન કરી શકે અથવા ત્યાગ કરી ન શકે. તેમ જ સર્વોપરિ સત્તાની સંમતિ સિવાય અંદર અંદરના ઝઘડાઓનો નિકાલ પણ તેઓ ન કરી શકે. "રાજસ્થાનોને એક બીજા સામે અમે લડવા નથી દેતા. તેથી તેમના અંદર અંદરના ઝઘડા અને દાદ ફરિયાદોનો અટકાવ કરવાનો એક પારિણામિક હક્ક અમને પ્રાપ્ત થાય છે. જો રાજાઓ સ્વતંત્ર હોય તો એ ઝઘડાઓને પરિણામે આંતરરાષ્ટ્રીય ઝઘડા ઉત્પન્ન થાય." સને ૧૮૬૩માં સર હેન્રી મેઈને જણાવેલો આ સિદ્ધાંત અત્યારે પણ અમલમાં છે.

## બચાવ અને રક્ષણ

૪૮. બ્રિટિશ હિન્દુસ્તાન અને હિન્દી રાજસ્થાનો એ બન્નેના બચાવની જોખમદારી સર્વોપરિ સત્તાની છે; એટલે એ દરજ્જે,

યુદ્ધની સામગ્રી, રસ્તાઓ, અને નોકરો, સુદ્ધાંતના બચાવની તમામ બાબતોમાં તેનો નિર્ણય છેલ્લો છે. હિન્દુસ્તાનના આ બન્ને ભાગોનું, અંદરના અને બહારના તમામ દુશ્મનો સામે તેણે રક્ષણ કરવું જ જોઇએ. તમામ હિન્દી રાજસ્થાનો પ્રતિ તેની આ એક સરખી જવાબદારી છે. કેટલાંક હિન્દી રાજસ્થાનો ખંડણી આપીને, અથવા જમીનો આપીને અથવા પોતાને ત્યાં ઇન્ડીઅન સ્ટેટ્સ ફોર્સ રાખીને, એમ જુદી જુદી રીતે આ બચાવના ખર્ચમાં પોતાનો ફાળો આપે છે. મહાન યુદ્ધ વખતે ઘણાં હિન્દી રાજસ્થાનો સામ્રાજ્યના બચાવ માટે ધાઇ આવ્યાં હતાં અને પોતાનાં તમામ સાધનો સરકાર સન્મુખ ધરી દીધાં હતાં. પરંતુ કોઇ રાજસ્થાન બચાવના ખર્ચમાં પોતાનો હિસ્સો આપે કે ન આપે તો યે, સર્વોપરિ સત્તાની તો એ ફરજ છે કે તેણે રાજસ્થાનોનું રક્ષણ કરવું. રક્ષણની આ ફરજમાંથી નીચે મુજબ પરિણમે છેઃ (૧) સમગ્ર હિન્દુસ્તાનના અને રાજસ્થાનોના બચાવ માટે ખરેખર જરૂરનું હોય તે બધું કરવાને બ્રિટિશ સરકાર બંધાયેલ છે. (૨) સરકારની એ ફરજનું પાલન બરાબર રીતે થઇ શકે તે ખાતર જેટલું કરવાનું આવશ્યક છે એમ બ્રિટિશ સરકાર ઠરાવે તે પ્રમાણે કરવા દેવામાં રાજસ્થાનોએ સહકાર કરવો. (૩) સમગ્ર હિન્દુસ્તાનની સલામતી અથવા રાજસ્થાનોની સલામતી માટે ભયંકર જાહેર કરવામાં આવે તેવા દરેક માર્ગે અગર કાર્યથી દૂર રહેવામાં રાજસ્થાનોએ સહકાર કરવો. આ જવાબદારીઓનો સ્વીકાર સામાન્ય રીતે કરવામાં આવ્યો છે, અને પોતાથી બનતો બધો સહકાર રાજસ્થાનો બ્રિટિશ સરકારને આપે છે. એ ઉપરથી એમ પરિણમે છે કે રસ્તાઓ, રેલ્વેઓ, વિમાનો, પોસ્ટ, તાર, ટેલીફોન, વાયરલેસ, છાવણીઓ, કિલ્લાઓ, લશ્કરની આવજાવ, અને હથિયાર તથા દારૂગોળો પૂરો પાડવો વગેરે વાતમાં લડાયક હેતુઓ માટે આવશ્યક હોય તે બધું મેળવવાનો સર્વોપરિ સત્તાને હક્ક છે.

## રાજા અને પ્રજા

૪૯. સંધિપત્રો અને સનદોની કલમોને આધારે, શિરસ્તાને આધારે, અને રાજાઓના વિશિષ્ટાધિકારો, હક્કો અને દરજ્જાને અક્ષત સાચવી રાખવાના શહેનશાહે રાજાઓને આપેલા વચનને આધારે, રાજ્યોમાં બળવો અથવા દંગો થાય તે સામે રાજ્યનું રક્ષણ કરવાની ફરજ સર્વોપરિ સત્તાને શિરે રહેલી છે. આ ફરજની સાથે જ સંબંધ ધરાવતી સર્વોપરિ સત્તાની એ પણ ફરજ છે કે જ્યારે દરમ્યાનગીરીની માગણી થાય ત્યારે અથવા જ્યારે તે આવશ્યક જણાય ત્યારે, દરમ્યાનગીરી કરવી. બળવા સામે રાજાનું રક્ષણ કરવાની બાંહેધરી સાથે જ એ જવાબદારી ઉભી છે કે એ બળવાનાં કારણો તપાસવાં અને વાજબી ફરિયાદો રાજાએ દૂર કરવી જ જોઇશે તેવી માગણી કરવી. અને એ પરિણામ લાવવા માટે આવશ્યક જણાય એવાં પગલાં લેવાં એ ફરજ પણ સર્વોપરિ સત્તાની છે.

## પ્રજાકીય માગણીઓ

૫૦. રાજાઓના વિશિષ્ટાધિકારો, હક્કો અને દરજ્જાને અક્ષત જાળવી રાખવાને શહેનશાહે આપેલા વચન સાથે જ રાજાને નિર્મૂળ કરવાના અને બીજા સ્વરૂપનું રાજ્યતંત્ર દાખલ કરવાના પ્રયત્ન સામે રાજાનું રક્ષણ કરવાની ફરજ પણ રહેલી છે. રાજાના ગેરવહીવટને કારણે જો આવા પ્રયત્નો થતા હોય, તો ઉપરના ફકરામાં જણાવેલ શરતે જ રાજાને તેવું રક્ષણ આપી શકાશે. જો તે પ્રયત્નો ગેરવહીવટને કારણે નહિ, પરંતુ બદલો કરવાની વ્યાપક પ્રજાકીય માગણીને કારણે હશે, તો, સર્વોપરિ સત્તાની ફરજ રાજાના અધિકાર, વિશિષ્ટાધિકાર અને દરજ્જાનું રક્ષણ કરવાની રહેશેઃ પણ તે સાથે રાજાને નિર્મૂળ કર્યા વિના આ માગણીને સંતોષ મળે તેવાં પગલાં સૂચવવાની ફરજ પણ, સર્વોપરિ સત્તાની રહેશે. આવો પ્રસંગ હજી ઉભો નથી થયો; અને રાજાનો વહીવટ ન્યાયી અને સંગીન હશે તો અને ખાસ કરીને સાલીઆણું નિશ્ચિત કરવાની, રાજ્યના નોકરોની સ્થિતિ

સલામત કરવાની અને સ્વતંત્ર ન્યાયખાતું સ્થાપવાની લોર્ડ ઇરવીને રાજાઓને આપેલી શિખામણ-કે જેનો સિદ્ધાંત નરેંદ્ર-મંડળે સ્વીકાર્યો છે તે-પ્રમાણે રાજાઓ ચાલશે તો આવો પ્રસંગ ઉભો થવાની સંભાવના નથી જણાતી.

## દરમ્યાનગીરી

૫૧. દરમ્યાનગીરીનો ઈતિહાસ તો આ પહેલાં આપવામાં આવ્યો છે. રાજાના હિત માટે, રાજ્યના હિત માટે અથવા સમગ્ર હિન્દુસ્તાનના હિતને માટે દરમ્યાનગીરી થઇ શકે.

## રાજાના હિત માટે

૫૨. સને ૧૮૬૨માં લોર્ડ કેનીંગે આપેલી સનંદમાં તાજ તરફથી ઇચ્છા બતાવવામાં આવી હતી કે "હિન્દુસ્તાનના કેટલાક રાજાઓ અને રાજ્યકર્તાઓ કે જેઓ અત્યારે પોતાનાં રાજ્યો ચલાવે છે તેમનાં રાજ્યો કાયમ કરી દેવાં જોઇએ અને તેમના કુળનો દરજ્જો અને પ્રતિનિધિત્વ ચાલુ રાખવાં જોઇએ." પોતાની આ ઇચ્છા પાર ઉતારવા માટે રાજાઓ અને રાજ્યકર્તાઓનાં કુળોના વારસાને લગતી વિવિધ જોખમદારીઓ સર્વોપરિ સત્તાએ ધારણ કરી છે. પહેલાં તો સને ૧૮૯૧માં એમ ઠરાવ્યું કે 'તાબેદાર દેશી રાજ્યોમાં વારસા-હક્કો નક્કી કરવાનો હક્ક અને જવાબદારી બ્રિટિશ સરકારનાં છે. હરેક વારસને બ્રિટિશ સરકારે સ્વીકારવો જ જોઇએ અને જ્યાં સુધી તે પ્રમાણે સ્વીકાર ન થાય ત્યાં સુધી કોઇ વારસ કાયદેસર નથી.' પરંતુ ૧૯૧૭માં સ્થિતિની આ સમજણમાં ફેર-ફાર કરવામાં આવ્યો અને 'વારસાને લગતી વિધિઓ સંબંધના નિવેદન'માં એમ ઠરાવવામાં આવ્યું કે જ્યાં સીધી લીટીનો કુદરતી વારસ હોય ત્યાં નિયમ તરીકે જ તે વારસો મેળવે છે: અને એવી ગોઠવણ કરવામાં આવી કે આવા કિસ્સામાં રાજા અને વાઇસરોય વચ્ચેના ઓપચારીક પત્રવહેવારમાં આવા વાર-સનો સ્વીકાર કરવામાં આવશે; અને તકરારી વારસા સંબંધમાં હક્કદારોનું સગપણ, તેમની અંગત લાયકાત અને સ્થાનિક શિરસ્તા

ઉપર લક્ષ આપીને, સર્વોપરિ સત્તા વારસાનો છેલ્લો નિર્ણય કરશે. બીજી તરફથી લોર્ડ કેનીંગે આપેલી સનંદોની રૂએ જો વારસ ન હોય તો હિન્દુ અને મુસલમાન કાયદા અનુસાર દત્તક લેવાનો અધિકાર પણ રાજા મહારાજાઓને આપવામાં આવ્યો છે. પણ બધા જ કિસ્સામાં આવા દત્તકવિધાનને સર્વોપરિ સત્તાની સંમતિ જોઇએ છે. ત્રીજી તરફથી, રાજ્યકર્તાની સગીર અવસ્થાના કિસ્સામાં, તેની સગીર અવસ્થા દરમ્યાન તેનું રાજ્યતંત્ર ચલાવવાની અને તેને કેળવણી આપવાની વિશાળ જોખમદારીઓ સર્વોપરિ સત્તાની છે. સગીર વહીવટનો બંદોબસ્ત કરવાની સર્વોપરિ સત્તાની સ્પષ્ટ અને સ્વીકારાયેલી જવાબદારીઓ એક એવો દાખલો પૂરો પાડે છે કે—જેવો કદાચ બીજો નહિ હોય—જેમાં પુરાણા થઇ ગયેલા સંધિપત્રોમાં જે નથી તેની ખોટ પૂરી પાડતા સ્વાભાવિક શિરસ્તો આગળ આવે છે. વસ્તુતઃ સંધિપત્રોની અંધારાવાળી જગ્યાઓમાં શિરસ્તો પ્રકાશ પાડે છે.

## રાજ્યના ભલા ખાતર

૫૩. રાજાની વર્તણૂંકને કારણે સર્વોપરિ સત્તાને રાજ્યના ભલાની ખાતર તેમ જ રાજાના વારસદારોના ભલાની ખાતર દરમ્યાનગીરી કરવી પડે. રાજ્યકારોબારમાં ભારે અંધેર માલૂમ પડે ત્યારે દરમ્યાનગીરી કરવાને સર્વોપરિ સત્તા બંધાએલી છે. એ દરમ્યાનગીરીના પરિણામે રાજાને પદભ્રષ્ટ કરવામાં આવે, તેની સત્તા સંકુચિત કરવામાં આવે, અથવા રાજ્યપ્રકરણી ખાતાના ઉપરીપણા અને દેખરેખ નીચે એક ખાસ અમલદાર નીમવામાં આવે. આવા બધા કિસ્સાઓમાં, હિન્દી સરકારના તાજેતરના જ ઠરાવ પ્રમાણે, આવું કાંઇ પણ પગલું લેવા પહેલાં, તપાસ કરી અહેવાલ રજૂ કરવા માટે એક કમીશન (તપાસપંચ) આપવાની માગણી થવી જ જોઇએ રાજ્યમાં અંધેર ન હોય, પરંતુ, રાજા બેવફા માલૂમ પડે તો અથવા કોઇ ગંભીર ગુન્હો તેણે કર્યો હોય અથવા તેવા ગુન્હામાં તે સામેલ હોય, તો પણ સર્વોપરિ સત્તા દરમ્યાનગીરી કરશે. તેમ જ

સતી અને દૂધપીતી જેવી જંગલી પ્રથાઓ દાબી દેવા માટે અથવા જંગલી શિક્ષાઓ અને યંત્રણાઓ દાબી દેવા માટે પણ સર્વોપરિ સત્તા દરમ્યાનગીરી કરશે.

## નિકાલ અને શાન્તિકરણ માટે

૫૪. રાજ્ય નાનું હોય તો રાજ્ય તરીકેની તેની ફરજો વાજબી રીતે અદા કરવાનું તેને માટે મુશ્કેલ માલૂમ પડે એવા કિસ્સાઓમાં જે ફરજો રાજ્ય ન બજાવી શકે તે બજાવવા માટે દરમ્યાનગીરી કરવાની સર્વોપરિ સત્તાની ફરજ છે. સને ૧૯૬૪માં સર હેન્રી મેઇને કાઠિયાવાડ સંબંધમાં કહેતાં સામાન્ય સિદ્ધાન્ત નીચે પ્રમાણે જણાવ્યો હતો : 'કાઠિયાવાડનાં રાજ્યો વધારે સત્તા ભોગવવા હક્કદાર છે એમ કબૂલ કરવાની અને ફરજ પડે તો પણ, હું એમ કહેવાને તૈયાર છું કે ગવર્નર જનરલ જે પ્રમાણે દરમ્યાનગીરી કરવા માગે છે, તે પ્રમાણે હિન્દી સરકાર દરમ્યાનગીરી કરે તે ધાટેત છે. યુરોપના મધ્ય ભાગમાં નાનકડાં સ્વતંત્ર રાજ્યોના કોઇ મંડળમાં સર્વતઃ અંધેર ચાલી રહ્યું હોય, કે જેવું અત્યારે કાઠિયાવાડમાં ચાલી રહ્યું છે, તો તેવાં રાજ્યોની સ્વાધીનતા સિદ્ધાન્તમાં સ્પષ્ટ હોવા છતાં તેમના નિકાલ અને શાંતિકરણ માટે દરમ્યાનગીરી કરવામાં યુરોપનાં મોટાં રાજ્યો એક ક્ષણનો વિલંબ ન કરે તે વાતમાં મને જરા યે શંકા નથી.'

## હિન્દુસ્તાનના હિતને માટે

૫૫. સમગ્ર હિન્દુસ્તાનના હિતને માટે જે હક્કોનો ઉપયોગ સર્વોપરિ સત્તા કરે છે તે હક્કો આર્થિક અને નાણાંવિષયક બાબતોનો પણ સમાવેશ કરે છે. એ બાબતો અમારા કાર્યપ્રદેશના બીજા ભાગમાં પડે છે. અમારા અહેવાલના હવે પછીના પ્રકરણમાં તેની ચર્ચા અમે કરીશું. અત્રે એક જ વસ્તુ સંબંધની નોંધ લેવી આવશ્યક છે કે જેને હમેશાં વાજબી વજન નથી આપવામાં આવતું. રાજસ્થાનના રાજત્વ અને સર્વોપરિ સત્તાની

હકૂમત એ વચ્ચે ભેદ બતાવનારી દોરી આ વિષયો સંબંધમાં પડે છે. આંતરરાષ્ટ્રીય કારણોસર દરમ્યાનગીરી વાજબી હોય અથવા તો દેશના બચાવ માટે જરૂરી હોય તે, ઉપરાંત આખા હિન્દુસ્તાનના આર્થિક હિતને અર્થે તે હોય તે જ કારણસર રાજસ્થાનના રાજત્વમાં દરમ્યાનગીરી કરવામાં સર્વોપરિ સત્તા વાજબી છે. બ્રિટિશ હિન્દુસ્તાન અને રાજસ્થાનોનાં આર્થિક હિતોની અથડામણી થતી હોય તેવા કિસ્સામાં માત્ર, અથવા મોટે ભાગે બ્રિટિશ હિન્દુસ્તાનને જ હિતકારક હોય તેવાં આર્થિક પરિણામો પ્રાપ્ત કરવાને અર્થે દરમ્યાનગીરી કરવાનો સર્વોપરિ સત્તાને આધાર નથી.

## અમુક કિસ્સામાં બ્રિટિશ હકૂમત

૫૬. કેટલાક સંધિપત્રોમાં એવી કલમો છે કે જે કહે છે કે રાજસ્થાનમાં બ્રિટિશ હકૂમત દાખલ ન કરવી. અને રાજસ્થાનો એ બ્રિટિશ અદાલતોની બહાર છે, અને તેમના વતનીઓને બ્રિટિશ કાયદો લાગુ નથી થતો એ હકીકત બરાબર છે. બ્રિટિશ હિન્દુસ્તાન અને રાજસ્થાનો વચ્ચેનો સ્પષ્ટ અને સામાન્ય ભેદ એ જ છે. તેમ છતાં આખા હિન્દુસ્તાનના હિત અર્થે છાવણીમાં રહેતાં લશ્કરો વગેરે અમુક ખાસ કિસ્સાઓમાં અને રાજસ્થાન માંહેના એવા બીજા ખાસ કિસ્સાઓમાં, યુરોપીઅન બ્રિટિશ પ્રજા અને અમુક સંજોગોમાં તાજના અમુક અમલદારો વગેરે માટે સર્વોપરિ સત્તાના અમલદારોની હકૂમત રાજસ્થાનોમાં દાખલ કરવાનું આવશ્યક માલૂમ પડયું છે.

## વ્યાખ્યા અશક્ય છે

૫૭. આ કેટલાંક સર્વોપરિ સત્તાના દૃષ્ટાંતો અને પરિણામો છે. સર્વોપરિ સત્તાના અમલને સમાવી શકે તેવી કોઇ વ્યાખ્યા શોધી કાઢવાનો અગાઉ જેમ બીજાઓએ પ્રયત્ન કર્યો છે, તેમ અમે પણ કર્યો. પણ જેમ બીજાઓ એમાં નાસીપાસ થયા, તેમ અમે પણ નાસીપાસ થયા છીએ. આ નાસીપાસીનું કારણ શોધવું મુશ્કેલ નથી. બદલાતા જગતના સંજોગો ઝડપથી બદલાતા જાય

છે. સામ્રાજ્યની જરૂરીઆતો અને બદલાતા સંજોગો કોઇ પણ વખતે અણુધારી વસ્તુસ્થિતિ ઉભી કરે. સર્વોપરિ સત્તા સર્વોપરિ રહેવી જ જોઇએ. તેણે સમયની બદલાતી જરૂરીઆતને અને રાજ્યોના પ્રગતિમાન વિકાસને અનુકૂળ થતા જઇને અને એવી વ્યાખ્યાઓ ઘડતા જઇને-પોતાની ફરજો બજાવવી જ જોઇએ. આ નિર્ણયથી રાજ્યોએ ભડકી જવાનું કારણ નથી. હિન્દી રાજસ્થાનો અને સર્વોપરિ સત્તાની વચ્ચેના જે માયાળુ અને સુદૃઢ સંબંધોના ઉપર હિન્દી રાજસ્થાનો હમેશાં આધાર રાખે છે, તે સંબંધો આ એક સર્વોપરિ સત્તામાંથી જ ઉદ્દભવ્યા છે અને વિકાસ પામ્યા છે. ભવિષ્યમાં પોતાના રક્ષણ માટે આ એક સર્વોપરિ સત્તા ઉપર જ તેમણે આધાર રાખવો પડશે. તેમના નાશ અને અન્ય સત્તામાં સમાઇ જવાના ભયો પણ આ સર્વોપરિ સત્તા જ દૂર હાંકી કાઢે છે.

## હિન્દી ધારાસભાને જવાબદાર એવી નવી હિન્દી સરકારને પોતાની સંમતિ સિવાય હિન્દી રાજસ્થાનો સોંપાઇ જવાં જોઇએ નહિ.

૫૮. આ વસ્તુસ્થિતિ સમજીને જ હિન્દી રાજસ્થાનો માગણી કરે છે કે સર્વોપરિ સત્તાના અધિકારો અને જવાબદારીઓ સર્વોપરિ સત્તા નીચે ન હોય તેવા અન્ય કોઇને એટલે કે હિન્દી ધારાસભાને જવાબદાર એવી હિન્દી સરકારને રાજસ્થાનોની સંમતિ વિના સર્વોપરિ સત્તાએ સુપ્રત કરી દેવાં જોઇએ નહિ. જો બ્રિટિશ હિન્દુસ્તાનમાં સાંસ્થાનિક સ્વરાજ્ય જેવું તંત્ર સ્થાપવામાં આવે તો નવા અને લિખિત બંધારણના આધારવાળું એ નવું તંત્ર થશે એ ખુલ્લી વાત છે. એ સ્થિતિ હજી ઉભી નથી થઇ, અમારે એની સાથે સીધી નિસ્બત પણ નથી. એવા તંત્ર સાથે હિન્દી રાજસ્થાનોના સંબંધમાં કાયદા અને રાજનીતિના એવા પ્રશ્નો ઉભા થશે કે જે અત્યારે અને અહીંઆ અમે વિગતવાર ચર્ચી શકીએ નહિ. પરંતુ આ બાબતમાં રાજ-

એમના મનમાં રહેલી સાચી અને ગંભીર ભીતિ તરફ અમે લક્ષ ખેંચીએ છીએ અને અમે એવો મજબૂત અભિપ્રાય ધરાવીએ છીએ કે હિન્દી રાજસ્થાનો અને સર્વોપરિ સત્તા વચ્ચેના સંબંધોનું ઐતિહાસિકપણું જોતાં, હિન્દી ધારાસભાને જવાબદાર એવી હિન્દી સરકારના સાથે, તેમની પોતાની સંમતિ સિવાય હિન્દી રાજસ્થાનોને જોડી દેવાં જોઇએ નહિ.

# બ્રિટીશ હિન્દુસ્તાન અને રાજસ્થાનો વચ્ચેના આર્થિક અને નાણાંપ્રકરણી સંબંધો: તંત્ર

## પ્રશ્નની ઉપયોગિતા

૫૯. અમારી તપાસનો બીજો ભાગ રાજસ્થાનો અને બ્રિટિશ હિન્દુસ્તાન વચ્ચેના નાણાંપ્રકરણી અને આર્થિક સંબંધોના પ્રશ્નો ઉભા કરે છે તેથી તે સવિશેષ વહેવારૂ છે. રાજસ્થાનોમાંના અમારા પ્રવાસ દરમ્યાન આ પ્રશ્નની ઉપયોગિતા અમને જણાઇ આવી હતી. દરેક બાજુએ વધારે અને વધારે ખર્ચાળ તંત્રની માગણીઓ અમને માલૂમ પડતી હતી. રાજાઓની પોતાની ઇચ્છા, તેમની પ્રજાની માગણી અને નજદીકના બ્રિટિશ હિન્દુસ્તાનના મુલકનું ચડતું જતું ધોરણ એ આવી માગણીઓનું મૂળ છે.

## રાજસ્થાનોની મુશ્કેલીઓ

૬૦. જે મુશ્કેલીઓમાં પોતે પડયા હોવાનું રાજાઓ માને છે તેના મુખ્ય બે ભાગ છે: (૧) બ્રિટિશ હિન્દુસ્તાન સાથેના તેમના સંબંધોને અંગેની મુશ્કેલીઓ. (૨) રાજપ્રકરણી ખાતા સાથેના તેમના સંબંધોને અંગે તેમને પડતી મુશ્કેલીઓ. આ ક્રમમાં અમે એની ચર્ચા કરીશું.

## રાજસ્થાનો અને બ્રિટિશ હિન્દુસ્તાન

૬૧. બ્રિટિશ હિન્દુસ્તાન સાથે સંબંધ ધરાવતી બાબતોમાં દરમ્યાનગીરી કરવાની રાજાઓની મરજી નથી. ‘અરસપરસ ઉદાસીનતાની જવાબદારી’ તેઓ સ્વીકારે છે. તેમની મુખ્ય તકરાર એ છે કે બ્રિટિશ હિન્દુસ્તાન અને તેમનાં હિતોની જ્યારે અથડામણી થાય ત્યારે ઉભા થયેલા પ્રશ્નોની ચર્ચા અને નિર્ણયમાં તેમને અસરકારક અવાજ હોવો જોઇએ. બ્રિટિશ હિન્દુસ્તાન અને હિન્દી રાજસ્થાનોની અરસપરસ આધીનતા તેઓ સ્વીકારે છે; સમાધાનીની આવશ્યકતા તેઓ સમજે છે. પણ તેઓનું એમ કહેવું છે કે તેમના પોતાના હક્કોનો યોગ્ય સ્વીકાર થવો જોઇએ. તેઓ એવી ફરીયાદ કરે છે કે તેમના આંતરિક રાજત્વના હક્કોનો ભૂતકાળમાં વગર આવશ્યકતાએ ભંગ કરવામાં આવ્યો છે. અને તેમનો કેસ અત્યારના તંત્રમાં બરાબર રજૂ નથી થયો અથવા બરાબર વિચારાયો નથી.

## હિન્દી સરકારનું અત્યારનું બંધારણ

૬૨. અત્યારના તંત્ર પ્રમાણે ગવર્નર જનરલ-ઇન-કાઉન્સીલ એ તાજનો પ્રતિનિધિ છે. તે કાઉન્સીલમાં સ્વદેશ ખાતાનો સભાસદ, નાણાંખાતાનો સભાસદ, કાયદાનો સભાસદ, રેલ્વે અને વેપાર ખાતાનો સભાસદ, ઉદ્યોગો અને મજૂર ખાતાનો સભાસદ, કેળવણી આરોગ્ય અને જમીનમહેસુલ ખાતાનો સભાસદો, એમ કુલ છ સભાસદો છે. અને તે ઉપરાંત સેનાપતિ કે જે લશ્કરી વિષયો ઉપર લક્ષ આપે છે તે તેમાં બેસે છે. રાજપ્રકરણી ખાતાનો સભાસદ નથી. વાઇસરોય પોતે રાજપ્રકરણી દફતર ધારણ કરે છે. જ્યારે કોઇ રાજપ્રકરણી કેસ કાઉન્સીલ પાસે આવે છે ત્યારે તે કેસ રજૂ કરવા અને સમજાવવા રાજપ્રકરણી મંત્રી હાજર રહે છે. પરંતુ સભાસદો સાથે સરખે દરજ્જે તે ચર્ચા કરી શકે નહિ કે મત આપી શકે નહિ. રાજાઓની એવી દલીલ છે કે બ્રિટિશ હિન્દુસ્તાન અને રાજસ્થાનોનાં હિત પરસ્પરવિરોધી હોય તેવા સવાલોમાં બ્રિટિશ હિન્દુસ્તા-

નની તરફેણમાં જેના અભિપ્રાય અગાઉથી બંધાઇ ગયા હોય તેવા સભાસદોનું એક સુદૃઢ મંડળ અવશ્ય ત્યાં બની જાય છે.

## રાજપ્રકરણી સભાસદ અથવા સભાસદો માટે અમે ભલામણ નથી કરતા

૬૩. અમે માનીએ છીએ કે રાજાઓની ફરિયાદોને પાયો છે. અલબત્ત, ઘણા કાળથી એ સ્વીકારાતું આવ્યું છે કે આ બાબતમાં રાજાઓને ગેરલાભ મળે એવી સ્થિતિ છે. છેલ્લાં ત્રીશ વર્ષોમાં અનેક વાર એવી દરખાસ્ત આવી છે કે ગવર્નર જનરલની કાઉન્સીલમાં એક પોલીટીકલ સભાસદ હોવો જોઇએ. તેની સામે બે મુખ્ય વાંધાઓ છેઃ (૧) તાજના પ્રતિનિધિ તરીકે વાઇસરોય સાથે સીધો સંબંધ રાખવાની વાતને રાજાઓ ઘણી અગત્ય આપે છે. (૨) રાજપ્રકરણી સભાસદ નીમવામાં આવે તો પણ બ્રિટિશ હિન્દુસ્તાનનું ઘણું વધારે મતબળ કાઉન્સીલમાં રહે. આમાંનો પહેલો વાંધો અમારા અભિપ્રાય મુજબ અભેદ્ય છે. એક વખત રાજપ્રકરણી સભાસદ નીમાશે એટલે વાઇસરોય સાથેના સીધા સંબંધ અનિવાર્ય રીતે ઓછા થવાના. ગવર્નર જનરલની કાઉન્સીલમાં બે અથવા વધારે રાજપ્રકરણી સભાસદો નીમવા એવી દરખાસ્ત બીજા વાંધાને કેટલેક અંશે ઓછો કરે છે. ચાલુ બંધારણમાં આવો મૌલિક સુધારો કરવાથી બ્રિટિશ હિન્દુસ્તાન ઉપર થતી અસરને બાજુએ મૂકીએ, તો પણ આ ઉપાય પહેલા વાંધાને વધારે મજબૂત કરશે અને એકથી વધારે સભાસદો જેટલું કામ નહિ રહે. ઘણો કાળજીભરેલો વિચાર કર્યા પછી અમારા પહેલાના વિચાર કરનારાઓ જે નિર્ણય ઉપર આવ્યા છે તે જ નિર્ણય ઉપર અમે આવીએ છીએ; એટલે કે કાઉન્સીલમાં રાજપ્રકરણી સભાસદ વધારવાની ભલામણ કરવા અમે અશક્ત છીએ. અમારા અભિપ્રાય પ્રમાણે આવી કોઇ દરખાસ્તના ગેરલાભો તેના લાભો કરતાં વધારે છે. વાઇસરોય સાથે સીધો સંબંધ રાખવાની જે અગત્ય રાજસ્થાનો બતાવે છે તેની અને રાજાઓ ઉપર વાઇસરોયની અંગત લાગવગ રહે તેની કિમ્મત અમને ઘણી લાગે છે.

## સુધારાની બિનસત્તાવાર યોજના

૬૪. સને ૧૯૨૮ના એપ્રીલ માસમાં રાજાઓના વિચારોને બતાવનારી એક યોજના હિન્દુસ્તાનમાં પ્રસિદ્ધ થઇ હતી. તે વખતે તેની પ્રસિદ્ધિ વગર મંજૂરીની હતી. પરંતુ યુરોપીઅન એસોસીએશનની કાઉન્સીલ તરફનાં ઇન્ડીઅન સેટ્યુટરી કમીશન સમક્ષના નિવેદનમાં રજૂ કરવામાં આવી હતી તે સ્વરૂપમાં ઉપરના જ પ્રકારની યોજના અમારી સન્મૂખ રજૂ કરવામાં આવી હતી. મૂળ યોજનામાં વાઇસરોય અને રાજપ્રકરણી ખાતા વચ્ચે સભાસદોની એક કાઉન્સીલની રચના કરવામાં આવી હતી. ત્રણ રાજાઓ અથવા તેમના પ્રધાનો, હિન્દુસ્તાનના અનુભવ વિનાના બે અંગ્રેજી સભાસદો; અને એક રાજપ્રકરણી સભાસદ; એમ છ સભાસદોની ગોઠવણ હતી. આ સ્ટેટસ કાઉન્સીલ તે રાજપ્રકરણી ખાતું ચલાવનારૂં કાર્યવાહી મંડળ બને. બ્રિટિશ હિન્દુસ્તાન અને હિન્દી રાજસ્થાનો વચ્ચેના સામાન્ય પ્રશ્નોમાં આ કાઉન્સીલ ગવર્નર જનરલ-ઇન-કાઉન્સીલને મળે અને સંયુક્ત નિર્ણય ઉપર આવવાનો પ્રયત્ન કરે. મતભેદને પ્રસંગે વાઇસરોય અને ગવર્નર જનરલ પોતાનો નિર્ણય આપે. વ્યક્તિગત રાજસ્થાનોમાંનું રાજાઓનું રાજત્વ ઓછું ન થાય તે બાબતમાં તેમને શાંત કરવા અનેક એવા રક્ષણમાર્ગો યોજવામાં આવ્યા હતા કે જેને પરિણામે એ નવું મંડળ અસરકારક કાર્ય કરવાની સાચી શક્તિથી વિહીન થાય. વધારામાં તે યોજનાનો એક ભાગ એ હતો કે એક એવી વરિષ્ટ અદાલત સ્થાપવી કે જે નવી કાઉન્સીલ અને વ્યક્તિગત રાજસ્થાન વચ્ચેના ઝઘડાની અથવા રાજસ્થાનો રાજસ્થાનો વચ્ચેના ઝઘડાની પતાવટ કરે અને રાજસ્થાનોને અસર કરનારા બ્રિટિશ હિન્દુસ્તાનમાં ઘડાતા કાયદાનાં બંધન સંબંધમાં નિર્ણય આપે.

## યોજના સામેના વાંધાઓ

૬૫. તે યોજના પાછળના ખર્ચનો સવાલ બાજુએ મૂકીએ તો પણ તેની સામે ઘણા વાંધા છે. માત્ર નીચેના વાંધાઓ જ ગણાવીએ:

(૧) એનાથી વાઇસરાય રાજાઓથી દૂર પડશે અને અમે ઉપર જણાવ્યું તેમ આ વાતને રાજાઓ ઘણી અગત્ય આપે છે.

(૨) સરખામણીમાં બ્રિટિશ હિન્દુસ્તાન વધારે પ્રગતિશીલ છે એ વાત બાજુએ મૂકીએ તો પણ તેની વસતિ અને કદ વધારે હોઇને રાજસ્થાનો અને બ્રિટિશ હિન્દુસ્તાનને એક સરખા મત મળે એ પ્રકારની સ્થિતિ બ્રિટિશ હિન્દુસ્તાન ભાગ્યે જ સ્વીકારે.

(૩) પોતાના રાજ્યના રાજ્યકર્તા તરીકે ફરજ બજાવતો બંધ ન પડે ત્યાં સુધી એક રાજા આવા કારોબારી મંડળમાં ભાગ્યે જ દાખલ થઇ શકે. અને તેમના પોતાના અથવા બીજાના પ્રધાનો નીચે અથવા બીજા રાજાઓ નીચે રહેવા સામે ઘણા રાજાઓ વાંધો લ્યે.

(૪) ખરેખરી ઉપયોગિતા ધરાવતા કિસ્સાઓ કોઇ પણ વર્ષમાં ઘણા થોડા હોય છે, એટલે આવા મંડળને કામ તદ્દન ઓછું રહે.

(૫) વ્યક્તિગત રાજસ્થાનો અને ખાસ કરીને નાનાં રાજ્યોના અંતર્ગત વહીવટમાં આવી કાઉન્સીલની સ્થાપનાથી દરમ્યાનગીરી અનિવાર્ય રીતે વધારે થાય.

(૬) અત્યારના નરેન્દ્રમંડળ, તથા તેની સ્થાયી કમીટી અને આ નવી સ્ટેટસ કાઉન્સીલ વચ્ચે ઝગડાઓ થવાની ઘણી સંભાવના રહે.

## રાજ્યસંઘની મુશ્કેલીઓ

૬૬. આવી કોઇ યોજનાથી, અમારા અભિપ્રાય મુજબ, કાંઇ મદદ મળતી નથી. ખરેખર, જેને મોકળી ભાષામાં રાજ્યસંઘની યોજના કહેવામાં આવે છે તેવી કોઇ પણ યોજના અત્યારે એકદમ અકાળની કહેવાય. હજી તો રાજાઓમાં પોતામાં જ બરાબર એકતા થઇ નથી. એટલે જ કોઇ રચનાત્મક યોજના અમારી પાસે મૂકવામાં નથી આવી. એટલે જ અત્યારે તો નરેન્દ્રમંડળ એ સલાહકારક મંડળ જ રહે છે. કાઉન્સીલ ઓફ સ્ટેટના પ્રતિનિધિઓ અને રાજાઓની કાઉન્સીલ અથવા તો એ બન્નેના પ્રતિનિધિઓ બન્નેનાં સામાન્ય હિતની બાબતોમાં સાથે બેસી

ચર્ચા કરે તે પ્રકારની મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ રિપોર્ટની ભલામણ ઉપર પણ એ જ કારણે હજી કાંઇ પગલું નથી લેવાયું. ટીકાઓ પુષ્કળ થાય છે. પણ સુધારાની કોઇ નિશ્ચિત યોજના નથી. અમને વારંવાર કહેવામાં આવ્યું છે કે પદ્ધતિ ખોટી છે. પણ કોઇ વિકલ્પની યોજના હજી સૂચવવામાં નથી આવી. અમને ખાત્રી થઇ છે કે પદ્ધતિમાં બહુ દોષ નથી, પણ અત્યારની સ્થિતિને અનુકૂળ કેટલાક સુધારા તે માગે છે.

## વાઇસરોયને તાજના પ્રતિનિધિ બનાવો

૬૭. અત્યારે તો એ હિન્દુસ્તાનો અસ્તિત્વ ધરાવે છે એમ સ્વીકારવું અને તેને અનુકૂળ થાય તેવું તંત્ર ગોઠવવું એ વહેવારૂ આવશ્યકતાની વાત છે. એ સ્થિતિ નજરમાં રાખીને, અમે એવી ભલામણ કરીએ છીએ કે ભવિષ્યમાં હિન્દી રાજસ્થાનો સાથેના બધા વ્યવહારમાં—અત્યારે તાજના પ્રતિનિધિ ગવર્નર જનરલ-ઇન-કાઉન્સીલ છે તે નહિ પણ—વાઇસરોય તાજના પ્રતિનિધિ બનવા જોઇએ. આ ફેરફાર કરવાને નવો કાયદો ઘડવો પડશે. પણ એથી ત્રણ ચોખ્ખા ફાયદા થશે. એક તો એથી વાઇસરોય દ્વારા તાજ સાથે વધારે સીધો સંબંધ રાખવાની રાજાઓની ઇચ્છા તૃપ્ત થશે. બીજું, જે મંડળને રાજાઓના વિષે ખાસ જ્ઞાન નથી, જેનું હિત રાજાઓના હિતથી વિરોધી હોવાનો સંભવ છે, અને જે પોતાના જ કેસમાં પોતે ન્યાયાધીશ થઇ બેસવા જેવો દેખાવ થાય છે તેવા મંડળના હાથે રાજાઓના કેસનો ચુકાદો થવાનો રહે છે એ પ્રકારની ચિન્તામાંથી રાજાઓને મુક્તિ મળશે. ત્રીજું, એથી, અમારા અભિપ્રાય પ્રમાણે, હિન્દી રાજસ્થાનો અને હિન્દી સરકાર વચ્ચેના સંબંધો વધારે સુખદ થશે અને ભવિષ્યમાં એ બે વચ્ચે જોડાણ થવાની વધારે સરલતા થશે.

## વહેવારમાં એ કાંઇ મોટો ફેરફાર નથી

૬૮. વહેવારમાં આ ફેરફાર એવો મોટો નથી કે જેવો તે પહેલી નજરે લાગે છે. અથવા એથી વાઇસરોય ઉપર કાંઇ નવો

ઓજો પડતો નથી. વાઇસરોય અત્યારે જ રાજપ્રકરણી દફતર ધારણ કરે છે, અને રાજપ્રકરણી ખાતાનાં ઘણાં કામકાજનો નિકાલ પોતાના રાજપ્રકરણી મંત્રીની મદદથી કરે છે. અમુક 'પોલીટીકલ કેસ' કાઉન્સીલ પાસે લઇ જવો કે નહિ એ વાઇસરોયની મરજીની વાત છે. બધા રાજરીતના પ્રસંગોએ વાઇસરોય જ રાજસ્થાનોના પ્રતિનિધિ તરીકે કામ કરે છે. નરેંદ્રમંડળ ખુલ્લું મૂકતી વખતનો તા. ૮-૨-૧૯૨૧ નો બાદશાહી ઢંઢેરો બાદશાહે 'તેના વાઇસરોય અને ગવર્નર જનરલને અને હિન્દી રાજસ્થાનોના રાજાઓ અને રાજ્યકર્તાઓને' સંબોધ્યો હતો.

## સરખા હિતના પ્રશ્નો માટે કમીટીઓ

૬૯. હિન્દી સરકાર અને હિન્દી રાજસ્થાનો સાથે સરખો સંબંધ ધરાવનારા વિષયો અવશ્ય રહેશે કે જેમાં પરસ્પરના હિતની અથડામણી થાય. હિન્દી સરકારનું રાજપ્રકરણી ખાતું અને બીજું ખાતું એકમત ન થાય એવા કિસ્સાઓમાં સ્વાભાવિક ધોરણ એ રહેશે કે એવી બાબતોમાં પોતાને સલાહ આપવાને વાઇસરોય કમીટીઓ નીમશે. આવી કમીટીઓમાં બ્રિટિશ હિન્દુસ્તાન અને હિન્દી રાજસ્થાનોના પ્રતિનિધિઓ બેસશે. નરેન્દ્રમંડળની સ્થાયી સમિતિ અથવા તો રાજાઓને પોતાનું રાજ્ય વારંવાર છોડવું મુશ્કેલ પડે તે ખાતર, તેમના પ્રધાનોની જ બનેલી અથવા તો તેમના પ્રધાનો પણ જેમાં હોય એવી તેમની ખાસ કમિટિ ચર્ચાવાળા વિષય માટેની વડી ધારાસભાની સ્થાયી કમિટિને મળી શકે. આ શિરસ્તો ધીમે ધીમે ઠીક વિકાસ પામી શકે. કોઇ કાયદાઓ ઘડવાના કાર્યથી એ શિરસ્તાનો પ્રારંભ કરી શકાય-જો એમ કરવું ઇષ્ટ જણાય તો.

## મતભેદ વખતે

૭૦. આવી કમીટીઓ જો એકમત ન થાય તો, વધારે વિધિસરની કમીટીઓ વાઇસરોય નીમે. એમાં હિન્દી રાજસ્થાનોનો એક પ્રતિનિધિ બેસે, બ્રિટિશ હિન્દુસ્તાનનો પ્રતિનિધિ બેસે, અને હાઇકોર્ટના જજના દરજ્જાથી ઉતરતો નહિ એવો એક સ્વતંત્ર

માણસ તેનો પ્રમુખ હોય. આવી કમીટી માત્ર સલાહ જ આપી શકે. અલબત્ત સામાન્ય સંજોગોમાં એ સલાહો સ્વીકારાવી જોઇએ. જો સલાહનો અસ્વીકાર થશે, તો સેક્રેટરી ઓફ સ્ટેટના નિર્ણય માટે એ વાત જશે. આર્થિક પ્રશ્નો અથવા જેમાં ન્યાય આપવાની જરૂર રહે એવા પ્રશ્નો–દાખલા તરીકે બંદરી જકાતના પ્રશ્નો, બંદરોની ખીલવણીનાં પ્રશ્નો, પાણી ઉપરના હક્કના પ્રશ્નો વગેરે માટે આ ધોરણ બરાબર બંધ બેસતું થશે. આશરે વીશ વર્ષ પહેલાં આવી કમીટીઓ સફળ રીતે નીમવામાં આવી હતી. અને મોંટેગ્યુ ચેમ્સફર્ડ રિપોર્ટમાં પણ એની ભલામણ કરવામાં આવી છે.

## મોંટેગ્યુ ચેમ્સફોર્ડ રિપોર્ટની ભલામણો

૭૧. એ રિપોર્ટનો ફકરો ૩૦૮ નીચે પ્રમાણે છે:

'બે અથવા વધારે રાજસ્થાનો વચ્ચે તકરાર થાય ત્યારે, અથવા રાજસ્થાન અને કોઇ પ્રાંતિક સરકાર અથવા હિન્દી સરકાર વચ્ચે તકરાર થાય ત્યારે, અથવા હિન્દી સરકાર અથવા તેના સ્થાનિક પ્રતિનિધિના નિર્ણયથી કોઇ રાજસ્થાન અસંતુષ્ટ થાય એ સ્થિતિ સંબંધમાં અમે હવે દરખાસ્ત કરીએ છીએ. આવા કિસ્સામાં, અને ખાસ કરીને, હિન્દી સરકારને પોતાને સંબંધ હોય તેવા કિસ્સામાં, મુદ્દાઓની સ્વતંત્ર અને નિષ્પક્ષપાત તપાસ થઇ છે એવો રાજસ્થાનને સંતોષ મળે તેવી સંપૂર્ણ અને ન્યાયી તપાસ માટે એવી કોઇ સંતોષકારક પદ્ધતિ અત્યારે હયાતી નથી ધરાવતી. આવા કિસ્સામાં અમારી એવી ભલામણ છે કે જ્યારે જ્યારે વાઇસરોયને એમ લાગે કે આવી તપાસ કરવી ઈષ્ટ છે ત્યારે વાઇસરોય એક એવું પંચ નીમે કે જેમાં બન્ને પક્ષોના પ્રતિનિધિઓ બેસે. તે પંચ તકરારી મુદ્દાઓની તપાસ કરીને તે સંબંધમાં વાઇસરોયને રિપોર્ટ કરે. આવા પંચના નિર્ણય સ્વીકારવાને જ્યારે વાઇસરોય અશક્ત હોય, ત્યારે તે બાબત સેક્રેટરી ઓફ સ્ટેટના નિર્ણય માટે જાય. આ પંચ સંબંધનો અમારો ખ્યાલ એવો છે કે એનો પ્રમુખ હાઇકોર્ટ જજના

દરજ્જાથી ઓછો નહિ એવા દરજ્જાવાળો હોય અને બન્ને પક્ષનો એક એક પ્રતિનિધિ તેમાં હોય.'

## સ્વીકારેલ પદ્ધતિનો અમલ ન થયો

૭૨. ૨૯ અકટોબર ૧૯૨૦ની તારીખના હિન્દી સરકારના વિદેશી અને રાજપ્રકરણી ખાતાના ઠરાવ નં. ૪૨૭ આર.થી આ બાબત સ્વીકારવામાં આવી છે. પણ અમારા ધારવા પ્રમાણે કમભાગ્યે એનો અમલ નથી થયો. ચાલુ કેસોમાં આ પદ્ધતિનો છૂટથી ઉપયોગ થાય એ વાતને અમે ઘણી અગત્ય આપીએ છીએ. સામાન્ય મતભેદો ઉભા થતા જાય તેમ તેમ આ પદ્ધતિથી તેનો સંતોષકારક નિકાલ આવતો જશે.

## રાજસ્થાનો અને રાજપ્રકરણી ખાતું

૭૩. રાજપ્રકરણી ખાતા સાથેની રાજાઓની મુશ્કેલીઓ, પ્હેલાં કરતાં ઓછી પંચાત ઉભી કરે છે. સર્વોપરિ સત્તા તો હોવી જ જોઇએ અને એવા ઘણા સવાલો છે કે જેનો નિકાલ સર્વોપરિ સત્તા જ કરી શકે. નરેન્દ્રમંડળની સ્થાયી કમીટી અથવા તેના ખાસ સલાહકારો અને રાજપ્રકરણી ખાતા વચ્ચે ચાલુ, સંપૂર્ણ અને નિખાલસ ચર્ચા થાય એ અમે અત્યંત અગત્યનું ગણીએ છીએ. અને આ વાત અનિશ્ચિત ન રહે એટલા ખાતર અમે એવી ભલામણ કરીએ છીએ કે અમુક નક્કી તારીખોએ આવી નક્કી સભાઓ થવી જ જોઇએ. અને આવી સભાઓ એક વર્ષમાં ત્રણથી ઓછી ન હોવી જોઇએ. રાજપ્રકરણી વહીવટને કાયદાબદ્ધ કરવા માટે થયેલ ચર્ચાનાં સુંદર પરિણામો આવ્યાં હતાં. અગાઉ જણાવી ગયા તે પ્રમાણે કુલ ત્રેવીશ અને વધારે મુદ્દાઓમાંથી નવ મુદ્દાઓનો સૌને સંતોષકારક નિકાલ આવી ગયો હતો. આજ પદ્ધતિ ચાલુ રાખવામાં આવે એવી અમારી ભલામણ છે. એની ફત્તેહ આગળ ન વધી એનું કારણ મોટે ભાગે એ હતું કે સ્થાયી કમીટી સાથેની ચર્ચા પછી, પારિણામિક નિર્ણયો પ્રાંતિક સરકારો અને રાજપ્રકરણી અમલ-

દ્વારોના અભિપ્રાય માટે તેમના તરફ મોકલવામાં આવ્યા હતા, જેથી ઢીલ અનિવાર્ય થઇ પડી અને પ્રશ્નો ફરીથી ઉખેળાયા. આવા નિર્ણયોને વિશેષ ઢીલ સિવાય અમલમાં મૂકવામાં આવે તો અમારા માનવા પ્રમાણે સંતોષકારક સમાધાનો ઉપર આવવામાં બહુ મુશ્કેલી ન નડે. રાજપ્રકરણી અમલદારો, બીજાં ખાતાંઓના પ્રતિનિધિઓ અને પ્રાંતિક સરકારને જ્યારે જરૂર પડે ત્યારે ચર્ચા સમયે રાજપ્રકરણી મંત્રીને સાથે રાખી શકાય. પરંતુ ચર્ચા અથવા અભિપ્રાય અર્થે વધારે ફેલાવ્યા વિના, પારિણામિક નિર્ણયો વાઇસરોયના નિર્ણય માટે તેની પાસે સીધા જવા જોઇએ. જે રાજાઓ નરેંદ્રમંડળથી વિરક્ત રહે છે તેમના વિચારો જુદા અથવા પાછળથી મંગાવી લેવાય.

## રાજપ્રકરણી ખાતાની સેવાઓ

૭૪. રાજપ્રકરણી ખાતાના કામ સંબંધી અમે ઘણો ઉંચો અભિપ્રાય બાંધ્યો છે. એ ખાતાએ એવાં ઉન્નત મનુષ્યોની માળા આપી છે કે જેમનાં નામો સમગ્ર રાજસ્થાનોમાં પ્રેમપૂર્વક સંભારાય છે. તમામ રાજાઓ કબૂલ કરે છે કે તેમની અત્યારની સંપત્તિ અને પ્રગતિ પૈકીનું ઘણું રાજપ્રકરણી અમલદારોની મિત્ર તરીકેની સલાહ અને સહાયને તથા રાજકુમાર કોલેજોમાં તેમણે મેળવેલા શિક્ષણને આભારી છે. રાજપ્રકરણી અમલદારો સાથેના તેમના સંબંધો બન્નેને શોભાભર્યા છે. રાજપ્રકરણી અમલદારની સ્થિતિ એ કોઇ રીતે સ્હેલી સ્થિતિ નથી. ચારિત્ર, કુનેહ, સહાનુભૂતિ, ધીરજ અને સારી રીતભાતના મહાન ગુણો તેમાં જોઇએ છે. રાજા, તેની પ્રજા અને સર્વોપરિ સત્તા એ સર્વના હિત સાથે એકતાન થવું અને છતાં તેના આંતરિક વહીવટમાં દરમ્યાનગીરી ન કરવી, તેમાં અલબત્ત કેટલીક નિરાશા પણ મળી છે. કેટલાક કઠોર અને સહાનુભૂતિ વગરના રાજપ્રકરણી અમલદારો પણ થયા છે. આવાં પરિણામોને સદંતર અટકાવે એવી કોઇ પદ્ધતિ નથી–હોવી શક્ય નથી. પરંતુ અમુક અયોગ્ય અમલદારને હાથે થતું નુકસાન એટલું

મોટું છે કે સારામાં સારા માણુસો મેળવવા માટે પ્રયત્નોમાં કચાશ રહેવી જોઇએ નહિ.

## રાજપ્રકરણી અમલદારોની ભરતી અને તાલીમ

૭૫. અત્યારે પરદેશ ખાતા માટે (સરહદ ઉપર અને સરહદથી આગળના પ્રદેશમાં નોકરી માટે) અને રાજપ્રકરણી ખાતા માટે ઇન્ડીઅન સીવીલ સર્વીસ અને હિન્દી લશ્કરમાંથી અમલદારોની ભરતી થાય છે. ભરતીનાં સાધનો હવે મર્યાદિત થયાં છે. ઇન્ડીયન સીવીલ સર્વીસ અને હિન્દી લશ્કર એ બન્નેમાં અત્યારે માણસોનો તૂટો છે. વિચારશીલ અમલદારો પોતાના ખાતામાં ભવિષ્યની ભરતીનો વિચાર કરી રહ્યા છે. તેઓ એમ ધારે છે કે માત્ર હિન્દી રાજસ્થાનોમાં જ નોકરી કરવા માટે ઇંગ્લાંડની યુનિવરસીટીમાંથી જુદી જ ભરતી કરવાનો સમય આવી લાગ્યો છે. નોકરીનાં આવાં મર્યાદિત ક્ષેત્રો નિભાવી રાખવા એ મુસ્કેલ છે એ વાતનો અમે સ્વીકાર કરીએ છીએ. પરંતુ સારામાં સારા માણસો મેળવવાની અગત્ય એટલી મોટી છે કે તેના માર્ગમાં કાંઇ પણ વિઘ્ન ઉભું રહેવા દેવું ન જોઇએ. તેઓની નીમણુંક થાય ત્યારે તેમને બરાબર તાલીમ આપવી એ પણ ઘણું અગત્યનું છે. અત્યારના નિયમો પ્રમાણે એક બ્રિટિશ જીલ્લામાં તેઓ વહીવટી કામ શીખે છે અને પછી લાઇસ રચિત 'હિન્દુસ્તાનમાં બ્રિટિશ રાજ્યની ચડતી અને વિકાસ,' લાઇસ રચિત 'એશીયાના અભ્યાસો,' ટોડનું 'રાજસ્થાન,' માલ્કમનું 'મધ્ય હિન્દુસ્તાન,' સ્લીમેનનું 'રખડપટ્ટી અને સંસ્મૃતિ,' એચીનસનનું 'સંધિપત્રોનો ઉપોદ્ઘાત અને રાજપ્રકરણી વહીવટની સંક્ષિપ્ત પુસ્તિકા' એ પુસ્તકોમાં પરીક્ષા પસાર કરે છે. આ બધું કિમ્મતી છે. પણ અમારી એવી સલાહ છે કે પસંદ કરવામાં આવેલ એક અમલદાર નીચે ટૂંકો અભ્યાસક્રમ જરૂરનો છે. એચીનસનના સંધિપત્રો ઉપર અને રાજપ્રકરણી વિધિઓ ઉપર ભાષણો, લોકભાષા અને લોકરીતોનો અભ્યાસ, અને જેને હિન્દીઓ ઘણી અગત્ય આપે છે

તેવી વર્તણુંક અને રીતભાતની મધુર સભ્યતાઓ તે શીખે. તેમની કારકીર્દીના પ્રારંભના કાળમાં આપણાં એલચીખાતાંઓ અથવા પ્રધાન કચેરીઓમાં જુવાન અમલદારોને થોડીક વધારે તાલીમ માટે થોડો સમય જોડી દેવાનું પણ શક્ય થઇ શકે.

## રાજપ્રકરણી મંત્રીની સ્થિતિ

૭૬. અમને એમ કહેવામાં આવ્યું છે કે રાજપ્રકરણી મંત્રીનો પગાર અને દરજ્જો વધારવો કે જેથી બીજા મંત્રીઓની સરખામણીમાં તેને ખાસ દરજ્જો મળે કે જેથી વિશેષ વજન અને સત્તા સાથે તે બીજાં ખાતાંઓ સાથે કામ કરી શકે.

## નવો ભાવ જરૂરી છે

૭૭. બની શકે તેટલી ઓછી દખલગીરીથી અત્યારની મુશ્કેલીઓ નિર્મૂળ કરવા પૂરતી અમારી દરખાસ્તો છે. એ યાદ રાખવું જરૂરનુ છે કે વિકાસનાં જુદાં જુદાં પર્ગાથયાં ઉપર ઉભેલું સંકુચિત વિચારવાળું અને અસામાન્ય પ્રમાણમાં જૂનવટને વળગી રહેનારૂં અને તૂટક છૂટક એવું રાજસ્થાનોનું મંડળ છે. અત્યારના પાયા ઉપર ચણતર કરવું અને રીતરિવાજોને વિકસવા દેવા એ ઉપયોગી છે. એવી આશા રાખવામાં આવે છે કે બ્રિટિશ હિન્દુસ્તાન અને રાજસ્થાનો વચ્ચે સંયુક્ત કાર્યનો ભાવ જાગશે. ઇર્ક્રીમ જુડાની અને જુડા ઇર્ક્રીમની ઇર્ષ્યા નહિ કરે તેવી આશા રાખવી એ વધારે પડતું છે. પરંતુ ભૌગોલિક દષ્ટિએ હિન્દુસ્તાન એક છે અને બ્રિટિશ હિન્દુસ્તાન અને રાજસ્થાનો એક બીજાં ઉપર અવશ્ય અવલંબે છે.

## વિશેષ એક્તા માટે ખુલ્લાં દ્વાર

૭૮. આથી વિશેષ એકીકરણ માટે અમે ખુલ્લાં દ્વાર રાખ્યાં છે. ભવિષ્યમાં બન્ને હિન્દુસ્તાનો એક બીજાંની નજીક આવે ત્યારે રાજ્યસંઘ (ફેડરલ યુનીયન) જેવું તંત્ર સ્વીકારવાને અમારી દરખાસ્તોથી કશો બાધ નથી આવતો કોઇ મોટું રાજ્ય અગર અમુક રાજ્યોના સમૂહ અત્યારે જ અગર ભવિષ્યમાં

બ્રિટિશ હિન્દુસ્તાન સાથે વધારે નિકટ જોડાણમાં આવવા માગે તો તેને અમારી દરખાસ્તોથી કશો બાધ નથી આવતો. વસ્તુતઃ આ અહેવાલના હવેના પ્રકરણમાં અમે એવી સૂચનાઓ કરીએ છીએ કે તેનો જો અમલ થાય તો આવું પરિણામ આવી શકે. આ બધું બની શકે તેવું છે. પરંતુ અમારી પાસે રજૂ થયેલ પ્રશ્નોનો અભ્યાસ કરતાં એક વસ્તુએ અમને ખૂબ જોરપૂર્વક અસર કરી છે અને તે એ છે કે પોતાનાં રાજ્યોમાંના પોતાના વ્યક્તિગત રાજત્વને અક્ષત રાખવાની રાજાઓની ઇચ્છા એટલી બધી ઉગ્ર છે કે અત્યારે રાજ્યસંઘના કોઇ પ્રશ્ન ઉપર વિચાર કરવા પહેલાં પુષ્કળ સાવધાની સેવવાની જરૂર છે.

# બ્રિટિશ હિન્દ અને રાજસ્થાનો વચ્ચેના નાણાંપ્રકરણી અને આર્થિક સંબંધો : ચોક્કસ પ્રસ્તાવો

## પ્રશ્નની એકંદર છણાવટ

૭૯. અમારા સમક્ષ મૂકાએલા કિસ્સાઓ ઘણા અને ભાત ભાતના છે. હિન્દની યાદદાસ્તો લાંબી છે અને લગભગ એમ પણ કહી શકાય કે તેઓની સો વર્ષની અણપૂરી રહી ગયેલી આશાઓનાં શર મારવાને માટે આપણને જ નિશાન રૂપ બનાવવામાં આવ્યા છે. કેટલાંક નિવેદનોમાંથી તો એવા પ્રશ્નો ઉપસ્થિત થાય છે કે જેને કોઇ પણ અર્થમાં નાણાંવિષયક કે આર્થિક કહી ન શકાય. કેટલાંક અતિશય શાસ્ત્રીય ચર્ચા ઉભી કરનારાં છે. કેટલાંક ઘણાં વર્ષોથી વિચાર ચલાવવા માટે પડયાં છે. વસ્તુતઃ એક આખું સાહિત્ય ઉત્પન્ન થયું છે. બહુ વિગતોમાં ઉતરવાનું અમે આવશ્યક નથી ગણતા. ખાસ મહત્ત્વના મુદ્દાઓને એકંદર રીતે ચર્ચવાનું જ બહેતર છે. જો એકંદર નિવેડાને માટે અમારી ભલામણો સ્વીકાર્ય બનશે, તો પછી વધુ વિશિષ્ટ સ્વરૂપના વ્યક્તિગત કિસ્સાને પતાવવામાં મુશ્કેલી નહિ નડે. અમારા પ્રસ્તાવો રજૂ કરવામાં અમે ખાસ કરીને ત્રણ મુદ્દા મનમાં રાખેલા છે; એક તો રાજ્યોના આંતર રાજત્વ માટેની ઉચિત કાળજી, તેઓની અને બ્રિટિશ હિન્દની વચ્ચે અન્યોઅન્ય સમાન વ્યવહારની જરૂર, અને ત્રીજું નિદાનની સ્વાભાવિક અને કાયદેસર અસર.

## બંદરી જકાત

૮૦. રાજસ્થાનોનો સૌથી અગત્યનો દાવો બંદરી જકાતમાંથી હિસ્સો મેળવવાનો છે. અત્યારે આખી બંદરી જકાત બ્રિટિશ હિન્દુસ્તાન લઇ લ્યે છે. રાજાઓ દલીલ કરે છે કે 'અમારાં રાજ્યોમાં લાવવામાં આવતા માલ ઉપર બંદરી જકાત ચૂકવવી એ એક પ્રકારનો સરહદવેરો છે. ભૂત કાળમાં બ્રિટિશ સરકારે પોતે જ અમારા તરફથી લેવાતો આવો સરહદવેરો એમ કહીને બંધ કરાવ્યો છે કે એથી સમગ્ર હિન્દુસ્તાનના વેપારને નુકસાન છે. બ્રિટિશ સરકાર આવી જકાત લ્યે એથી રાજસ્થાનોની પ્રજા પાસેથી આડકતરી રીતે એક નવો કર બ્રિટિશ સરકાર વસૂલ લ્યે છે. અને એ તો એક પ્રાથમિક સૂત્ર છે કે માલ ઉપર જે કરની વસૂલાત થાય તે કરની માલીકી તે માલ વાપરનાર પ્રજાની સરકારની હોવી જોઇએ.' ઘણાં રાજ્યો એ વાતનો સ્વીકાર કરે છે કે રાજસ્થાનો ઘણાં છે અને છૂટાં છવાયાં પડયાં છે, તેથી તેમનો માલ વગર જકાતે જવા દેવો એમાં ઘણી મુશ્કેલી છે. તેઓ એ વાતનો પણ સ્વીકાર કરે છે કે રાજસ્થાનોમાં માથા દીઠ માલની ખપત બ્રિટિશ હિન્દુસ્તાનમાં માથા દીઠ ખપત કરતાં ઓછી છે, પણ તેઓ એમ દાવો કરે છે કે વ્યક્તિગત રાજ્યો સાથે ન્યાયના *ધોરણે બંદરી જકાતનો હિસ્સો વહેંચવાની ગોઠવણ થવી જોઇએ.

## કેસના ગુણદોષ

૮૧. બંદરી જકાત એ સરહદવેરો નથી એ વાતમાં અમને કશી શંકા નથી. સર લેસ્લી સ્કોટ પણ એ વિચાર સાથે સંમત

---

*અમને એમ કહેવામાં આવ્યું છે કે આખી જકાત-મહેસૂલનો આશરે એક પંચમાંશ ભાગ યુરોપીયનો અને યુરોપીયન રીતે રહેતા હિન્દીઓ પાસેથી વસૂલ આવે છે અને બ્રિટિશ હિન્દુસ્તાનમાં માણસ દીઠ જેટલી ખપત છે તેનાથી ઘણું કરીને ½ ભાગની ખપત માણસવાર રાજસ્થાનોમાં છે.

છે કે પોતાના પ્રદેશની ભૌગોલિક પરિસ્થિતિને આધારે પોતાની સરહદમાં આવતા માલ ઉપર જકાતની વસૂલાત કરવાનો દરેક રાજ્યને અધિકાર છે. આવા કરો આજ સુધીમાં બ્રિટિશ હિન્દુસ્તાન તેમ જ બંદરી અગર સરહદી રાજસ્થાનોએ હમેશાં વસૂલ લીધા છે : અને તેની સામે બિનબંદરી રાજ્યોએ આજ સુધી કદિ પણ વાંધો ઉઠાવ્યો નથી. ત્રાવણકોર, કોચીન, વડોદરા અને કાઠિયાવાડનાં કેટલાંક આગેવાન રાજ્યો અને કાશ્મીર જેવાં બંદરી અને સરહદી રાજ્યો સાથે બ્રિટિશ સરકારે જુદા જુદા કરારો કર્યા છે અને તેમાં તેમના રાજ્યની ભૌગોલિક સ્થિતિનો લાભ તેમને લેવા દેવાની વાતનો સ્વીકાર કરવામાં આવ્યો છે. હૈદ્રાબાદની સાથે જુદું સંધિપત્ર છે. એના અર્થની ચર્ચા અત્યારે ચાલે છે. રાજસ્થાનોએ પોતાના દાવાના સમર્થનમાં ૧૯૨૧ની સાલના વાર્સીલોનાના કરારનો આધાર લીધો છે. એ કરારને આધારે એ કરારમાં દસ્તખત કરનારાઓએ એક બીજાનો માલ એક બીજાના પ્રદેશમાંથી વગર કરવેરાએ લઇ જવા દેવાની કબૂલત કરી છે. પણ એ જ કરારની પંદરમી કલમ હિન્દી રાજસ્થાનો જેવાં રાજ્યોને એમાંથી સ્પષ્ટ રીતે બાતલ કરે છે. બિનબંદરી રાજ્યોમાંનાં ઘણાંખરાં હજી પણ પોતાની આયાત અને નિકાસ જકાતની વસૂલાત કરે છે. માઇસોર એ એક મોટો અપવાદ છે. આ પ્રકારની રાજ્યોની જકાતનો કુલ સરવાળો આશરે સાડાચાર કરોડ ઉપર જાય છે. એટલે સિદ્ધાંતની દૃષ્ટિએ અમે એમ ઠરાવીએ છીએ કે આખા હિન્દુસ્તાનના હિતને અર્થે બંદરી જકાત નાંખવાનો બ્રિટિશ હિન્દુસ્તાનને સંપૂર્ણ અધિકાર છે. એ મધ્યસ્થ સરકારની મિલકત છે. તેમાં પ્રાંતિક સરકારનો કશો હિસ્સો નથી.

## દાવાની ન્યાયપુરઃસરતા

૮૨. તે છતાં અમને લાગે છે કે રાજ્યોનો કંઇક રાહતનો મજબૂત હક્ક છે. જ્યાં સુધી બંદરી જકાતો નીચે ધોરણે (કિમ્મત પર પાંચ ટકા) હતી, ત્યાં સુધી કશી સંગીન ફરિયાદ

નહોતી. જો બ્રિટિશ સરકાર બંદરો પર જકાત નાંખતી, તો રાજ્યો પોતાની સરહદ પર જકાત નાંખતાં. પ્રત્યેક પરસ્પર સરખી રીતે વર્તતાં. પરંતુ ૧૯૨૧'-૨૨ની સાલમાં, ઘણા ઘણા પદાર્થો પર બંદરી જકાત અતિશય વધારવામાં આવી અને આગળ ચાલતાં બ્રિટિશ હિન્દમાં અમુક વસ્તુઓને રક્ષણ આપવાની નીતિ અખત્યાર થવાથી પરિણામ એ આવ્યું કે બંદરી જકાતનું મહેસૂલ પાંચ કરોડથી પચાસ કરોડ પર ચડી ગયું. આ નીતિના સંબંધમાં રાજ્યોની સલાહ લેવામાં નહોતી આવી. એમાંના મોટા ભાગને આ રક્ષણમાંથી કશો લાભ મળતો નથી અને તેની વસતિને આયાત થતી વસ્તુઓની ચડેલી કિમ્મતો ચૂકવવી પડે છે, અને એ બંદરી જકાતના વધારાના પ્રમાણમાં તેઓની કર ભરવાની શક્તિ ઘટી જાય છે. અમારા મત પ્રમાણે આ એક સાચી ને સંગીન ફરિયાદ છે, ને તે ઇલાજ માગે છે. પરંતુ એ રાહતનું પ્રમાણ દરેક વ્યક્તિગત રાજ્યમાં કેટલું રાખવું જોઇએ તેની કાળજીપૂર્વકની તપાસ કરવી જોઇએ. જો રાજ્યોને બ્રિટિશ હિન્દના જકાત-મહેસૂલમાં ભાગ આપવાનો સ્વીકાર થાય, તો બ્રિટિશ હિન્દ પણ વાજબી રીતે દાવો કરી શકે, કે રાજ્યોએ સામ્રાજ્યના આર્થિક બોજાનો પૂરેપૂરો હિસ્સો, 'જેઓનો આવકમાં ભાગ તેઓનો ખર્ચમાં પણ ભાગ' એ સ્થાપિત સિદ્ધાંતને અન્વયે ભરવો જોઇએ.

## સંયુક્ત જકાતમંડળ

૮૩. ખરી રીતે તો આ બધાનો આદર્શ નિકાલ તો સંયુક્ત જકાતમંડળથી જ આવી શકે, કે જેનો અમલ થતાંની સાથે રાજસ્થાનોની અંદર જકાત અદૃશ્ય થવી જોઇએ. પછી તો એક વાર બંદરી જકાત ચૂકવાઇ કે પછી બધા હિન્દુસ્તાનમાં બધો માલ વગર જકાતે હેરફેર થયા કરે. લોર્ડ રીડીંગના કાળમાં આવા જકાતમંડળની યોજના ઘડાઇ હતી ખરી; પણ તે પ્રકાશમાં નહોતી આવી. તે યોજના નીચેની લાઇન પર હતી:

(૧) હિન્દી રાજસ્થાનો સુદ્ધાંત હિન્દુસ્તાન સર્વત્રમાં બ્રિટિશ

હિન્દુસ્તાનના અધિકારીઓના વહીવટ તળે, એક સરખી જકાત વસૂલ લેવામાં આવે.

(૨) દેશની અંદર લેવાતી તમામ જકાત બંધ થાય.

(૩) બ્રિટિશ હિન્દુસ્તાન અને જુદાં જુદાં દેશી રાજ્યો વચ્ચે જકાતની વહેંચણી વસતિના પ્રમાણમાં કરવામાં આવે.

(૪) જકાતનીતિ નક્કી કરવાના કામમાં હિન્દી ધારાસભાની સાથે હિન્દી રાજસ્થાનોના પ્રતિનિધિઓ બેસે.

## એની મુશ્કેલીઓ

૮૪. આવું સંયુક્ત જકાતમંડળ સમગ્ર હિન્દુસ્તાનના પરમ હિતની વાત છે. અને તેને અમલમાં લાવવા માટે ગમે તેટલા મોટા ભોગો આપવા પડે તો તે પણ આપવા જેવા છે. અત્યારે તો આ મંડળમાં દાખલ થવા ઘણાં રાજ્યો નાખુશ છે. પોતાની જકાત એ પોતાની સત્તાની નિશાની હોઇને તેને તેઓ અગત્યની વસ્તુ ધારે છે. તેમને ખોટ ન જાય તેવી બાંહેધરી ન મળે તો તેમની જકાતની ઉપજ ખોવાને તેઓ તૈયાર નથી. અને તેમને એ માલૂમ છે કે બજેટની દરખાસ્તો ગુપ્ત રાખવાની જરૂર હોવાને કારણે દરેક વર્ષ જકાતના દરમાં ફેરફાર કરવામાં તેમની સલાહ હમેશાં લેવાય એ અશક્ય છે. આર્થિક નિકાલમાં જો તેમની સાથે ઉદારતાપૂર્વક વર્તવામાં આવે તો આ વાંધાનો નિકાલ લાવવો શક્ય છે. ઉપર જણાવ્યું તેમ તેમના પોતાના રાજ્યમાં તેમના સ્થાનિક આયાત નિકાસ ઉપરની જકાતમાંથી તેઓ આશરે સાડા ચાર કરોડની પેદાશ મેળવે છે અને બંદરી જકાતમાંના તેમના હિસ્સાની ગણતરી કરતાં તે હિસ્સો આ જકાત કરતાં ઘણો વધારે થાય એમ જણાય છે. ગમે તે રીતે પણ આવા જકાતમંડળમાં વ્યક્તિગત મોટાં રાજ્યો અમુક શરતે ભળે એ અમને કાંઇ અશક્ય નથી લાગતું અને અમારો એવો અભિપ્રાય છે કે એ રીતે આ પ્રશ્નનો નિકાલ લાવવામાં કાંઇ વિઘ્નો મૂકવાં જોઇએ નહિ.

## નાણાંપ્રકરણી નિકાલ

૮૫. આમાં સમાએલા પ્રશ્નો ઘણા ગૂંચવણભર્યા છે. પ્રત્યેક રાજ્યની આયાત નિકાસની સ્થિતિ જુદી જુદી છે. એક રાજ્ય ખાસ આયાત ઉપર આધાર રાખતું હોય તો એનું જ પાડોશી રાજ્ય ખાસ કરીને નિકાસ ઉપર આધાર રાખતું હોય છે. અમે એવી ભલામણ કરીએ છીએ કે નીચેની બાબતોની તપાસ માટે એક નિષ્ણાત કમીટી નીમવી જોઇએ: (૧) અમુક રાજ્ય અગર રાજ્યોને જકાત મહેસૂલમાંથી મળવો જોઇતો વાજબી હિસ્સો. (૨) સામ્રાજ્યના બોજામાં તેમનો વાજબી હિસ્સો. આ કમીટી પાસે જકાતમંડળનો પ્રશ્ન એકદમ આવી ઉભશે. આવી કમીટીને સુપ્રત કરવાના તપાસ-મુદ્દાઓ સંબંધમાં રાજાઓની સલાહ લેવાવી જોઇએ. અને એ કમીટીમાં તેમનું પ્રતિનિધિત્વ અવશ્ય રહેવું જોઇએ. એને પરિણામે ભૂતકાળમાં પ્રાંતિક સરકારો અને મધ્યસ્થ સરકાર વચ્ચે જેવો નાણાંપ્રકરણી નિકાલ આવ્યો તેવો નિકાલ અમુક રાજ્ય અથવા રાજ્યો અને સરકાર વચ્ચે આવશે. અલબત્ત, આમ કરવામાં ઘણો સમય લાગશે, ઘણી નવી પરસ્થિતિનો સામનો કરવો પડશે.

## બીજાં ખાતાં પરત્વે રાજ્યોના દાવા

૮૬. આ નિકાલ કરવામાં અન્ય ખાતાંઓ પરત્વે પણ રાજ્યોના વાજબી દાવા તપાસી શકાય છે. એમ પણ બને કે આવી જાતના નાણાંવિષયક ફેંસલાને આધારે જ સમયના જવા સાથે રાજ્યો તથા બ્રિટિશ હિન્દ વચ્ચે વધુ ઘનિષ્ટ રાજદ્વારી સંબંધો વિકસશે.

## ક્યાં રાજ્યોની સલાહ લેવી?

૮૭. બંદરી જકાતની એકંદર નીતિની બાબતમાં રાજ્યોને પોતાની સલાહ આપવાનો હક્ક છે, એ સવાલ વિનાની વાત છે. વ્યવહારૂ રીતે તેઓ જકાતના દરોમાં વર્ષોવર્ષ થતા ફેરફારોમાં ભાગ ન લઇ શકે, કેમકે એ સબંધે ગુપ્તતાની જરૂર હોય

છે અને એના નિર્ણયો સામ્રાજ્ય સરકાર પર નિર્ભર છે. અત્યારે તો જ્યારે જ્યારે બની શકે ત્યારે ત્યારે તેઓની સલાહ લેવાનો સામાન્ય સિદ્ધાંત સ્થાપવાનું અને પોલીટીકલ ખાતા તથા રાજ્યોનાં હિત જ્યારે જોખમાતાં હોય ત્યારે તેઓની સલાહ લેવા ટેરીફ બોર્ડને આગ્રહપૂર્વક કહેવાનું જ બસ થશે. બાકી ટેરીફ બોર્ડ ઉપર હિન્દી રાજસ્થાનોને પ્રતિનિધિત્વ આપવાનો પ્રશ્ન તો હિન્દી નાણાંકમીશને તેઓના અહેવાલના ફકરા *૩૦૧માં જણાવેલાં કારણોને લીધે ચોક્કસપણે નામંજૂર કરેલો હતો.

## નરેન્દ્રમંડળના હક્કદાર સભાસદોને ખાસ છૂટ

૮૮. ૨૧ અથવા ૧૯ તોપોની સલામી ભોગવતા રાજાઓને એવી છૂટ આપવામાં આવી છે કે તેમના તથા તેમના કુટુંબના અંગત ઉપયોગ માટે આયાત થતો માલ જકાતમાંથી મુક્ત છે. આવો ભેદ અઘટિત લાગે એ કાંઇ અસ્વાભાવિક વાત નથી. અમે એવી ભલામણ કરીએ છીએ કે જે રાજાઓ નરેન્દ્રમંડળના તમામ હક્કદાર સભાસદો હોય, તે તમામને આ મુક્તિ મળવી જોઇએ. આવી ખાસ છૂટથી રાજાઓને ખાસ પ્રિય થઇ પડે તેવા પ્રકારની એક રાહત મળી જશે.

---

* "૩૦૧: એવી સૂચનાઓ અમને કરવામાં આવી છે કે ટેરીફ બોર્ડમાં રાજસ્થાનીને ખાસ પ્રતિનિધિત્વ આપવું. પરંતુ એ સંસ્થાને માટે જે વ્યવસ્થા અમે સૂચવીએ છીએ તે સાથે આ સૂચના અસંગત છે. ટેરીફ બોર્ડ એ એક પ્રતિનિધિત્વવાળી સંસ્થા બને તેમાં પ્રાન્તવાર અથવા તો અમુક સંસ્થાઓના અથવા અમુક હિત ધરાવનારાઓના પ્રતિનિધિઓ આવે એવી તમામ સૂચનાઓને અમે નકારીએ છીએ. અમે એમ માનીએ છીએ કે આવું કોઇ પણ બંધારણ તદ્દન પ્રતિકૂળ થશે. ટેરીફ બોર્ડના સભાસદોની જે લાયકાતનો અમે વિચાર કરીએ છીએ તે લાયકાત તેની અંગત લાયકાત હોવી જોઈએ અને કોઇ ખાસ હિત ધરાવનારાઓના પ્રતિનિધિ તરીકે નહિ. એ રીતે એ સ્પષ્ટ છે કે અમુક પ્રાન્તોને ટેરીફ બોર્ડ ઉપર પ્રતિનિધિત્વ આપવું અશક્ય છે તેમ દેશી રાજસ્થાનોને પણ એવું પ્રતિનિધિત્વ આપવું અશક્ય છે."

## રેલ્વેઓ

૮૯. રેલ્વેના સંબંધમાં સામાન્ય પ્રકારનો કોઇ નાણાંપ્રકરણી કે આર્થિક પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. એક વાત એમ સૂચવવામાં આવી છે, પણ ચર્ચવામાં નથી આવી, કે રેલ્વે બજેટ સામ્રાજ્યની એકંદર મહેસૂલમાં વાર્ષિક હિસ્સો આપતું હોવાથી, એના અવશેષમાં રાજ્યોનો હિસ્સો હોવો જોઇએ. એમ પણ કબૂલ રખાયું છે કે લાંબા સમય સુધી રેલ્વેઓ ખોટમાં દોડતી હતી, અને તેની ખાદ બ્રિટિશ હિન્દનો કર ભરનાર ભોગવતો હતો. ઘણીખરી રેલ્વેઓ તો ખુલ્લી બજારમાં સરકાર તરફથી ઓછામાં ઓછા વ્યાજની ગેરંટી આપીને અથવા ગેરંટી આપ્યા વિના થાપણ ઉભી કરીને બાંધવામાં આવી હતી. કેટલાંક રાજ્યોએ શાહી સરકારની સાથે શરતો ઠરાવીને પોતાની સ્થાનિક લાઇનો અથવા ટુકડામાં નાણાં ધીર્યાં હતાં. જૂના કાળમાં રાજ્યો હમેશાં જમીન અને સાધનો, પાણી, બાલાસ્ટ, લાકડું વગેરે કશું રોકડ વળતર લીધા વિના, પોતાના રાજ્યને રેલ્વે ઉઘડવાથી જે લાભો થશે તેની ગણતરી રાખીને આપતાં હતાં. તાજેતરની ગોઠવણોમાં રાજ્યોને વળતર મળે છે. એટલે હવે રેલ્વેઓ જે વાર્ષિક નફો કરે છે તેની અંદર રાજ્યોનો કશા હિસ્સાનો દાવો હોઇ શકે એમ અમને જણાતું નથી. બાકી તો સમગ્ર હિન્દના વિકાસની હિતદષ્ટિએ જ રેલ્વે લાઇનોનું એકંદર નિયમન સર્વોપરિ સત્તાના હાથમાં રહેવું જોઇએ. રેલ્વેના બાંધકામને તેમ જ નભાવને લગતા પ્રશ્નો તો રાજ્યો અને હિન્દી સરકાર વચ્ચેના ઠરાવથી ૧૯૨૩માં નક્કી થઇ ગયા હતા. પરંતુ હકૂમતનો પ્રશ્ન રહે છે અને તે અમારા પર ભલામણ થવા માટે છોડવામાં આવેલો છે. રાજાઓને તીવ્રપણે લાગી આવે છે કે તેઓને તેઓનાં રાજ્યમાંથી પસાર થતી રેલ્વેઓ ઉપરની તમામ જાતની હકૂમતમાંથી નાહક બાતલ રાખવામાં આવ્યા છે. રેલ્વે લાઇનોના બે વર્ગ છેઃ (અ) લડાયક અગત્યની રેલ્વેઓ અને બિન લડાયક અગત્યની પણ મહત્ત્વની રેલ્વેઓ. (બ) બીજી રેલ્વેઓ. પહેલા વર્ગવાળી રેલ્વેઓ મુખ્યત્વે

કરીને સળંગ દોડતી ગાડીઓ હોય છે, જ્યારે બીજા વર્ગની ગાડીઓ મુખ્યત્વે કરીને શાખાઓ હોય છે.

## લડાયક રેલ્વેઓ અને મહત્ત્વની બિનલડાયક રેલ્વેઓ

૯૦. સમગ્ર હિન્દના મુસાફરી કરતા જનસમૂહના તથા વ્યાપારના હિતમાં એ ચોખ્ખું જરૂરી છે કે રેલ્વેઓના વ્યવસ્થિત સંચાલનને માટે જોઇતાં તમામ સાધનો એક જ સત્તાના હાથમાં કેન્દ્રીભૂત થવાં જોઇએ, અને ફોજદારી હકૂમત સળંગ તેમ જ અખંડ હોવી જોઇએ. કેટલીક સળંગ રેલ્વેઓ તો સંખ્યાબંધ રાજ્યોમાંથી પસાર થાય છે. દાખલા તરીકે બી. બી. સી. આઇ. રેલ્વે દિલ્હી ને મુંબાઇ વચ્ચે ઓછામાં ઓછી આડત્રીસ સરહદોમાં થઇને દોડે છે.

## રેલ્વે પરની દિવાની હકૂમત

૯૧. એવો દાવો આગળ કરવામાં આવ્યો છે કે આ લડાયક તેમ જ મહત્ત્વની બિનલડાયક લાઇનો પરની દિવાની હકૂમત તો રાજ્યોને પાછી આપવી જોઇએ. સંપૂર્ણ વિચાર કર્યા પછી અમે આવું પગલું લેવાની ભલામણ કરવા અશક્ત નીવડ્યા છીએ. કેમકે એમાં બ્રિટિશ હિન્દ તેમ જ રાજસ્થાનો બન્નેની જાહેર પ્રજાનાં હિત સરખી રીતે સંડોવાયેલાં છે. દેશના વેપારને માટે આવશ્યક થઇ પડે છે કે દિવાની દાવાઓ માટે—ઉદાહરણ તરીકે માલ ગૂમ થાય અથવા નુકસાન પામે તેની નુકસાની વગેરેના દાવા માટે—સળંગ હકૂમત જ આવશ્યક છે. જો વેપારીઓ પોતાને ક્યાં અને કઇ અદાલતમાં દાદ મેળવવા જવું એ વાત એકદમ ન જાણે તો તો બ્રિટિશ હિન્દ તેમ જ દેશી રાજ્ય બન્નેને હાનિકારક એવી એક અશક્ય પરિસ્થિતિ ઉભી થશે. નાણાંપ્રકરણી પ્રશ્નોનો અમે હવે પછી ઉલ્લેખ કરીશું.

## બીજી રેલ્વેઓ

૯૨. બીજી રેલ્વેઓના સંબંધમાં અમે ભલામણ કરીએ છીએ કે રાજ્યોને નીચે મુજબની શરતે ફોજદારી તથા દિવાની બન્ને હકૂમતો સોંપી દેવી.

(૧) રાજ્ય અથવા તો રાજ્યે જેને સત્તા આપી હોય તેવી કોઇ પેઢી, કોઇ વ્યક્તિ, કે વ્યક્તિઓની બનેલી કોઇ સંસ્થા કાં તો એ રેલ્વેની માલીક હોય અથવા એનું એમાં સંગીન હિત હોય અને પોતે એને ચલાવતી હોય.

(૨) ન્યાયના વહીવટ માટે રાજ્યની પાસે પૂરતું તંત્ર હોય.

(૩) હિન્દી રેલ્વે એક્ટ તેમ જ તેની રૂઇએ કરેલા નિયમોને અનુસરતો કોઇ ધારો લાગુ પાડીને અથવા તો બીજી કોઇ રીતે જો એ લાઇનના વહીવટ તેમ જ નિભાવ ઉપર સંપૂર્ણ નિયમન થતું હોય.

(૪) સરકારી રેલ્વે અમલદારોને પોતાને આવશ્યક લાગે તેવું નિરીક્ષણ રાખવાની રાજ્ય પરવાનગી આપે.

નરેન્દ્રમંડળની સ્થાયી સમિતિ અને રેલ્વે તથા પોલીટીકલ ખાતાના પ્રતિનિધિઓ વચ્ચેની ચર્ચામાં ૧૯૨૪માં આ કલમો નક્કી થઇ હતી. એમાં વાજબી સમાધાની સમાએલી છે.

## નાણાંપ્રકરણી પ્રશ્નો

૯૩. હિન્દી રાજસ્થાનોના રેલ્વે-પ્રદેશમાં આયાત-વેરો, જગાત, આબકારી, પરવાના, ઘાસનું વેચાણ વગેરે એવી બાબતો બદલ અમુક રકમો લેવામાં આવે છે. એ બધી રકમો અત્યારે રાજ્યોનાં નામ પર નહિ પણ રેલ્વેઓનાં નામ પર જમા કરવામાં આવે છે. આ મહેસુલ ઉઘરાવવાની પદ્ધતિમાં તો અમે કશો ફેરફાર કરવાની સલાહ નથી આપતા-એમ કરવાથી એ જાહેર પ્રજાની સગવડ નહિ સચવાય; છતાં અમે એવા મતના તો છીએ કે રાજ્યો અથવા રાજ્યોની પ્રજા પાસેથી મળતી રકમનો જે કાંઇ અવશેષ ઉઘરાવી લેવાનું વાજબી ખર્ચ બાદ કાઢતાં બાકી રહે, તે લાગતાં વળગતાં રાજ્યોને સુપ્રત કરી દેવો. આ બાબતમાં તો સહેલાઇથી ગોઠવણ થઇ શકાવી જ જોઇએ. તકરારના પ્રસંગોમાં ઉપલા ફકરા ૮૫માં જણાવેલી ભલામણો મુજબની કમીટીથી ફડચો કરી શકાય.

## ટંકશાળ અને સિક્કા

૯૪. ટંકશાળ અને ચલણ સંબંધમાં રાજ્યોને લાગી આવે છે એટલું તીવ્રપણે ભાગ્યે જ બીજા કોઇ વિષય પર લાગી આવતું હશે. છેલ્લા અર્ધા સૈકા દરમ્યાન રાજ્યો ઉપર, ખાસ કરીને સગીર વહીવટો વેળા, તેઓની ટંકશાળો બંધ કરવાનું અને સામ્રાજ્યનું ચલણ અંગીકાર કરવાનું ઘણું દબાણ લાવવામાં આવ્યું છે. અમૂક રાજ્યો હજુ પણ પોતાની ટંકશાળો અને પોતાનું ચલણ ધરાવી રહ્યાં છે. અને બીજાં કેટલાંક કે જેઓ એક વખત પોતાના જ સિક્કા પાડી લેતા, તેઓ પોતાની ટંકશાળો ફરી વખત ઉઘાડવાનો હક્ક માગે છે. અમારો દૃઢ અભિપ્રાય છે કે હિન્દની અંદર જુદી જુદી ટંકશાળો વધારવી એ રાજ્યોના તેમ જ સમગ્ર હિન્દના હિતનો વિરોધ કરનાર વાત છે. એક રાજ્ય વિષે અમે સાંભળ્યું છે કે ત્યાં ચલણની બના વટી ગોઠવણ થવાથી પરિણામે વેપારને ગંભીર ધક્કો પહોંચ્યો છે. રાજ્યોએ વળી એવી પણ માગણી કરી છે કે ચલણના નફામાં પણ એમને ભાગ મળવો જોઇએ. આ સંબંધમાં અમને જણાવવામાં આવ્યું છે કે ધાતુના ચલણમાં કશો જીવવાળો નફો થતો હોય એ જ શંકાની વાત છે, ને બાકી તો કાગળના ચલણ પર રહેતો નફો તો બ્રિટિશ હિન્દની આંટને આભારી છે. સામ્રાજ્યના ચલણના લાભો તો એટલા બધા દેખીતા છે, કે એ પરત્વે કશી રાહત મળવાનો કોઇ સંગીન હક્ક રાજ્યોને હોવાની અમને જરૂર નથી જણાતી, તે છતાં કોઇ અમૂક રાજ્ય અથવા રાજ્યોના સમૂહ સાથે કશો નાણાંપ્રકરણી નિકાલ કરવામાં આવે તો તેમાં આ બાબત પરત્વે પણ થોડીક રાહત ભલે અપાય.

## લોનો, અને મૂડીદારો તેમજ નાણાંપ્રકરણી એજન્ટો સાથેના સંબંધો

૯૫. રાજ્યોને નાણાંપ્રકરણી બાબતમાં રક્ષણ આપવા માટે ભૂતકાળમાં લોનો સંબંધે અને મૂડીદારો ને ધીરધાર

કરનારાઓ સાથેના સંબંધ પરત્વે એક ધોરણ યોજવાનું આવશ્યક લાગેલું. રાજ્યોમાં તે વખતે જ્ઞાન તથા અનુભવના અભાવને અંગે આમ કરવું બહુ જરૂરનું લાગેલું; પણ હવે તો રાજ્યોની પ્રગતિ થવા સાથે આવા રક્ષણની જરૂરત હતી એ કરતાં ઓછી રહી છે, અને એ સંબંધોના નિયમો બદલવાનો સમય આવ્યો છે. આ પ્રશ્ન રાજપ્રકરણી ખાતા અને સ્થાયી સમિતિની વચ્ચે ચર્ચાનો વિષય બનેલ છે, અને અમને સમજાય છે કે કાંઇક ઠરાવ ટુંકમાં જ થઇ જશે. સમસ્ત હિન્દના હિતાર્થે હિન્દી સરકારે લોનની (ધીરધારની) બજાર પર અમુક જાતનો અંકુશ રાખવો જોઇએ.

## મીઠું

૯૬. મોગલ સામ્રાજ્ય પછી ગાદીએ આવીને જૂના સમયથી બ્રિટિશ સરકારે મહેસૂલને ખાતર મીઠાના ઇજારાની પ્રથા ઉભી કરવાનું નક્કી કરેલું હતું. એ હેતુની સિદ્ધિ અર્થે તેણે બ્રિટિશ હિન્દના પ્રાંતોની અંદર મીઠાની બનાવટ બંધ કરાવી, અને રાજ્યોની સાથે પણ, અમુક વળતર બદલ, તેઓના પ્રદેશોમાંથી મીઠાની બનાવટ બંધ પાડવા તેમ જ દાબી દેવા માટે સંધિઓ અને બંધણીઓમાં ઉતરવા માંડયું. હવે રાજ્યો એવી માગણી કરે છે કે આ સંધિઓ દબાણથી કરાવી લીધી હતી અને વળતર તો તે વખતે જ ઓછું હતું; એટલે અત્યારે તો વિશેષ ઓછું બની ગયું છે. અમે તો આ ગોઠવણ કે જે એકંદર સારી રીતે ચાલી છે, તેમાં કશો સામાન્ય ફેરફાર કરવાની ભલામણ કરવા તૈયાર નથી. સંધિઓ અને બંધણીખતો ચયેલાં છે, અને એક સૈકાથી વધુ જૂની રાજપ્રકરણી સંધિઓ તેમ જ બંધણીઓને બદલવાનું જો કશું કારણ નથી, તો પછી એથી વધુ કશું યે કારણ આ સંધિઓ તેમ જ બંધણીઓને બદલવાનું નથી. વળતર તે વખતમાં વાજબી હતું કે નહિ તે નક્કી કરવાનાં કશાં સાધન અત્યારે મોજૂદ નથી. નાણાંપ્રકરણી દૃષ્ટિએ તો રાજ્યો પણ બ્રિટિશ હિન્દના પ્રાંતો જેવી

જ સામાન સ્થિતિમાં છે. હિન્દી સરકારે પોતાનો કબજો સ્થાપવામાં મોટું ખર્ચ કરેલું છે, ને તેથી આચારે મતે તો તના પર એનો બહોળો હક છે. તેમ છતાં કોઈ વ્યક્તિગત રાજ્યની નવેસર ઉભી થયેલી નાની શી માગણી અને ઝાંઝીબાર જેવા હિન્દ બહારના દેશમાં ઘટિત જાતના સાથે મીઠું નીકાસ કરવાના બંદરી રાજ્યોની માગણી દિલસોજીથી તપાસવી તથા ધોરણસર પતાવવી જોઈએ એમ અમારો અભિપ્રાય છે.

## ટપાલ

૯૭. હિન્દની ટપાલ બાબતની ગોઠવણોની સંગીનતા તેમ જ સલામતી સામ્રાજ્ય સરકારના બંદોબસ્તનો વિષય છે, કેમ કે તેમાં બ્રિટિશ હિન્દની તેમ જ રાજ્યોની બન્નેની જાહેર પ્રજાનાં હિત સરખી રીતે જ સમાયાં છે. સરકારી ટપાલ ખાતાનો લાભ દેશના બાકીના ભાગની સાથે હિન્દી રાજ્યો પણ મજબુ રીતે ઉઠાવી રહ્યાં છે. ઉપરાંત પંદર રાજ્યોને પોતાનાં જ ટપાલ ખાતાં છે, અને તેઓ ટપાલવિષયક એકતાની બહાર છે. આમાંનાં પાંચ રાજ્યોને સરકારી ટપાલ ઓફીસ સાથે કરાવો છે, અને તેઓ એની સાથે સહકારથી કામ ચલાવે છે. બાકીનાં દશ રાજ્યોમાં રાજ્યનો આંતરિક ટપાલ વ્યવહાર મોટે ભાગે તેની સ્થાનિક પોસ્ટ ઓફીસોથી થાય છે, અને સરકારી પોસ્ટ ઓફીસોની શાખાઓ મહત્ત્વનાં મથકો પર ખોલેલી છે. ને તે રાજ્યની સરહદની બહારનો ટપાલ-વ્યવહાર ચલાવે છે. કરાવવાળાં રાજ્યો માંહેલાં ઘણાંખરાંમાં તો સરકારી પોસ્ટ ઓફીસો ફક્ત ખાસ સરકારી હકૂમત ધરાવતાં હોય તેવાં જ સ્થળોમાં એટલે કે રેલ્વે સ્ટેશનો, રેસીડેન્સી (છાવણી)ની જમીન વગેરેમાં જ હયાતી ધરાવે છે. આ માંહેલાં પાંચ રાજ્યોમાં રાજ્યના પોતાના પોસ્ટેજ સ્ટેમ્પો હિન્દના કોઈ પણ પ્રદેશ માટે ચાલી શકે છે, પણ દરિયાપારના દેશ માટે નહિ: જ્યારે બાકીનાં દશ રાજ્યોના સ્ટેમ્પો પોતપોતાની સરહદ બહાર ક્યાંયે ચાલી શકતા નથી. અત્યારની ચાલુ વ્યવસ્થા બરાબર કામ આપી રહી છે, અને એમાં ફેરફાર

કરવાથી બ્રિટિશ હિન્દની કે રાજ્યોની જાહેર પ્રજાનું હિત નહિ સચવાય. ઉપરાંત પેલાં પંદર રાજ્યોની માફક ખાસ ઠરાવની જે પ્રથા બીજાં રાજ્યો પોતાને માટે પણ લાગુ પાડવા માગે છે, તે વિસ્તારવાની ભલામણ અમે કરી શકતા નથી. ઠરાવવાળાં પાંચ રાજ્યો પરત્વે તો અત્યારે જેમ બને છે તેમ સામાન્ય ધોરણે ન પતાવી શકાય તેવા કોઇ પ્રશ્નો ઉભા થતા નથી. બાકીનાં દશ રાજ્યો કે જ્યાં રાજ્યની પોતાની ને સરકારી ગોઠવણો પડખોપડખ ચાલી રહી છે, તેમાં નવી પોસ્ટ—ઓફીસો ખોલવા બાબતના પ્રશ્નો ઉભા થાય પણ ખરા. પરંતુ આ તો અત્યારે સંયુક્ત મંત્રણાનો વિષય બનેલ છે, એટલે અમે કશા ફેરફારની ભલામણ કરતા નથી.

## તાર, દોરડા વિનાના તાર (વાયરલેસ) અને ટેલીફોન

૯૮. રાજ્યોની અંદર તારની લાઇનો નાંખવાની તેમ જ સાચવવાની ગોઠવણો, તેમ જ તાર ઓફીસો, વાયરલેસ સ્ટેશનો અને ટેલીફોનના સંબંધો ખોલવાની ગોઠવણો વિષે, થોડાં વર્ષો પર સ્થાયી સમિતિ સાથેની ચર્ચાને પરિણામે હારબંધ સરકારી ઠરાવો કરીને પતાવટ થઇ ગઇ હતી. અને આ વિષયમાં અમારે બીજું કશું વિચારવાનું રહેતું નથી.

## તાર ટપાલ બાબતમાં નાણાંપ્રકરણી માગણી

૯૯. તાર ટપાલના હિસાબો અત્યારે સંયુક્ત વ્યાપારી ધોરણે રખાય છે. એમાં રાજ્યો નફામાં ભાગની માગણી કરે છે. અમને ખબર આપવામાં આવેલ છે કે વહેંચવા માટે નફો રહેતો જ નથી. જે નફો રહે છે તે પ્રાથમિક ખરચ કમી કરવા માટે તેમ જ ચાલુ તંત્રને સુધારવા માટે ખરચાય છે. એટલે જ્યાં સુધી આ નફામાંથી નીપજતા લાભોની અંદર રાજ્યોને પોતાનો પૂરો હિસ્સો મળે છે, ત્યાં સુધી તેઓને ફરિયાદ કરવાનું કશું વાજબી કારણ નથી. આ પ્રશ્ન પર તેઓને પૂરી માહિતી મળવાનો હક્ક છે, અને અમને કહેવામાં આવ્યું છે કે એ માહિતી પૂરી પાડવામાં કશો વાંધો નથી.

## સેવીંગ્સ બેન્કોના નફા

૧૦૦. ટપાલ ખાતાએ પોતાની પ્રવૃત્તિઓના એક ભાગ રૂપે, રાજ્યોની અંદર આવેલી કેટલીક પોસ્ટ ઓફીસોમાં સેવીંગ્સ બેન્કો ઉઘાડેલી છે. કેટલાંક રાજ્યો એવી માગણી કરે છે કે આ યોજના બંધ થવી જોઇએ અથવા તો એ સેવીંગ્સ બેન્કોના નફા તેઓને સુપ્રત કરી દેવા જોઇએ. આ માગણી એક વિકટ પ્રશ્નને જન્મ આપે છે. પોસ્ટ ઓફીસોની સેવીંગ્સ બેન્કોનું આકર્ષક તત્ત્વ તો બ્રિટિશ સરકારની આંટ છે. વહીવટી કારણોને અંગે સેવીંગ્સ બેન્કોની વ્યવસ્થા પેસ્ટ ઓફીસોની વ્યવસ્થાને પગલે પગલે જવી જોઇએ, ને એથી કરીને નાણાંની લેવડ દેવડમાંથી નીપજતા નફાનો મોટો ભાગ તો વ્યવસ્થા કરનાર સત્તાને જ મળવો જોઇએ. રાજ્યોના લોકોના હિતની દૃષ્ટિએ તો સેવીંગ્સ બેન્કોમાં થાપણો મૂકવાનું પ્રોત્સાહન આપવું અત્યંત ઇષ્ટ છે. છતાં જે જે કિસ્સામાં બહુ મોટો નફો રહેતો હોય તેમાં એમાંનો અમુક ભાગ, ઉપર સૂચવેલી નાણાંપ્રકરણી પુનર્ઘટનાના અંશ તરીકે રાજ્યોને ભલે અપાય.

## સર્વીસ–સ્ટાંપો

૧૦૧. એવી પણ માગણી કરવામાં આવી છે કે રાજ્યનો પત્રવ્યવહાર રાજ્યોની અંદરના પ્રદેશમાં મફત લાવવો લઇ જવો જોઇએ, અથવા તો આ કામને માટે રાજ્યોને સર્વીસ–સ્ટાંપનું બહોળું ભથ્થું આપવું જોઇએ. અમૂક કિસ્સામાં ખાસ કશા દેખીતા ધોરણ વિના સર્વીસ–સ્ટાંપનું ભથ્થું આપવામાં આવે છે. અમે તો હમેશાંને માટે કોઇક ચોક્કસ ધોરણ મુજબ આ પ્રશ્નની પતાવટ માટે ભલામણ કરીએ છીએ.

## ટપાલ–બેગીની લૂંટ સંબંધે નિયમો

૧૦૨. બેગી–લૂંટના નિયમો સામે પણ વાંધો લેવામાં આવ્યો છે. આ નિયમો અન્વયે દરેક રાજ્યને પોતપોતાના પ્રદેશોમાંથી સરકારી કાગળો તેમ જ પારસલોની ટપાલની સહીસલામત આવ–જા થવા દેવા માટે જુમ્મેદાર ગણેલ છે, અને જ્યારે ટપાલની

એંગીની લૂંટ થાય છે ત્યારે લૂંટારાઓ જે કાંઇ લઇ ગયા અથવા નાશ કરી ગયા હોય તેની પૂરેપૂરી નુકસાની તે તે રાજ્યો પાસેથી વસૂલ લેવામાં આવે છે; તેમ જ ટપાલના હલકારાનું શરીર જખમાયું અથવા મરણ થયું હોય તો તે હલકારાને અથવા તેનાં બાળબચ્ચાંને પણ નુકસાની રાજ્યે જ ભરવાની હોય છે. આ કાર્યવાહીને અંગે નિયમોની અંદર અનેક પેટા-સૂચનાઓ પણ જોવાય છે. નિયમો ૧૮૬૬ની સાલના છે; તે પછી ૧૮૮૫ના મેમાં સુધારા થયા હતા. આ નિયમો હવે કશા જરૂરના હોય તેની અમને શંકા છે. ગમે તેમ પણ તેમાં અત્યારે વર્તમાન સમયને ધોરણે ઘણા ફેરફાર થવા જરૂરના છે. સાધારણ ધોરણે વાટાઘાટ યોજીને આ પતાવી દેવું મુશ્કેલ નથી. સંગીન પોલીસ બંદોબસ્તવાળાં રાજ્યોની બાબતમાં તો બ્રિટિશ હિન્દના પ્રાંતોમાં ચાલતી પદ્ધતિને મળતી પદ્ધતિ હોવી જોઇએ.

## અફીણ

૧૦૩. અફીણના પ્રશ્ન સંબંધે કશી પણ ભલામણ કરવાની સ્થિતિમાં અમે નથી. એક કમીટી આ પ્રશ્નની કેટલીક બાજુઓ તપાસી રહી છે, અને એનો અહેવાલ અમને હજુ પહોંચ્યો નથી. આ તો ખરેખર એવી બાબત છે કે જેમાં માનવજાતિ અને સંસ્કૃતિના કલ્યાણને ખાતર આખા યે હિન્દ ઉપર જે સરકારી બોજો મૂકવામાં આવ્યો છે તેમાં રાજ્યોએ પણ પોતાનો હિસ્સો ઉપાડવો જોઇએ. હિન્દી કર ભરનાર કે જે બિચારાએ પોતે જ અત્યંત સહન કર્યું છે, તેની ઉપર જ રાજ્યોને વળતર આપવાની માગણી આણવી એ વ્યવહારુ રાજનીતિમાં સમાય તેવી વાત નથી.

## આબકારી

૧૦૪. આબકારીના સંબંધમાં તો કશો સામાન્ય પ્રશ્ન ઉઠાવવામાં આવ્યો નથી. પણ બ્રિટિશ હિન્દ અને રાજ્યોના પ્રદેશો સામસામા અટવાએલા હોવાથી હિન્દના જુદા જુદા ભાગોમાં વિગતોના પ્રશ્નો ઘણા ઉઠે ને તેની પતાવટ સ્થાનિક

રીતે જ થઇ જાય છે. પરંતુ પંજાબ તરફથી રાજપૂતાના તેમ જ પંજાબી રાજસ્થાનોને જે ચરસ (charas) પૂરી પાડવામાં આવે છે તે વિષે ઘણી ફરિયાદો અમારી પાસે આવી છે. દલીલ એ છે કે પંજાબની અંદર મધ્ય એશીઆમાંથી કાશ્મીર થઇને જે ચરસની આયાત થાય છે તેના ઉપર પંજાબની સરકાર ભારી જકાત નાખે છે, અને છતાં પોતે રાજ્યોને જે ચરસનો જથ્થો પૂરો પાડે છે, તેના પર તેઓને કશું રીબેટ (વળતર) આપવા ના પાડે છે. રાજ્યોને પોતાની જરૂરતની ચરસ પંજાબ સરકાર સિવાય કોઇની મારફત મળી શકે તેમ નથી. તેઓની ફરિયાદ છે કે પંજાબ સરકાર સંયુકત પ્રાંતોને (યુ. પી. ને) જે ચરસ મોકલે છે તેના પર તેને આબકારી જકાતનું રીબેટ આપે છે, તેમ જ મુંબાઇ સરકાર જે જે રાજ્યોને એ કેફી પદાર્થ પૂરો પાડે છે તેને જકાતનો ફ્રૂ હિસ્સો વળતર આપે છે, અને ફ્રૂ તે સંબંધેના ખર્ચ બદલ રાખી લ્યે છે. હવે આબકારી ખાતું તો પ્રાંતિક પ્રધાન મંડળની હેઠે સુપ્રત ખાતું છે. અમને સમજાયું છે કે હિન્દી રાજ્યોને ચરસ પૂરી પાડવા સંબંધેની મધ્યસ્થ જવાબદારી હિન્દી સરકારે લેવી એવી દરખાસ્ત છે. આ દરખાસ્ત મંજૂર રહે કે ન રહે, છતાં આ બાબતમાં રાજ્યોની ફરિયાદ સાચી છે, ને તેનો ઇલાજ માગે છે.

## પરચુરણ માગણીઓ

૧૦૫. રાજ્યોને બ્રિટિશ હિન્દમાં સ્થાવર મિલકતની ખરીદી કરવાની બાબતનાં બંધનો, હથિયાર અને દારૂગોળો પૂરો પાડવા સંબંધેનાં બંધનો, બિનહિન્દી અમલદારો રાખવા સંબધે પ્રતિબંધો, આરોપીઓને સોંપવા સંબંધે અણસરખી ગોઠવણો, હિન્દી રાજ્યોના અમલદારોને જાહેર નોકરો તરીકે કબૂલ રાખવાની ના, રાજાઓના પરંપરાગત દરજ્જાનું ન્યૂનીકરણ, અને રાજ્યોની હદમાં આવેલી છાવણીઓની પરિસ્થિતિઃ આ બધા સંબંધે રાજાઓની કેટલીક કહેવાતી સત્તા-મર્યાદાઓ પર અમારૂં લક્ષ ખેંચવામાં આવ્યું છે. આમાંનો એક પણ મુદ્દો અમારા તપાસ-મુદ્દાની મર્યાદામાં આવતો નથી. અમને લાગે છે

કે આ પ્રશ્નોમાંના ઘણાખરા પરત્વે બન્ને પક્ષે ઘણું ઘણું કહી શકાય તેવું છે. અને અમે ઉપરના વિભાગ ૭ની અંદર જે કાર્યપદ્ધતિની રેખાઓ દોરી છે, તે અન્વયેના કોઈ પણ ઠરાવમાં આ પ્રશ્નો સહેલાઈથી ઉતરી શકે એમ છે. કાઠિયાવાડના બંદરોનો પ્રશ્ન અને વીરમગામ દાણની લાઇન-દોરીના પુનરાવર્તનનો પ્રશ્ન જો કે નિર્વિવાદપણે નાણાંપ્રકરણી અને આર્થિક છે, પણ હજુ તે અદાલતમાં ઉભેલા પ્રશ્નો છે.

## સામાન્ય નિર્ણયો

૧૦૬. અમારા નિર્ણયોનો સાર ખેંચવો જ માત્ર બાકી રહે છે. જુદી જુદી રાજ્યપદ્ધતિ અનુસાર ચાલતાં બે હિન્દુસ્તાનો છે; બ્રિટિશ હિન્દુસ્તાન અને હિન્દી રાજસ્થાનો. હિન્દી રાજસ્થાનો એક બીજાથી એટલાં બધાં જુદાં પડે છે કે તે બધાં સાથે એક સરખો વહેવાર રાખવો એ અશક્ય નહિ તો મુશ્કેલ છે. સંધિ-પત્રો, બંધનખતો અને સનંદો જ્યાં જ્યાં હયાતી ધરાવે છે ત્યાં ત્યાં તે કાયમ રહે છે; પરંતુ બદલાતી દુનિયાની બદલાતી પરિ-સ્થિતિને અનુકૂળ થવા અર્થેના રાજપ્રકરણી વહીવટથી તેમાં વધારો અને ચોખવટ થયા છે. સર્વોપરિ સત્તાનો વિકાસ અમે આલેખ્યો છે અને એનું પૃથક્કરણ કર્યું છે. જો કે રાજાઓ અને રાજપ્રકરણી ખાતા વચ્ચેની સંપૂર્ણ અને નિખાલસ ચર્ચાને પરિણામે એનું આપખુદ તત્ત્વ એણે ક્યારનું યે ગુમાવ્યું છે અને દિવસે દિવસે ગુમાવતી જાય છે, છતાં તે સત્તા સર્વોપરિ તો રહેવી જ જોઈએ, એટલે કે અણધાર્યા સંજોગો ઉત્પન્ન થાય તેને પહોંચી વળવાની તેને સત્તા હોવી જોઇએ. રાજાઓ અને સર્વોપરિ સત્તા વચ્ચેના સંબંધો સમગ્ર દૃષ્ટિએ સુલેહસંપભર્યા અને સંતોષકારક હોવાનું અમને માલૂમ પડ્યું છે. નવા તંત્ર માટે કોઇ વહેવારૂ દરખાસ્તો અમારી સન્મુખ રજૂ કરવામાં નથી આવી. પણ અનુભવને આધારે ધોરણમાં કેટલાક ફેરફારો અમે સૂચવ્યા છે કે જેને પરિણામે ફરિયાદો દૂર થશે અને ઉપસ્થિત પ્રશ્નોનો નિકાલ આવશે. ખાસ કરીને અમે એવી ભલામણ કરીએ છીએ કે રાજાઓ સાથેના

સર્વોપરિ સત્તાના સંબંધમાં ભવિષ્યમાં તાજ તરફનો પ્રતિનિધિ ગવર્નર જનરલ-ઇન-કાઉન્સીલ નહિ, પણ વાઇસરોય હોવો જોઇએ: અને રાજ્ય રાજ્ય વચ્ચેની, રાજ્યો અને સર્વોપરિ સત્તા વચ્ચેની અને રાજ્યો અને બ્રિટિશ હિન્દુસ્તાન વચ્ચેની ઉપયોગી બાબતોમાં સ્વતંત્ર કમીટીઓની સલાહ લેવી જોઇએ. રાજપ્રકરણી ખાતાના અમલદારોની ભરતી કરવાના અને તેમને તાલીમ આપવાના માર્ગો અમે સૂચવ્યા છે. તેના ઉપર અમે ખૂબ ભાર મૂકીએ છીએ. બ્રિટિશ હિન્દુસ્તાન અને રાજસ્થાનો વચ્ચેના આર્થિક અને રાજકીય સંબંધોના નિકાલના રસ્તા અમે બતાવ્યા છે. અમે એમ ઠરાવીએ છીએ કે સંધિ-પત્રો. બંધનખતો અને સનંદો 'તાજ' સાથે થયા છે અને રાજાઓ અને સર્વોપરિ સત્તા વચ્ચેના સંબંધો રાજસ્થાનોની સંમતિ સિવાય હિન્દી ધારાસભાને જવાબદાર એવી બ્રિટિશ હિન્દની સરકારને સુપ્રત થવા જોઇએ નહિ : પણ ભવિષ્યમાં નવાં બંધારણના વિકાસનો માર્ગ અમે ખુલ્લો રાખ્યો છે. હિન્દી રાજાઓ જેવા પૃથક પૃથક સ્થિતિવાળા સ્થિતિચુસ્ત, શિઘ્ર-સંવેદી અને પોતાની આંતરસત્તાને વળગી રહેવા ઇચ્છતા મંડળ સાથે કામ પાડવામાં ખૂબ સાવચેતી રાખવાની અમે જરૂર જોઇએ છીએ. છતાં અમારે કબૂલ કરવું જોઇએ કે રાજસ્થા-નોની અંદર નવા જીવન અને નવી આશાએના ઉછાળાએ, અત્યાર સુધીમાં થયેલ પ્રગતિએ અને ભવિષ્યની શકયતાઓએ અમારી કલ્પના ઉપર ભારે અસર કરી છે. એ ભવિષ્યની અમે તો માત્ર ઝાંખી કરાવી શકીએ. દૂર દૂરના ગિરિશૃંગો અને ત્યાં પહોંચવાના માર્ગમાં આવતી ખીણોના માપ કરવાનું કામ અમને સુપ્રત નથી થયું. પણ અમને શ્રદ્ધા છે કે જે રાજાઓએ યુદ્ધ અને શાંતિના કાળમાં આવી સુંદર સેવાઓ બજાવી છે તેઓ હિન્દુ-સ્તાન અને સામ્રાજ્યના વિકાસમાં કીર્તિવંતો ભાગ ભજવશે જ.

(સહી) હાર્કોર્ટ બટલર

„ સીડની પીલ

„ ડબલ્યુ. એસ. હોલ્સવર્થ

# બટલર કમીટીએ કાઢેલું પ્રશ્નપત્ર*

૧. તપાસ–મુદ્દા આટલા છે:

(૧) સર્વોપરિ સત્તા તથા રાજસ્થાનોની વચ્ચેના સંબંધો પરત્વે અહેવાલ રજૂ કરવો. એમાં નીચેની બાબતોમાંથી ઉપસ્થિત થતા હક્કો તેમ જ કર્તવ્યોનો ખાસ ઉલ્લેખ કરવો:

(અ) સંધિઓ, બંધણીઓ અને સનદો, અને

(બ) વહીવટ, સ્વીકૃતિ અને બીજાં કારણો.

(૨) બ્રિટિશ હિન્દ અને રાજસ્થાનો વચ્ચેના નાણાંકીય ગુંચી તેમજ આર્થિક સંબંધોની તપાસ કરવી અને તેની વિશેષ સંતોષકારક ગોઠવણ માટે કમીટીને જે કાંઇ ભલામણો ઇષ્ટ અથવા જરૂરી લાગે તે કરવી.

૨. કમીટી એમ નથી માનતી કે તપાસ–મુદ્દાના ભાગ (૧)નો સાર પ્રશ્નપત્રથી તપાસવાનુ અનુકૂલ થઇ પડે. ઉપરાંત એમ પણ સમજાય છે કે નરેન્દ્રમંડળની સ્થાયી સમિતિએ તેમજ દિલ્હીમાં નરેન્દ્રમંડળની બેઠક માટે હાજર થયેલા સંખ્યાબંધ રાજા મહારાજાઓએ આ બાબત પર ધારાશાસ્ત્રીઓની સલાહો મેળવેલ છે ને તેથી કમીટીને તો આવી સલાહનો લાભ મળશે. કોઇ પણ રાજ્યને પોતાના વિચારો દફતર પર મૂકવા હોય તો તેઓ તેમ કરશે તેવી આશા છે.

---

* પ્રહેવાલનો ફકરો ત્રીજો જુઓ

૩. એ કહેવું જોઈએ કે સર્વોપરિ સત્તા હસ્તક ભૂત કાળમાં થયેલા નિર્ણયોને અથવા તો તેમની અને રાજ્યોની વચ્ચેના અત્યારના મતભેદોને, સર્વોપરિ સત્તા અને રાજ્યો વચ્ચે હસ્તી ધરાવતા સંબંધોને તે જેટલા પ્રમાણમાં સ્પષ્ટ કરે છે તે ઉપરાંત તપાસવાનો આ કમીટીને અધિકાર નથી. પરંતુ રાજ્યો પોતે પોતાના પક્ષની દલીલો કરવામાં જે સાક્ષી-પૂરાવા લાવવા ઇચ્છતા હોય, અને તેને અંગે ભૂત કાળના જે નિર્ણયોનો અથવા વર્તમાન મતભેદોનો નિર્દેશ કરવા માગતા હોય, તે જો પહેલા ભાગની એટલે કે ચાલુ સંબંધનો જ નિર્દેશ કરવાની સૂચનાની મર્યાદામાં રહીને કરવાના હોય, અને તેઓને જરૂર પૂરતું લાગે તેટલા પ્રમાણમાં જ કરવા માગતા હોય, તો કમીટીની ઇચ્છા તેમના સાક્ષી-પૂરાવા પર મર્યાદા મૂકવાની નથી.

૪. એટલે પ્રશ્નપત્ર તો સૂચનાના બીજા ભાગની સાથે જ સંબંધ ધરાવે છે. હિન્દી રાજ્યોએ હજુ પોતે આણવા ધારેલા પ્રશ્નો કમીટી પાસે ધર્યા ન હોવાથી, આ પ્રશ્નપત્ર, હમણાં હમણાં ચર્ચાને માટે આવેલી બાબતો પૂરતું તો રાજપ્રકરણી ખાતાનાં દફતરોને આધારે જ ઘડાયું છે. એટલે પ્રશ્નપત્ર ઉપરાંતના પ્રશ્નો પણ રાજ્યો ઉઠાવી શકશે. રાજ્યોને પોતાના વિચારો તપાસ-મુદ્દાની હદમાં રહીને પેશ કરવાની બનતી તમામ તકો આપવા કમીટી ઇંતેજાર છે.

## પ્રશ્નો

૫ (अ) શું રાજ્યો સામ્રાજ્યના જકાત-મહેસૂલની અંદર ભાગ માગે છે? ને માગે છે તો તે કયા આધારે?

(ब) તાજેતરમાં જકાતના દરમાં કરવામાં આવેલા વધારાએ શું રાજ્યોના અથવા એની પ્રજાના ઉપર માઠી અસર કરી છે? એમ હોય તો આંકડા ને હકીકતો ટાંકવા વિનતિ છે.

(क) સામ્રાજ્યના જકાત-મહેસૂલમાંથી તેઓની સાથે નક્કી કરવામાં આવે તેટલો વરાડ તેમને મળવાની શરતે પોતાને ત્યાંના આયાત-નિકાસના વેરા રદ કરવા રાજસ્થાનો તૈયાર છે?

(ખ) પોતાના હક્કથી નરેન્દ્રમંડળના સભ્યો હોય તેઓમાંથી જકાતમુક્ત રાજાઓ સિવાયના રાજાઓ પોતાના તેમ જ પોતાના કુટુંબના અંગત ઉપયોગ માટે આયાત કરવામાં આવતી વસ્તુઓ માટે જકાત-વેરા ચૂકવવામાંથી ફારગતી માગે છે તે કયા આધારે?

## રેલ્વેની હકુમત

૬. પોતાના સીમાડાની અંદર રેલ્વેઓએ જે જગ્યા રોકી હોય તેના ઉપર રાજ્યોની હકુમત હોવા સબબનું જે તારણ નરેન્દ્રમંડળની ચાલુ કમીટીએ તા. ૨૦ ઓગસ્ટ ૧૯૨૪ (જુઓ ઉપ-પરિશિષ્ટ અ)ના રોજ સુધારેલું છે, તેમાં રાજ્યોને કશું ઉમેરવાનું છે ખરું?

## ટંકશાળ ને ચલણ

૭. આ પ્રશ્ન સંબંધે એવા કોઈ મુદ્દા છે કે જે રાજ્યો કમીટી સમક્ષ લાવવા ઇચ્છે?

## હિન્દી રાજ્યો અને મૂડીદારો ને નાણાંપ્રકરણી એજન્ટો વચ્ચેનો વહેવાર

૮. આ પ્રશ્ન સંબંધમાં નરેન્દ્રમંડળે ૧૯૨૪ના નવેમ્બર માસમાં જે તારણ મંજૂર રાખ્યું છે, તેમાં રાજ્યોને કશું ઉમેરવું છે?

## દરબારો હસ્તુ મીઠાની બનાવટ તથા નિકાસ

૯. આ વિષય પર તો રાજ્યો તથા હિન્દી સરકાર વચ્ચે સંધિઓ અને કબૂલતનામાં થયેલાં છે. આ સંબંધે કશી વિશેષ ભલામણો રાજ્યો કરવા માગે છે?

## ટપાલ ને તાર

૧૦. પોતાના પ્રદેશોમાં અત્યારે જે તાર-ટપાલનું તંત્ર ચાલી રહ્યું છે તેની કાર્યપદ્ધતિ સામે રાજ્યોને કશો વાંધો છે? અને આ તંત્રમાંથી જો કશો નફો થતો હોય તો તે પર કેટલો હક્ક રાજ્યો માગે છે? તેમ જ ખોટ જાય ત્યારે ખોટના ભાગીદાર થવા પણ એ તૈયાર છે?

## બ્રિટિશ હિન્દ અને રાજ્યોનાં સંયુક્ત હિતોની વાતો

૧૧. જે જે પ્રશ્નોમાં બ્રિટિશ હિન્દ તેમ જ દેશી રાજ્યોનાં હિત સમાન ન હોય, તેની સંયુકત ચર્ચા માટે કઇ પદ્ધતિ અખત્યાર કરવાનું રાજ્યોને પસંદ છે? તાજેતરમાં જ નરેન્દ્રમંડળની ચાલુ કમીટીએ હિન્દી સરકારના અમલદારો સાથે વાટાઘાટ કરવા દિવાનોની એક કમીટી નીમી છે. આ પદ્ધતિ સંતોષકારક લાગી છે? જો ન લાગી હોય, તો બીજી કઇ રીતિ સૂચવો છો?

### એકંદર નાણાંપ્રકરણી સંબંધો

૧૨. પોતાની ને બ્રિટિશ હિન્દની વચ્ચે ચાલતી નાણાંપ્રકરણી ગોઠવણ પરત્વે રાજ્યોને કશી સૂચના કરવી છે?

### અફીણ

૧૩. અફીણ સંબંધે રાજ્યોને કશો પ્રશ્ન લાવવો છે?

### આબકારી

૧૪. આબકારી વિષે રાજ્યોને કશા પ્રશ્ન લાવવા છે?

### પરચુરણ

૧૫. ઉપરના ચોથા ફકરા પ્રમાણે કશા બીજા પ્રશ્નો લાવવા છે?



## ઉપ-પરિશિષ્ટ अ

તા. ૨૦ ઓગસ્ટ ૧૯૨૪ના રોજ નરેન્દ્રમંડળની ચાલુ કમીટીએ સુધારેલું તારણ.

૧. ૧૮૯૧માં એવું નક્કી કરવામાં આવેલું કે જે ઘડીએ દરબારની રેલ્વે એક બાજુ રાજ્યના પ્રદેશ અને બીજી બાજુ બ્રિટિશ હિન્દના કે કોઇ રાજ્યના પ્રદેશ વચ્ચેના આવ-જાના વહેવારની લાઇનનો વિભાગ બને તે જ ઘડીએ તેણે તે રેલ્વે પરથી હકૂમત છોડી દેવી જોઇએ. પરંતુ તે પછીથી ઉભી થએલી પરિસ્થિતિને અંગે એ અભિપ્રાય ઘણે અંશે બદલાયો હતો. દાખલા તરીકે ૧૮૯૩માં એવું ઠરાવવામાં આવેલું

કે સદંતર રાજ્યની જ સરહદમાં પડેલી પરંતુ એક છેડે બ્રિટિશ રેલ્વે લાઇનની સાથે જોડાએલી રેલ્વે લાઇન ઉપરની હકૂમત પણ છોડી દેવી પડે એવો અર્થ એ હુકમોમાંથી કાઢવાનો નથી. ફરી પાછું ૧૮૯૮માં એક દરબારને એની રેલ્વેનો એક ભાગ બીજા રાજ્યમાં થઇને નીકળતો હતો તે છતાં પણ દરબારી રેલ્વેના એક કટકા ઉપર એની હકૂમત ચલાવવાની મંજૂરી આપેલી હતી. ત્રણ વર્ષ પછી એ જ હુકમો બીજા એક કિસ્સામાં પણ ઢીલા કરવામાં આવેલા, કે જે કિસ્સામાં પણ દરબારી રેલ્વે બ્રિટિશ હદમાં પેસતી હોવા છતાં દરબારને તેના ઉપર હકૂમત રાખવાની પરવાનગી આપવામાં આવેલી. ૧૯૦૨ની અંદર પણ એ જ દિશામાં એક પગલું આગળ ભરવામાં આવેલું, અર્થાત્ એક દરબારને એની એક રેલ્વે ઉપર, એ રેલ્વે આગળ ઉપર બન્ને છેડે બ્રિટિશ રેલ્વેની લાઇન સાથે જોડાનાર રેલ્વેનો વિભાગ બનવાની હતી તે છતાં પણ હકૂમત ભોગવવાની પરવાનગી મળેલી. મૂળ હુકમનો સિદ્ધાંત તો બીજા કેટલાક કિસ્સામાં પણ ઢીલો પાડવામાં આવેલો છે, તે એ રીતે કે એક કરતાં વધારે રાજ્યોની અંદરથી પસાર થતી રેલ્વે લાઇન ઉપર, દરેક દરબારને પોતપોતાની સરહદ પૂરતા ટુકડા પર હકૂમત ભોગવવાની રજા આપવામાં આવેલી.

૨. જે જે રેલ્વે લાઇનો ઉપરની સંપૂર્ણ દિવાની ફોજદારી હકૂમત (સરકારના હાથમાં) છોડી દેવામાં આવી છે, તે તે લાઇનો પર હિન્દી સરકારની નીતિ ફક્ત એ જ કાયદા લાગુ પાડવાની રહી છે, કે જે કાયદા રેલ્વે, પોસ્ટ ઓફીસ તથા તારના કાયદાની સાથે દિવાની ફોજદારી ન્યાયના કારોબાર માટે જરૂરી હોય. એવા પણ કિસ્સાઓ બન્યા છે કે જેમાં આવા પ્રદેશો પર પડખોપડખ જ આવેલા બ્રિટિશ જીલ્લાના એક સામટા તમામ કાયદા લાગુ પાડવાનું સગવડભર્યું જણાયું હોય, પરંતુ તે છતાં, તે પ્રદેશોમાં આ તમામ કાયદા દાખલ નથી કરવામાં આવેલા, ને ખાસ કરીને નાણાંપ્રકરણી કાયદા તો નહિ જ, કેમ કે રેલ્વે લાઇનને માટે સુપ્રત થયેલા

પ્રદેશમાંથી મહેસૂલ ઉપજાવવાની સરકારી નીતિ નથી. તે છતાં જ્યારે જ્યારે રેલ્વે સ્ટેશનો પર દારૂના વપરાશ અને વ્યવહારનું નિયમન કરવાની અથવા તો બ્રિટિશ હિન્દના આબકારી મહેસૂલને રક્ષવાની જરૂર પડી છે ત્યારે ત્યારે 'એક્સાઇઝ એક્ટ' જેવો કાયદો તે તે પ્રદેશ પર અમલમાં મૂકવો પડ્યો છે ખરો. ઉપરાંત જ્યારે જ્યારે એમ માલૂમ પડ્યું હોય કે રાજ્યના તેમ જ સરકારના હિતને ખાતર રેલ્વેમાંથી દાણચોરી અટકાવવાની જરૂર છે, ત્યારે ત્યારે માદક પીણાંના કાયદા જેવો કાયદો પણ કરી શકાય છે. આવો કાયદો, જો કે નાણાંપ્રકરણી હોવા છતાં મહેસૂલનો ઉત્પાદક નથી અને હિન્દી સરકાર તેમાંથી કશો નફો ઉઠાવતી નથી.

૩. હિન્દી સરકારના વહીવટની અથવા તો હિન્દી સરકારનો જેના નફામાં હિસ્સો હોય તેવી કોઇ કંપનીના વહીવટની મહત્ત્વની સળંગ રેલ્વે લાઇનોના હિસ્સાઓ બનનાર રેલ્વેઓ સિવાયની બીજી રેલ્વેઓ ઉપર રાજ્યોને પોતાની સરહદ પૂરતી હકૂમત કાયમને માટે ભોગવવી હોય તો નીચેની શર્તે હિન્દી સરકાર એ હકૂમત ભોગવવા દેવા તૈયાર છે.

(૧) રાજ્ય, અથવા તો રાજ્યે જેને સત્તા આપેલી હોય તેવી કોઇ પેઢી, કોઇ વ્યક્તિ કે કોઇ વ્યક્તિઓની બનેલી સંસ્થા કાં તો એ રેલ્વેની માલીક હોય અથવા એનું એમાં સંગીન હિત હોય અને એને ચલાવતી હોય.

(૨) રાજ્યની પાસે ન્યાયના વહીવટ માટે પૂરતું તંત્ર હોય.

(૩) હિન્દી રેલ્વે એક્ટ તેમ જ તેની રૂઇએ કરેલા નિયમોને અનુસરતો કોઇ ધારો લાગુ પાડીને અથવા તો બીજી કોઇ રીતે એ લાઇનના વહીવટ તેમ જ નિભાવ ઉપર સંપૂર્ણ નિયમન થતું હોય.

(૪) રાજ્ય સરકારી રેલ્વે અમલદારોને પોતાને આવશ્યક લાગે તેવું નિરીક્ષણ કરવા દેવા કબૂલ થાય.

૪. ગંભીર પ્રકારની જાહેર પરિસ્થિતિમાં, અથવા તો સામ્રાજ્યનાં લશ્કરી કે યુદ્ધવિષયક હિતમાં નિયમનની એકતા

જરૂરની છે. અને વરિષ્ટ સરકારને શ્રદ્ધા છે કે આવા પ્રસંગોમાં જરૂર પડયા પ્રમાણેનો સહકાર મેળવવા રાજ્યો પર પોતે નિર્ભર રહી શકે છે.

૫. ઉપરના ફકરા ત્રીજાની કલમ ૨, ૩ ને ૪ના ગંભીર પાલન-ભંગના પ્રસંગે બ્રિટિશ સરકાર એનો ઉપાય કરવાનાં જરૂરી પગલાં લઇ શકે છે અને તે એવી શર્તે કે આ કલમની રૂઇએ આવા કિસ્સામાં આખરે જો હકૂમત પાછી ખેંચી લેવાની જરૂર લાગે, તો તે હકૂમત તે તે રાજ્યને ભવિષ્યમાં આ શર્તોના પરિપાલન માટેની સંપૂર્ણ ખાત્રી તેણે આપ્યા પછી જ પાછી સોંપવી.

# લોર્ડ રેડીંગનો નિઝામ ઉપરનો પત્ર*

[ હિન્દના વાઇસરૉય અને ગવર્નર જનરલ તરફથી ના. હૈદ્રાબાદના નિઝામને પત્ર : દિલ્હી તા. ૨૭ માર્ચ ૧૯૨૬.]

નામદાર નિઝામ સરકાર,

આપ નામદારનો તા. ૨૦મી સપ્ટેમ્બર ૧૯૨૫નો કાગળ, કે જેની પહોંચ ક્યારની લખાઇ ગઇ છે, તે મહત્ત્વના પ્રશ્નોને ઉપસ્થિત કરે છે અને તેથી મને એનો જવાબ આપતાં સમય લાગ્યો છે.

પ્રસ્તુત કિસ્સાની ઐતિહાસિક ઝીણી વિગતોની ચર્ચામાં હું આપની પછવાડે પછવાડે ઉતરવા માગતો નથી. મારા અગાઉના કાગળમાં જણાવ્યું હતું તે પ્રમાણે આપનાં નિવેદનો કાળજીપૂર્વક તપાસવામાં આવેલાં છે અને આપ અત્યારે જે કાંઇ કહો છો તેમાં એવું કશું જ નથી કે જે મારા, મારી સરકારના અને હિન્દી સચીવના થઇ ચૂકેલા નિર્ણયો પર અસર કરનારૂં લાગે. આપનો જવાબ મારા ગઇ તા. ૧૧ માર્ચના કાગળમાં બતાવેલી પરિસ્થિતિનું તમામ રીતે સાચું નિરૂપણ આપનારો નથી, પણ હું એ જોઇને રાજી થાઉં છું કે આપના છેલ્લા કાગળની અંદર મારા નામાંકિત પૂર્વગામી સદ્‌ગત માર્ક્વીસ કર્ઝન ઉપર આક્ષેપો ફેંકવાના ઇરાદાનો ઇન્કાર કરો છો.

આ પત્રનો બાકીનો ભાગ હવે હું આપના કાગળના ફકરા બીજા અને ત્રીજામાં આપે રજૂ કરેલા દાવાઓ સંબંધે અને કમીશન નીમવાની આપની વિનતિ વિષે લખવામાં રોકીશ.

---

* જુઓ અહેવાલનો ફકરો ૨૪.

૨. ઉપર કહ્યા તે ફકરાઓની અંદર આપ એવી વસ્તુ-સ્થિતિ નિરૂપો અને વિકસાવો છો કે હૈદ્રાબાદ રાજ્યના આંતર-વહીવટની બાબતમાં તો આપ, હૈદ્રાબાદના રાજવી તરીકે, બ્રિટિશ હિન્દના આંતરવહીવટની બાબતમાં જે દરજ્જો બ્રિટિશ સરકાર ધરાવે છે, તે જ સમાન દરજ્જો ધરાવો છો. રખેને હું કદાચ આપના દાવા વિષે અતિશયોક્તિ કરતો હોઉં, તે માટે હું આપના પોતાના જ શબ્દો ઉતારૂં છું: "પરદેશી રાજ્યનીતિને લગતી બાબતો સિવાયની બાબતોમાં પોતાની આંતરિક બાબતો પરત્વે હૈદ્રાબાદના નિઝામો એટલા જ પ્રમાણમાં સ્વતંત્ર છે, કે જેટલા પ્રમાણમાં બ્રિટિશ સરકાર બ્રિટિશ હિન્દની અંદર સ્વતંત્ર છે. મારી જણાવેલી અપવાદોની મર્યાદા સાચવીને તો બન્ને પક્ષો, પાડોશી તરીકેના વ્યવહારમાં પ્રસંગોપાત્ત સ્વાભાવિક રીતે ઉપસ્થિત થતા આંતરવહીવટને લગતા તમામ પ્રશ્નોની અંદર તમામ પ્રસંગે સંપૂર્ણ સ્વતંત્રતા અને છૂટ સાથે વર્તેલા છે. હવે, વરાડ પ્રાંતનો પ્રશ્ન પેલા અપવાદની નીચે આવતો કે કદિ આવી શકે તેવો નથી. એ પ્રશ્નની તપાસમાં પરદેશી રાજ્ય-સત્તાને કે રાજ્યનીતિને લગતો કોઇ પણ પ્રશ્ન નિસ્બત ધરાવતો અથવા તો સંડોવાયેલો નથી. એટલે કે એ વિષય, પરસ્પરની કશી પણ તાબેદારીની મર્યાદા વિના એક જ ભૂમિકા પર ઉભેલી બે રાજસત્તાઓ વચ્ચેના વિવાદનો જ વિષય બની જાય છે"

૩. આપના ઉપર લખ્યા શબ્દો એવું બતાવતા લાગે છે કે સર્વોપરિ સત્તા સાથેના આપના સંબંધ વિષેનો આપનો ખ્યાલ ગેરસમજભર્યો છે, અને રખેને મારૂં મૌન, આગળ ઉપર કોઇક દિવસ, આપે નિરૂપેલ પ્રસ્તાવની અંદર અનુમતિ તરીકેનો અર્થ ધરે, એટલા માટે આપની આ ગેરસમજ મારે ના. શહેનશાહના પ્રતિનિધિ તરીકે દૂર કરવાની ફરજ થઇ પડે છે.

૪. બ્રિટિશ તાજ સારા હિન્દુસ્તાનમાં સર્વોપરિ છે. અને હિન્દી રાજસ્થાનનો કોઇ પણ રાજ્યકર્તા બ્રિટિશ સરકારની સાથે સમાનતાને દરજ્જે સંદેશા ચલાવવાનો વાજબી દાવો કરી શકે નહિ. બ્રિટિશ તાજનું આ સર્વોપરિપણું માત્ર સંધિઓ

અને બંધણી-પત્રો ઉપર નિર્ભર નથી, પરંતુ તે બધાથી અનોખું અને પરરાજ્યો અથવા પરરાજ્યોને લગતી નીતિ પરત્વે એના શહેનશાહી હક્કથી યે તદ્દન નિરાળું એ સર્વોપરિ-પણું છે. રાજસ્થાનો સાથેની સંધિઓ તથા બંધણી-અતોને માન આપવાની સાથોસાથ આખા યે હિન્દમાં શાંતિ ને વ્યવસ્થા સાચવવી તે બ્રિટિશ સરકારનો અધિકાર તેમ જ જવા-બદારી છે. આ સિદ્ધાંતની પારિણામિક સ્થિતિ એટલી બધી જાણીતી છે અને બીજા રાજાઓની માફક આપને પણ એટલી જ સ્પષ્ટતાથી લાગુ પડે છે કે એનો ઉલ્લેખ કરવો પણ ભાગ્યે જ જરૂરી છે. એને માટે દષ્ટાંતની જરૂર હોય તો આપ નામદારને હું સને ૧૮૬૨ની સનદની યાદ આપું છું. આ સનદ બીજા રાજાઓની સાથે નિઝામને પણ મળી છે. બ્રિટિશ તાજ તરફ સતત વફાદારીની શરતે રાજ્યકર્તાના કુટુંબ તેમ જ રાજ્યનું શાશ્વતપણું જાળવી રાખવાની બ્રિટિશ સરકારની ઇચ્છાની જાહેરાત આ સનદ કરે છે. ને બીજી એ વાત યાદ આપું છું કે નામદાર શહેનશાહ જ્યાં સુધી મંજૂરી ન આપે ત્યાં સુધી હૈદ્રાબાદની ગાદી ઉપર નિઝામનો કોઇ વારસદાર પ્રમાણભૂત ગણાતો નથી. હૈદ્રાબાદની ગાદીને લગતી તમામ તકરારો ઉપર છેવટનો નિકાલ એકલી બ્રિટિશ સરકાર જ આપી શકે છે.

૫. હિન્દી રાજસ્થાનોમાં દરમ્યાનગીરી કરવાનો બ્રિટિશ સરકારનો અધિકાર તે બ્રિટિશ તાજના સર્વોપરિપણાની બીજી પારિણામિક પરિસ્થિતિ છે. અલબત્ત ખાસ ગંભીર કારણ વિના દરમ્યાનગીરી નહિ કરવાનો પોતાનો મનસૂબો બ્રિટિશ સરકારે વારંવાર દર્શાવ્યો છે. પરંતુ બહારની તેમ જ તેટલા પ્રમાણમાં પોતાની હકૂમતની અંદરની જે શાંતિ હિન્દી રાજસ્થાનો ભોગવે છે તે બ્રિટિશ સરકારની રક્ષક સત્તાને જ છેવટે આભારી છે; ને જ્યાં જ્યાં સામ્રાજ્યના હિતનો પ્રશ્ન હોય અને રાજ્યના કૃત્યને કારણે પ્રજાના હિતને ગંભીર અને ઉંડો આઘાત લાગ્યો હોય, ત્યાં ત્યાં જરૂર પડે તો નિવારણનાં પગલાં લેવાનો છેવટનો અધિકાર સર્વોપરિ સત્તાનો

છે. દેશી રાજ્યો જે ઓછી વધતી હકુમતનો ઉપભોગ કરે છે, તે બધી સર્વોપરિ સત્તાના અધિકારને અધીન છે. પરદેશી સત્તા અને રાજનીતિને લગતી વાતો સિવાયની બાબતમાં આપની સરકાર અને બ્રિટિશ સરકાર એક જ કક્ષા પર ઉભેલી હોવાનું આપનું જે સૂચન છે, તેને અસંગત ઠરાવવા તો આવા અનેક દાખલા આપી શકાય તેમ છે. પરંતુ એ વસ્તુને હું વિશેષ લંબાવવાનું દુરસ્ત ધારતો નથી. માત્ર એટલું જ જણાવવા માગું છું કે આપ નામદારને અમારા "વિશ્વાસુ સાથી"નો જે ઇલકાબ છે, તેથી કાંઇ બ્રિટિશ તાજ નીચેનાં બીજાં દેશી રાજ્યો કરતાં આપની સ્થિતિ જુદી પડી શકતી નથી.

૬. હૈદ્રાબાદ રાજ્ય અને સર્વોપરિ સત્તા વચ્ચેના સંબંધો વિષેની આપની અત્યારની કલ્પનાને અનુસરીને આપે વળી એમ પણ આગ્રહભેર જણાવ્યું છે કે ના. શહેનશાહની સરકારે આપના સંબંધમાં ઉતારેલા નિર્ણયને 'ફેંસલો' કહેવામાં મેં ખોટો અર્થ બેસાડેલ છે એટલું જ નહિ, પણ 'નિર્ણીત વસ્તુ ફરી ન ઉખેળી શકાય' એ કાયદાનું સૂત્ર હૈદ્રાબાદ અને હિન્દી સરકારની વચ્ચેની આ તકરાર પરત્વેની બાબતમાં ખોટી રીતે લાગુ પાડેલ હોવાનું પણ આપ કહો છો.

૭ આપના વિજ્ઞાપન ઉપર હિન્દી સચીવે કરેલા હુકમો એ 'નિર્ણય'ના સ્વરૂપમાં નથી એ પ્રકારનો આપ નામદારનો ખ્યાલ સ્વીકારી ન શકવા બદલ હું દિલગીર છું. બે રાજ્યો વચ્ચેની અથવા તો કોઇ એક રાજ્યની અને પોતાની વચ્ચેની તકરારનો નિર્ણય કરવો એ સર્વોપરિ સત્તાનો અધિકાર અને હક્ક છે; અને જો કે કેટલાક કિસ્સામાં લવાદી અદાલત નીમી શકાય છે, પરંતુ એનું કાર્ય તો માત્ર હિન્દી સરકારને પોતાનો સ્વતંત્ર અભિપ્રાય જણાવવાનું છે, ને આખરી નિર્ણય તો હિન્દી સરકારને જ કરવાનો રહે છે. આપને યાદ આપવાની જરૂર નથી, કે મોન્ટેગ્યુ—ચેમ્સફર્ડ રીપોર્ટના ફકરા ૩૦૮માં, હિન્દી રાજાઓના સમગ્ર સમૂહે પોતાની મસલતોને પરિણામે આ સ્થિતિનો સ્વીકાર કરેલો છે.

'નિર્ણીત વસ્તુ ફરી ન ઉખેળી શકાય' એ કાયદાના સૂત્રના આપે કરેલા ઉપયોગ સંબંધમાં તો હું બેશક જાણું છું કે હિન્દની સરકાર કાંઇ કોઇ દિવાની અદાલતની માફક એક વાર નિર્ણયનો વિષય બની ચૂકેલી બાબતનું નિરીક્ષણ કરવાના અધિકારથી વંચિત નથી, પરંતુ 'નિર્ણીત વસ્તુ ન ઉખેળાય'નો કાનુની સિદ્ધાંત તો સંગીન વ્યવહારુ વિચારણાના પાયા પર ચણાયો છેઃ અને એક વાર નિર્ણીત થઇ ચૂકેલા પ્રકરણને બે પક્ષો વચ્ચે વારંવાર વિવાદનો વિષય બનાવ્યા કરવું એ દેખીતી રીતે જ અનિચ્છનીય છે.

૮. હવે હું બીરાર પ્રાંતના પ્રશ્નની તપાસ કરવા માટે તથા તેનું નિવેદન રજૂ કરવા માટે કમીશન નીમવાની આપની વિનતિ પર વિચાર જણાવું છું. આપ નામદારને ખબર છે કે હિન્દી સરકારે આપેલા નિર્ણયથી કોઇ રાજ્ય સંતોષ ન પામ્યું હોય તો તે કિસ્સામાં એક લવાદી અદાલતની નીમણુંક કરવાનો ચોક્કસ બંદોબસ્ત હિન્દી સરકારે કરેલો છે. પરંતુ જો આપ આ નવી ગોઠવણ વિષેનો ખરીતો તપાસશો, તો આપને માલૂમ પડશે, કે નામદાર શહેનશાહની સરકારે નિર્ણય આપ્યો હોય તેવા કોઇ પણ કિસ્સામાં લવાદી અદાલત નીમવાની કલમ એ ખરીતામાં છે જ નહિ; અને હું નથી ધારતો કે જેની અંદર સંપૂર્ણ વિચાર ચલાવ્યા પછી તદ્દન અસંદિગ્ધ શબ્દોમાં ઠરાવ ઘડીને એક લાંબી તકરારનું છેવટ લાવવામાં આવેલું છે, તેવો પ્રસ્તુત કિસ્સો લવાદ પાસે લઇ જવા લાયક હોય.

૯. આપ નામદારની વિનતિ અનુસાર આપનો આ કાગળ ના. શહેનશાહના હિન્દી સચીવને મોકલાયેલો છે અને આ મારો જવાબ પણ હિન્દી સરકારની સત્તાની સાથોસાથ એમની પણ સત્તા ધારણ કરીને આપની પાસે આવે છે.

લી. આપનો સાદીક

(સહી) રીડીંગ

# રાજાઓના ધારાશાસ્ત્રીઓનો સંયુક્ત અભિપ્રાય*

રાજસ્થાન તપાસસમિતિના તપાસ-મુદ્દામાંથી ઉપસ્થિત થતા પ્રશ્નોની બંધારણવિષયક તેમ જ કાયદેસર બાજુઓ ઉપર સલાહ આપવાની ધારાશાસ્ત્રીઓને વિનતિ કરવામાં આવી છે.

## અભિપ્રાય

હિન્દી રાજસ્થાન તપાસસમિતિના તપાસ-મુદ્દા આ પ્રમાણે છે:

૧. સર્વોપરિ સત્તા તથા રાજસ્થાનો વચ્ચેના સંબંધો પર અહેવાલ આપવો. એમાં, નીચેની વસ્તુઓમાંથી ઉપસ્થિત થતા હક્કો અને જવાબદારીઓને ખાસ સ્પર્શ કરવો: (अ) સંધિપત્રો, બંધનખતો ને સનદો: અને (ब) શિરસ્તા, સ્વીકૃતિ અને અન્ય કારણો.

૨. બ્રિટિશ હિન્દ અને રાજસ્થાનો વચ્ચેના નાણાંવિષયક તથા આર્થિક સંબંધોમાં તપાસ કરવી અને એના વિશેષ સંતોષકારક સમાધાન માટે કમીટીને ઇષ્ટ અથવા આવશ્યક જણાતી ભલામણો કમીટીએ કરવી.

અહીં જોઈ શકાશે કે "સર્વોપરિ સત્તા" એ પ્રયોગ ભાગ (૧)માં થયો છે: પણ એ પ્રયોગ સાદા 'તાજ' માટે નથી થયો. પરંતુ અમુક લક્ષણોથી ભરેલા એવા 'તાજ' માટે થયો છે. તેથી 'તાજ' સાથેના રાજસ્થાનોના સંબંધ અમે પહેલાં ચર્ચીએ

---

* જુઓ અહેવાલનો ફકરો ૩૮.

અને હિન્દુસ્તાનની સર્વોપરિ સત્તાનો અર્થ શો છે તે સંબંધનો અમારો અભિપ્રાય અમે જુદો બતાવીએ તો તે વધારે સ્પષ્ટ થશે એમ અમને લાગે છે.

અમારા મુખ્ય નિર્ણયો અમે પહેલાં જણાવીએ અને જેને આધારે તે થયા છે તે કારણો પછી આપીએ, તો તે સગવડવાળું થઇ પડશે.

## મુખ્ય નિર્ણયો

(૧) તાજ અને રાજસ્થાનો વચ્ચેના સંબંધનું પૃથક્કરણ કરવામાં કાયદાના સિદ્ધાંતો જાહેર કરવા જોઇએ અને તે લાગુ પાડવા જોઇએ.

(૨) તાજને સુપ્રત કરવામાં આવ્યા હોય તે સિવાયના તમામ મૂળ રાજહક્કો રાજસ્થાનો આજે ધરાવે છે.

(૩) આ સુપ્રતી રાજસ્થાનોની સંમતિથી થઇ છે અને બીજી કોઇ રીતે નથી થઇ.

(૪) રાજહક્કોની તાજને સુપ્રતી કરવામાં રાજસ્થાને આપેલી સંમતિ સુપ્રતી કરનાર રાજ્યની વ્યક્તિગત બાબત છે. અને એથી શું હક્કો અને જવાબદારીઓ ઉભાં થયાં છે તે જોવા માટે રાજ્યે કરી આપેલ ખુદ કરાર જ તપાસી જવો જોઇએ.

(૫) સામાન્ય રીતે આવો કરાર સંધિપત્રમાં અથવા બીજા વિધિસરના બંધનખતમાં માલુમ પડે છે. પરંતુ રાજહક્કો સુપ્રત કરવાનો કરાર વગર વિધિએ પણ કાયદેસર થઇ શકે છે આવા કિસ્સામાં તેવો કરાર થયો છે તે સિદ્ધ કરવાનો બોજો જેને સુપ્રતી થઇ હોય તેના ઉપર એટલે તાજ ઉપર રહે છે.

(૬) સર્વોપરિ સત્તા તરીકેના તાજના રાજસ્થાન સાથેના સંબંધમાં અરસપરસ હક્કો અને જવાબદારીઓ સમાયેલાં છે. પ્રજા કે રાજ્ય સાથેના સ્પષ્ટ અથવા સૂચિત કરાર ઉપર એનો આધાર છે. અને બધાં રાજસ્થાનોને તે એક સરખી રીતે લાગુ પડે છે.

સર્વોપરિ સત્તા તરીકે તાજને અમુક હક્કો પ્રાપ્ત થાય છે અને એના ઉપર અમુક જવાબદારીઓ પડે છે, તે માત્ર અમુક બાબતો સંબંધમાં જ છે, એટલે કે પરરાજ્ય સાથેના સંબધોની બાબતમાં અને આંતર તેમજ બાહ્ય સલામતીની બાબતમાં. (આ શબ્દનો પ્રયોગ માત્ર સંક્ષિપ્તપણાની ખાતર અમે કરીએ છીએ. એની વિશેષ ચર્ચા હવેના વિભાગ છમાં આવશે.) આવા હક્કોના ઉપભોગ માટે અથવા આવી જવાબદારીઓ અદા કરવા માટે જરૂર ન હોય એવાં કાર્યો કરવાની સત્તા અગર મુન્સફી એથી તાજને પ્રાપ્ત નથી થતી. અમારા અભિપ્રાયમાં જ્યાં જ્યાં અમે 'સર્વોપરિ સત્તા' એ શબ્દનો ઉપયોગ કર્યો છે, ત્યાં ત્યાં ઉપરના જ ભાવમાં એ ઉપયોગ અમે કર્યો છે અને બીજા કશા ભાવમાં નથી કર્યો.

(૭) આ સંબંધના એક બાજુના પક્ષકાર રાજસ્થાનો છે અને બીજી બાજુના પક્ષકાર તાજ છે. તાજનાં હક્કો અને જવાબદારીઓ એવાં પ્રકારનાં છે કે તાજના કાબુ નીચે જે ન હોય તેવા માણસોથી એ અદા થઇ શકે નહિ અને તાજથી તેવા માણસોને એ કામ માટે નિયુક્ત કરી શકાય નહિ.

## કાયદાના સિદ્ધાંતો લાગુ થવા જોઇએ

૧. તાજ અને હિન્દી રાજસ્થાનો વચ્ચેનો સંબંધ એવો છે કે જેમાં અરસપરસ હક્કો અને જવાબદારીઓ રહેલી છે અને તેનું નિરાકરણ કાયદાને ધોરણે થવું જોઇએ એવો અભિપ્રાય આપવામાં અમોને કશો સંકોચ નથી થતો. અમુક સત્તાને 'કાયદો' ઘડવાની અને તેનો ફરજીયાત અમલ કરાવવાની સત્તા હોય; તે પ્રકારે ઘડાએલ કાયદાના અર્થમાં અમે ઉપર જણાવેલો 'કાયદો' શબ્દ નથી વાપરતા. પરંતુ સ્થાનિક કાયદા લાગુ ન પડતા હોય તેવા કિસ્સામાં કાયદાના જે સિદ્ધાંતોને આધારે અરસપરસના હક્કો અને જવાબદારીઓ નક્કી થઇ શકે તે પ્રકારનો કાયદો અમો કહીએ છીએ. અમુક હક્કો અને જવાબદારીઓનું પાલન કરાવવા માટે ઇન્સાફની અદાલતો ન હોય

તેથી તે હક્કો અને જવાબદારીઓ કાયદાના સિદ્ધાંતો લાગુ પાડીને નક્કી ન થઈ શકે એમ નથી. દાખલા તરીકે આંતરરાષ્ટ્રીય સંબંધો. કાયમની આંતરરાષ્ટ્રીય અદાલત કે જેના કાયદામાં એવું જણાવવામાં આવ્યું છે કે બધી સુધરેલી પ્રજાઓ જે કાયદાનો સ્વીકાર કરે છે તે કાયદાઓ તે અદાલતે લાગુ કરવા. તે અદાલતમાં અને સ્વતંત્ર રાજ્યો વચ્ચેની લવાદીમાં કાયદાના આ સિદ્ધાંતો લાગુ કરવામાં આવે છે.

હિન્દી રાજસ્થાનો મૂળ તો સ્વતંત્ર હતાં, અને સંપૂર્ણ રાજત્વ ધરાવતાં હતાં. અને તેઓના અરસપરસ સંબંધો અને અંગ્રેજી સત્તા સાથેના સંબંધો એવા હતા કે આંતરરાષ્ટ્રીય કાયદાથી તેનું નિયમન થતું હતું એમ આંતરરાષ્ટ્રીય કાયદાશાસ્ત્રી કહી શકે. અંગ્રેજો સાથે રાજસ્થાનો સંબંધમાં આવ્યાં એટલે તાજ સાથે એમણે વિવિધ સંધિપત્રો કર્યા. જ્યાં સુધી તેઓ અંગ્રેજી સત્તાથી સ્વતંત્ર રહ્યા ત્યાં સુધી આંતરરાષ્ટ્રીય કાયદો તેમના સંબધોને લાગુ રહ્યા કર્યો. અને જે રાજહક્કો તાજના હાથમાં આવવાથી તાજને સર્વોપરિપણું મળ્યું, તે હક્કોની સુપ્રતી પણ આંતરરાષ્ટ્રીય કાયદા દ્વારા જ થઈ. પણ તે ક્ષણથી સર્વોપરિ સત્તા તરીકે તાજ અને રાજસ્થાનો વચ્ચેના સંબંધો એવા થયા કે જેને આંતરરાષ્ટ્રીય કાયદો લાગુ થઈ શકે નહિ.

તાજ અને રાજસ્થાનો વચ્ચે સંધિપત્રો થયા કે તુરત જ તેમાંથી ઉત્પન્ન થતા હક્કો અને જવાબદારીઓ અને એ પ્રમાણે સ્થાપિત થયેલ સંબંધનું તત્ત્વ એવું બની ગયું કે એનું નિરાકરણ માત્ર કાયદાના સિદ્ધાંતોથી જ થઈ શકે. સમયના વહેવાથી અગર સંજોગોના બદલાવાથી આ પરિણામમાં કશો ફેર નથી પડયો એવો અમારો અભિપ્રાય છે. કોઈ વ્યક્તિગત કિસ્સામાં સંધિપત્રમાં સુધારો થયો હોય અથવા પાછળથી થયેલા સ્પષ્ટ અગર સૂચિત કરારને આધારે અને પ્રદેશ વધ્યો હોય તેથી એવી કોઈ સૂચનાને તો અવકાશ નથી જ કે એ સંબંધ કાયદાની સત્તાને પાત્ર નથી. સંધિપત્રની

પોતાની અસર અથવા તેના સુધારા–વધારાની મર્યાદા નક્કી કરવાનું કામ કાયદાને આધારે જ થઇ શકે. હિન્દી વઝીરે ઇન્ડીઅન સ્ટેટસ કમીટીને તપાસ કરવાનું જે કાર્યક્ષેત્ર સોંપ્યું છે તેની સાથે અમારી ઉપરની ચર્ચાનો ચોખ્ખો અભિપ્રાય બંધ બેસતો થાય છે. રાજસ્થાન સાથેના સંબંધને કાયદાના ધોરણ સિવાય બીજું કોઇ ધોરણ લાગુ કરવાનું કોઇ કારણ અમને જડતું નથી અને અમે એવો અભિપ્રાય ધરાવીએ છીએ કે એ સંબંધ કાયદેસરનો છે અને તેથી બન્ને પક્ષો ઉપર હક્કો અને જવાબદારીઓ પડે છે.

## તાજને સુપ્રત થઈ હોય તે સિવાયની સત્તા રાજસ્થાનો પાસે જ છે.

૨. રાજ્યકર્તાની સત્તા તાજને સુપ્રત થઇ હોય તે સિવાય પ્રત્યેક રાજ્ય મૂળ હતું તેવું જ સ્વતંત્ર રહે છે. જેટલી સત્તા તાજને સુપ્રત થઇ હોય તેટલી સત્તા તાજની પોતાની બને છે. એ પ્રમાણે સુપ્રત નહિ થયેલા સર્વ રાજહક્કો, વિશિષ્ટાધિકારો અને દરજ્જો રાજ્યના રાજ્યકર્તામાં સ્થિત થાય છે. પરિણામ એવું આવે છે કે રાજસ્થાનનું રાજત્વ તાજ અને રાજસ્થાન વચ્ચે વહેંચાઇ જાય છે. દફતરી ભાષામાં કોઇ કોઇ વાર શેષાધિકાર શબ્દનો પ્રયોગ થાય છે. અમારા અભિપ્રાય પ્રમાણે આવા શેષાધિકાર રાજસ્થાનોના છે, તાજના નથી. રાજસ્થાનોના રાજહક્કો હજી હયાતી ધરાવે છે એ વાતનો સ્વીકાર એ વિષય ઉપરના અગ્રણી લેખકોએ કર્યો છે તેમ જ તાજ તરફની જાહેરાતોમાં થયો છે.

રાજસ્થાનની વ્યાખ્યા કરવામાં લી વોર્નરે આંતરસત્તા હોવા ઉપર જ આધાર રાખ્યો છે. બીજાએ પણ એવા જ વિચારો દર્શાવ્યા છે.

આ વિચારનો સ્વીકાર તાજે પણ કર્યો છે એ વાત ઘણા સરકારી દસ્તાવેજો જોવાથી માલૂમ પડશે. બળવા પછી જે સનંદો આપવામાં આવી તેના દાખલા લઇએ. તેમાં લખ્યું છે

કે: "પોતાના પ્રદેશો પર અત્યારે રાજ્ય કરે છે તેવા કેટલાક રાજાઓ અને રાજ્યકર્તાઓની સરકારને" અથવા ૧૯ એપ્રીલ ૧૮૭૫નો વડોદરાને લગતો ઢંઢેરો કે જેમાં 'મલ્હારરાવ ગાયકવાડનું વડોદરાનું રાજત્વ છીનવી લેવામાં આવ્યાનું' અને "તેના વારસદારને તે રાજત્વ એનાયત કર્યાનું" કહેવામાં આવ્યુ છે તે જુઓ. અથવા તો મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ રિપોર્ટમાં 'આંતરિક વહીવટની બાબતમાં રાજસ્થાનોની સ્વતંત્રતા' તેમ જ 'તેમની આંતરસ્વાધીનતા' વગેરે પ્રયોગો જુઓ.

રાજસ્થાનનો રાજા અર્પણ કરે તે સિવાય બીજા કોઇ સાધન દ્વારા અથવા બાદશાહી શ્રેષ્ઠાધિકાર દ્વારા કોઇ રાજ્ય ઉપર તાજને રાજત્વ પ્રાપ્ત થતું નથી. રાજ્યોએ સુપ્રત ન કર્યા હોય તેવા રાજહક્કો પણ તાજના છે એવી માન્યતા કેટલેક સ્થળે ચાલે છે તે ભૂલ ભરેલી છે.

## અત્યારનાં રાજસ્થાનોએ પોતાના રાજહક્કો તાજને સંમતિની પદ્ધતિ દ્વારા જ સુપ્રત કર્યા છે

૩. (અ) બે સ્વતંત્ર રાજ્યો વચ્ચે રાજત્વની સુપ્રતી કાં તો ફરજીયાત જોડાણથી થઇ શકે અથવા મરજીયાત સમર્પણથી થઇ શકે.

જ્યારે કોઇ વિજેતા પોતાના વિજયને અંતે પરાજીત મુલકને પોતાના મુલકમાં મેળવી લે છે ત્યારે તે પરાજીત રાજસ્થાને ગુમાવેલા અને વિજેતાએ ધારણ કરેલા પરાજીત મુલક ઉપરની રાજહકકની સુપ્રતી કાયદાસરની છે એમ આંતરરાષ્ટ્રીય કાયદો સ્વીકારે છે. એ આખા પ્રસંગનું તત્ત્વ એ છે કે પરાજીત રાજસ્થાન તરફની કશી પ્રવૃત્તિ સિવાય જ વિજેતા રાજહકક ધારણ કરે છે. વિજેતાને હસ્તે સત્તાનો એ ઉપભોગ માત્ર છે.

લડાઇ સિવાય પણ મુલકને ફરજીયાત મિલાવી લેવામાં આવે, કોઇ નબળા રાજ્યનો મુલક અને તે ઉપરના રાજહકકો પોતાનામાં મિલાવી લેવાનું જો કોઇ મજબૂત રાજ્ય જાહેર કરે અને વસ્તુતઃ તેમ કરે તો, આંતરરાષ્ટ્રીય કાયદો કહે છે કે,

લડાઇમાં વિજય થયો હોય તે જ પ્રકારની મુલકની એ સુપ્રતીની અસર છે.

પોતાનો મુલક અથવા પોતાના રાજહકો એક રાજ્ય બીજા રાજ્યને સમર્પણ કરે ત્યારે રાજત્વનું સમર્પણ થાય છે. સુપ્રતી કરાવનારનું કાર્ય નહિ પણ સુપ્રતી કરનારની સંમતિ એ સુપ્રતીમાં અસરવાળું તત્ત્વ છે; પરંતુ જ્યારે જ્યારે સત્તાના ઉપયોગના સીધા પરિણામ તરીકે જ સુપ્રતી થાય ત્યારે તે સુપ્રતીને ગમે તે ભાષામાં વર્ણવવામાં આવે તો પણ તત્ત્વતઃ એ 'જોડાણ' જ છે. દાખલા તરીકે પરાજીત રાજસ્થાનને સમર્પણનો દસ્તાવેજ કરી આપવાની ફરજ પાડવામાં આવે, તો યે તે 'જોડાણ'જ ગણાય. ખરી રીતે વિશેષ બળવાન એવા સુપ્રતી કરાવનાર રાજસ્થાન તરફની બળજોરીને કારણે સુપ્રતી કરનાર રાજસ્થાન એક કાર્ય કરે તે તેનું સ્વાધીન સુપ્રતી–કાર્ય નથી, પણ સુપ્રતી કરાવનારનું 'લઇ લેવાનું' કાર્ય છે. અને તેને ગમે તે સ્વરૂપ આપવામાં આવે તો યે વસ્તુતઃ તે જોડાણ જ છે. સુપ્રતી કરનારની સ્વાધીન સંમતિ એ જ, સુપ્રતી કરનારતરફની સાચી સુપ્રતી, એટલે કે સ્વાધીન સંમતિ એજ સાચા સમર્પણનો આવશ્યક આધાર છે: અને તત્ત્વતઃ મરજીયાત કરારનું તે ફળ છે.

૩ (ઘ) અમારા અભિપ્રાયના આ વિભાગમાં અમોએ સામન્ય આંતરરાષ્ટ્રીય કાયદાને આધીન હોય એવાં બે સ્વતંત્ર રાજ્યો વચ્ચેના મુલક અથવા રાજહકકની સુપ્રતીની ચર્ચા કરી છે. વિશેષ બળવાન રાજસ્થાન બળજોરીથી મેળવી લ્યે તે પ્રકારની નહિ એવી સંમતિ, હરેક સુપ્રતી માટે આવશ્યક છે, એવો ઉપર જણાવેલા કિસ્સામાંનો અમારો નિર્ણય, પોતાનું રક્ષણ કરે તે બદલ તાજની સર્વોપરિ સત્તા સ્વીકારનાર હિન્દી રાજસ્થાન તાજ સાથે કાયમી કરારી સંબંધમાં જોડાયા પછી, કોઇ પણ વખતે તાજને કરેલી સુપ્રતી માટે તો સવિશેષ સાચો છે. કારણ કે કરારને અન્વયે જ્યાં આ પ્રમાણે સંબંધ બંધાયા છે, ત્યાં, તે કરારની સ્પષ્ટ અથવા સૂચિત ભાષાથી જ, હિન્દી રાજ્યકર્તા અને સર્વોપરી સત્તા વચ્ચે હિન્દી રાજસ્થાનના મુલક

ઉપરના રાજતંત્રના કાયમી વિભાગ નક્કી કરવામાં આવ્યા છે. એટલે બળજોરી અથવા દબાણપૂર્વક કશા પણ વિશેષ રાજહક્કોની પ્રાપ્તિને તે કરારથી જ બાધ છે. સંરક્ષિત રાજસ્થાન પાસેથી કોઇ પણ વિશેષ રાજહક્ક મેળવવા માટે તે રાજસ્થાનની સંમતિ સર્વોપરિ સત્તાએ મેળવવીજ જોઇએ. બળજોરી અથવા દબાણથી તેવી પ્રાપ્તિ કરવી તેમાં થયેલ કરારનો ચોખ્ખો ભંગ છે.

આ સ્થિતિનો સ્વીકાર તાજ તરફથી નિખાલસ દિલે કરવામાં આવ્યો છે. હિન્દી રાજસ્થાનો પ્રતિના બ્રિટિશ વલણ સંબંધમાં થયેલ મુખ્ય ઐતિહાસિક જાહેરાતો આ સાથેના પરિશિષ્ટમાં અમે આપીએ છીએ.

સર્વોપરિ સત્તા પોતાના તાબેદાર રાજસ્થાન સાથેનો કાયદાસરનો સંબંધ રદ કરે અને કરારી શરતોનો ભંગ કરી બળજોરી અથવા દબાણથી તેના ઉપર સત્તા પ્રાપ્ત કરે તે પ્રકારની કાયદેસરની શકયતા સંબંધમાં વિચાર કરવો જરૂરનો નથી. જે જાહેરાતો અમે પરિશિષ્ટમાં આપીએ છીએ તે જોતાં આવી શકયતાના યત્ન માટે જરા યે અવકાશ નથી રહેતો. વસ્તુતઃ બળજોરી અથવા દબાણના ઉપયોગથી, પછી તે ઇરાદાપૂર્વક હોય કે ન હોય, કરારનો ભંગ થાય છે. આથી ફલિત થાય છે કે, હિન્દી રાજસ્થાન અને તાજ વચ્ચે પહેલું સંધિપત્ર થયું ત્યારથી તે આજ સુધી એ વચ્ચેના સંબંધો ચોખ્ખા કરારી સંબંધો છે.

આ સંબંધમાં એ નોંધવા જેવું છે કે, આ રાજ્યો કે જેનું રાજસ્થાન તરીકેનું અસ્તિત્વ કદિ બંધ નથી પડયું તેમની પાસેથી વિજયના અથવા જોડાણના પરિણામ તરીકેના કશા હક્કોની માગણી તાજે કદિ કરી નથી. જ્યાં જોડાણનો તાજનો ઇરાદો હતો ત્યાં જોડાણનું તે કાર્ય નિઃશંક માલૂમ પડયું છે.

ભૂતકાળમાં ઘણાં હિન્દી રાજ્યોનો પરાભવ કરી તેમને પોતામાં જોડી દેવામાં આવ્યાં છે. પછી તે બ્રિટિશ હિન્દુસ્તાનમાં ભળી ગયાં અને તેમનું અસ્તિત્વ બંધ પડયું. કેટલાંકનું જોડાણ વિશેષ બળવાન સત્તાની રૂઇએ બળજોરીના ઉપયોગ સિવાય થયું.

અમુક થોડાક કિસ્સાઓમાં અમુક રાજસ્થાનોનું જોડાણ થયું અને બ્રિટિશ હિન્દુસ્તાનમાં તે સંપૂર્ણ ભળી ગયાં. અને પછી તાજના શ્રેષ્ઠાધિકારની રૂઇએ તેમનું નવસર્જન થયું. આવા કિસ્સાઓમાં પોતાને પસંદ પડે તેટલી રાજત્વની સત્તાઓ આપવાનો તાજનો અધિકાર છે. અને જે રાજ્યકર્તાને આ બક્ષિસ કરવામાં આવી હોય તેનું રાજ્ય બક્ષિસની શરતો મુજબ મર્યાદિત છે.

પણ રાજસ્થાનનું નવસર્જન થયું, અને તાજ અને તેની વચ્ચે કરારી સંબંધો સ્થાપિત થયા, ત્યારથી તાજની સાથે કરારી સંબંધ ધરાવતાં બીજાં રાજસ્થાનો જેવી જ સ્થિતિને તે પાત્ર થાય છેઃ અને અરસપરસના હક્કો અને જવાબદારીઓ માત્ર કરારથી જ નક્કી થાય છે.

## સૂચવવામાં આવેલી સુપ્રતીની બીજી રીતિઓ

૩ (क) રાજસ્થાન તરફથી તાજને રાજહક્કોની સુપ્રતી કરવાની અગ્રણી ધારાશાસ્ત્રીઓ તરફથી સૂચવવામાં આવેલી સંમતિ સિવાયની બીજી પદ્ધતિઓનો વિચાર કરવાનું આ સ્થાને સગવડભર્યું છે.

હિન્દી રાજાઓના હક્કો અથવા જવાબદારીઓમાં ફાળો આપે છે એવી પાંચ પ્રણાલીઓની સૂચના સર વીલીઅમ લી વૉર્નર કરે છે. (૧) બાદશાહી શ્રેષ્ઠાધિકાર. (૨) પાર્લમેંટના કાયદા અથવા ઠરાવો. (૩) કુદરતી કાયદો (૪) પક્ષકારો વચ્ચેના સીધા કરારો. (૫) શિરસ્તાઓ. ઉપર સૂચવવામાં આવી છે તે પૈકીની એ પ્રણાલીઓ—અથવા જેને માટે વધારે બંધબેસતો શબ્દ અમને લાગે છે તે—એટલે કે હક્કો અને જવાબદારીઓના પહેલા બે ઉદ્ભવસ્થાનો તાજને રાજસ્થાનો ઉપર કાંઇ પણ હક્કો આપી શકે અથવા રાજસ્થાનો ઉપર જવાબદારીઓ મૂકી શકે એવું બતાવનારા કાયદાના સિદ્ધાંતોના કાંઇ આધારો અમને માલૂમ પડતા નથી.

(૧) બાદશાહી શ્રેષ્ઠાધિકારો રાજસ્થાનોને શી રીતે બંધનકર્તા છે તેની સમજણ સર લી વૉર્નર પોતે આપી શકતો નથી,

અને એવા નિર્ણય ઉપર આવવાની અમને ફરજ પડે છે કે, તાજને અમુક હક્કો અને ફરજો છે એમ પોતે માનતો હોઈને અને તેનો આધાર તેને બીજો કોઈ ન જડયો હોઈને તેણે બાદશાહી શ્રેષ્ઠાધિકારને આધાર તરીકે સૂચવેલ છે.

(૨) પાર્લમિન્ટના કાયદાઓ હિન્દી રાજ્યકર્તાઓ ઉપર સીધી અસર કરી તેમની જવાબદારીઓ ઉભી કરે છે તેવું પ્રતિપાદન સર લી વૉર્નર કરતો હોય એમ જણાતું નથી. હિન્દી રાજસ્થાનોને બ્રિટિશ પ્રજા સાથે સંબંધ છે તેથી બ્રિટિશ પ્રજા ઉપર જેનો અમલ છે તેવા બ્રિટિશ પાર્લમિન્ટના કાયદાઓની આડકતરી અસર હિન્દી રાજસ્થાનો ઉપર થાય એવી જે સૂચના તે કરે છે તેટલા પૂરતા, અથવા તો પાર્લમિન્ટના કાયદા અમુક દિશામાં હિન્દી રાજ્યકર્તાઓને અસર કરે તેટલા પૂરતા, અમે સર લી વૉર્નર સાથે સંમત છીએ પણ હિન્દી રાજસ્થાનોના હક્કો અને ફરજો જે પાંચ પ્રણાલીઓમાંથી ફલિત થાય છે તે પૈકીની એક પ્રણાલી તે પાર્લમિન્ટનો કાયદો છે એમ પ્રતિપાદન કરવું તે એકદમ બીજી વાત છે.

(૩) એણે સૂચવેલી ત્રીજી પ્રણાલી એટલે કે કુદરતી કાયદા સંબંધમાં તે એમ કહે છે કે સતી, દૂધપીતી, ગુલામી વગેરે અમાનુષી પ્રથાઓથી દૂર રહેવાની જવાબદારી કુદરતી કાયદાને આધારે રહે છે. આવી કોઈ જવાબદારી છે કે નહિ તે સંબંધમાં અમે કશો અભિપ્રાય નથી આપતા. પણ જો એવી કાંઈ ફરજ હોય તો તે સુધરેલા જગત પ્રતિની છે. પરંતુ તાજ તરફ તાજને દરજ્જે એવી ખાસ ફરજ રાજસ્થાનની હોય તે માટે કશો આધાર અમે નથી જોતા. વાત તો એમ છે કે આવી પ્રથાઓ સંબંધમાં, રાજસ્થાનો સાથેના તાજના વર્તાવનો ઇતિહાસ ચોખ્ખું બતાવે છે કે કોઈ પ્રકારની દરમ્યાનગીરીના હક્કની રૂઈએ નહિ પણ, સંદેશા અને કરારની રૂઈએ જ, તેની નાબૂદી મેળવી શકાય.

(૪) સર વીલીયમ લી વૉર્નરે સૂચવેલ જવાબદારીનું ચોથું મૂળ એટલે કે પક્ષકારો વચ્ચેના સીધા કરારની બાબતમાં, ઉપર જણાવ્યું તેમ, અમે સંમત છીએ.

(૫) તેનું પાંચમું મૂળ 'શિરસ્તો.' શિરસ્તો એટલે શું ? એની વ્યાખ્યા સર લી વૉર્નર આપતો નથી. જે સંબંધમાં કરાર થયો છે એવું અનુમાન કરી શકાય એવા સંજોગોમાં તે સંબંધમાં, અમુક વહીવટની સ્વીકૃતિને જો તે શિરસ્તો કહેતો હોય તો અમારે તેની સાથે સંમત થવું જોઇએ; કારણ કે તો તો એનું એ પાંચમું મૂળ એ કરારનું એક સ્વરૂપ છે. પણ કરાર ન હોય તો યે સર વીલીયમ શિરસ્તાને એક પ્રકારની જવાબદારી ગણે છે. આ વિચાર સાથે અમે સંમત નથી. આ અભિપ્રાયમાં હવે પછી આ વિષયની ચર્ચા અમે કરીશું.

એ વસ્તુ નોંધવા જેવી છે કે હિન્દી રાજસ્થાનો એ રાજત્વ-પૂર્ણ રાજસ્થાનો છે એવો નિશ્ચિત અભિપ્રાય સર લી વૉર્નરનો છે. તે રાજત્વ કેટલે અંશે અને કેવી રીતે મર્યાદિત થયું છે તે સંબંધમાં તેના અભિપ્રાય સાથે અમે એકમત નથી.

રાજસ્થાનોના રાજત્વની મર્યાદાના પ્રશ્નની છણાવટ એક પદનોંધમાં હૉલ કરે છે. (હૉલનો આંતરરાષ્ટ્રીય કાયદો. આઠમી આવૃત્તિ: પાનું ૨૮) સર લી વૉર્નરે સૂચવેલ કોઇ પણ ખુલાસા કરતાં જુદો ખુલાસો તે સૂચવે છે, કારણ કે સંધિપત્રોથી પડતી મર્યાદાઓ ઉપરાંતની મર્યાદા હસ્તી ધરાવતી હોવાનું તે માને છે. એ કહે છે કે "જે બાબતો સંબંધમાં સંધિપત્રોમાં પ્રસ્તાવ ન હોય તે સંબંધમાં શેષાધિકારી હકૂમત હયાતી ધરાવે છે એમ માનવાનું છે અને સંધિપત્ર પણ એ મર્યાદાને પાત્ર છે કે જેમાં સામ્રાજ્યના શ્રેષ્ઠ હક્કો સમાયા હોય તેમાં અથવા રાજ-સ્થાનની પ્રજાના હિતના પ્રશ્નો ઉપર ગંભીર અસર થતી હોય ત્યાં પણ સંધિપત્રોની અવગણના થઇ શકે. ખાસ અપવાદી સંજોગો બાદ કરીને, સામ્રાજ્યની સરકાર તેની પોતાની વર્તણૂક ઉપર મર્યાદાઓ મૂકે છે તેથી વિશેષ અર્થ સંધિપત્રોનો થતો નથી." બાદશાહી શ્રેષ્ઠાધિકાર અને પાર્લામેન્ટના

કાયદા તાજ તરફની રાજસ્થાનોની જવાબદારી ઉભી કરનાર સાધનો છે એ પ્રકારની સર લી વૉર્નરની સૂચનાની ચર્ચા કરતાં અમને જે મુશ્કેલી નડી હતી તે જ મુશ્કેલી આ શેષાધિકારની સૂચના ચર્ચવામાં અમને નડે છે, એટલે કે આવા શેષાધિકાર હોવાનું અનુમાન કરવાને માટે કોઇ કાયદાનો આધાર અમને દેખાતો નથી. વિશેષમાં હૉલ પોતે નથી જણાવતો કે કઇ વિચારણાને આધારે તે આ અનુમાન કરે છે. પણ અમારો એવો ચોખ્ખો અભિપ્રાય છે કે પદનોંધમાં જણાવેલો હૉલનો આ અભિપ્રાય ખોટો છે. સંધિપત્રો એ તાજનાં માત્ર એકપક્ષી કાર્યો છે અને તે રાજસ્થાનો ઉપરની પોતાની આજન્મ સત્તા ઉપર પોતે મૂકેલી મર્યાદાઓ માત્ર છે, એ દલીલનું અમારા અભિપ્રાય મુજબ સમર્થન થઇ શકે તેમ નથી. આવા કોઇ આજન્મ અધિકારો હોવાનું માની લેવું તેને કાયદાનો કોઇ આધાર નથી. ખરેખર પદનોંધમાં જણાવેલાં તેનાં વિધાનો આજ સુધી કરવામાં આવેલા તાજ તરફના કોઇ પણ દાવાથી પણ આગળ વધી જાય છે, અને તે અમારા આ અભિપ્રાયને છેડે ટાંકેલા તાજ તરફના અનેક વિક્ટરિસરના ઢંઢેરાથી ચોખ્ખી રીતે અસંગત છે. બીજાં રાજત્વપૂર્ણ રાજસ્થાનો સાથે થયેલા કરારોને તાજ જેટલે દરજ્જે બંધનરૂપ ગણતો હોય તેટલા જ પૂરા અંશે હિન્દી રાજસ્થાનો સાથે થયેલા સંધિપત્રો અને કરારોને તાજ બંધનરૂપ ગણે છે, એમ આ ઢંઢેરાઓથી નિઃશંક ફલિત થાય છે.

૩ (ह) આ વિષય અમે પૂરો કરીએ તે પહેલાં એક બીજી બાબત છે કે જેના સંબંધમાં અમારે ચર્ચા કરવી જ જોઇએ. અમારામાંના ત્રણ જણાએ આ પહેલાં એવો અભિપ્રાય આપ્યો છે કે સર્વોપરિ સત્તા એક એવું તત્ત્વ છે કે જે રાજ-સ્થાનોના રાજત્વને મર્યાદિત કરે છે. રાજસ્થાનોના રાજત્વને મર્યાદિત કરનારૂં એક જ સાધન છે અને તે કરાર છે; અને તાજ પ્રતિની રાજસ્થાનોની જવાબદારીઓ માત્ર કરારથી જ ઉત્પન્ન થાય છે અને બીજા કશાથી નથી થતીઃ આ

પ્રકારના અમે ઉપર જણાવેલ અભિપ્રાયથી અમારાં ત્રણેનો ઉપર જણાવ્યો અભિપ્રાય અસંગત છે એમ પહેલી દૃષ્ટિએ લાગશે. પણ વસ્તુતઃ એવી કોઇ અસંબંદ્ધતા નથી. પોતાના રાજત્વના કેટલાંક ઉપયોગી લક્ષણો તાજને સમર્પણ કરવાનું રાજસ્થાનોએ કબૂલ કર્યું છે તેથી તાજને સર્વોપરિ સત્તા તરીકે વર્ણવવામાં આવેલ છે તે બરાબર છે અને રાજત્વના આ સમર્પિત થયેલાં લક્ષણોમાંથી જન્મ પામતા તાજ તરફના હક્ક અને જવાબદારીઓને વર્ણવવા માટે સર્વોપરિ સત્તા એ ઉપયોગી શબ્દ છે. એ પ્રમાણે સમજણ હોય તો, રાજસ્થાનોના રાજત્વને મર્યાદિત કરનાર તત્ત્વ તે સર્વોપરિ સત્તા એમ વાજબીપણે કહી શકાય.

પરંતુ રાજસ્થાનોના રાજત્વનાં લક્ષણો સમર્પણ કરવાનો કરાર કરવો એથી રાજસ્થાનોનું રાજત્વ મર્યાદા પામે છે એટલું કહેવા માટે 'સર્વોપરિ સત્તા' શબ્દનો ઉપયોગ કરવો એ ગૂંચવણવાળું છે અને વિમાર્ગે દોરે તેવું છે. એ નોંધવા જેવું છે કે લી વૉર્નર આ શબ્દનો ઉપયોગ નથી કરતો: અને તેના વિચાર પ્રમાણે જે સાધનોથી હક્કો અને જવાબદારીઓ ઉત્પન્ન થાય છે તે સાધનોમાં 'સર્વોપરિ સત્તા'ને તે ગણાવતો નથી. ખુદ 'સંબંધ'નું વર્ણન આપવાને જ તે 'સર્વોપરિ સત્તા' એ શબ્દનો ઉપયોગ કરે છે અને એ ઉપયોગ બરાબર છે.

આ શબ્દનો જેમ તેમ ઉપયોગ કરવો એમાં અમારા અભ્યાસાંત અભિપ્રાય મુજબ સાચી ભયંકરતા રહી છે. બરાબર ભાવ પ્રમાણે, હક્કો અથવા જવાબદારીઓ સર્જવાનું તત્ત્વ સર્વોપરિ સત્તામાં નથી. એક રાજત્વપૂર્ણ રાજસ્થાનના અમુક રાજહક્કો તેની પોતાની સંમતિથી બીજા રાજત્વપૂર્ણ રાજસ્થાનને સુપ્રત કરવામાં આવે ત્યારે તેવા હક્કોના અમુક સમૂહને 'સર્વોપરિ સત્તા'નું નામ આપવામાં આવે છે, તેનાથી હક્કો અને જવાબદારીઓનું સર્જન થાય છે એ ગેરસમજણ છે. અને 'સર્વોપરિ સત્તા' એ વ્યાખ્યા પામેલ અર્થવાળો સાહિત્યનો કોઇ શબ્દ નથી, તેથી જે હક્કો અને જવાબદારીઓ તેને આધારે રહે તે પણ વગર વ્યાખ્યાની જ રહેવાની. સર્વોપરિ સત્તા એ જો

હક્કોનું ઉદ્ભવસ્થાન હોય તો, સંરક્ષિત રાજસ્થાનોમાં દરમ્યાનગીરી કરવાની તેની પોતાની મુનસફી સિવાયની, કોઇ મર્યાદા જ રહેવાની નહિ. સર્વોપરિ સત્તા સંબંધની આવા પ્રકારની ગેરસમજણ વ્યક્તિગત રાજ્યો સાથેના સરકારી પત્રવહેવારમાં દેખાય છે એટલે તો આ મુદ્દો અગત્યનો બને છે. સર્વોપરિ સત્તા તરીકે સર્વોપરિ સત્તા કોઇ સત્તા સર્જી શકે છે એ વિચાર સદંતર ખોટો છે એમ અમે માનીએ છીએ. હિન્દી રાજસ્થાનો ઉપરની મુનસફી મુજબની સત્તાના અમર્યાદિત સમુદ્ર તરીકે સર્વોપરિ સત્તાને મૂકવી એ સર્વોપરી સત્તાના અર્થની મૌલિક ભૂલ છે.

વિશેષમાં મુનસફી મુજબની સામાન્ય સત્તાનું અસ્તિત્વ અમે બતાવી ગયા તે પ્રમાણે તાજ તરફની જાહેરાતોથી સ્હેજ અસંગત છે.

૩. (૬) રાજસ્થાનોના રાજત્વને એક જ મર્યાદા છે અને તે કરારની અને બીજી કશી નહિ; એ પ્રકારના અમારા અભિપ્રાયનાં કારણો અમે જરા વિસ્તારથી આપ્યાં છે. કારણ કે અમારે વિચારવાના પ્રશ્નોમાં આ પ્રશ્ન સૌથી વિશેષ અગત્યનો છે એમ અમે માનીએ છીએ.

## પ્રત્યેક રાજસ્થાનની વિચારણા નિરાળી કરવી

૪. પોતાના કોઇ પણ રાજહક્કો તાજને સુપ્રત કરવાની સંમતિ પ્રત્યેક રાજસ્થાનનો રાજા વ્યક્તિગત આપે છે. પ્રત્યેક રાજસ્થાન અને પ્રત્યેક સુપ્રતી નિરાળી ગણવી જોઇએ, કે જેથી અમુક સમર્પણને રાજસ્થાનની સંમતિ જે કરારથી મળી તે કરાર કયો તે માલૂમ પડી શકે. બધાં રાજ્યોને લાગુ પડી શકે તેવા એક સામાન્ય સિદ્ધાંતથી બધાં રાજ્યોના પ્રશ્નોનો એક સામટો નિવેડો આવી શકે તેમ છે એ પ્રકારની એક અતિ સામાન્ય ભ્રમણાને સુધારવાને માટે કાયદાનો આ નિર્ણય ઘણો ઉપયોગી છે એટલું જ નહિ, પણ આ અભિપ્રાય લખવામાં એક વહેવારૂ મુશ્કેલી પણ આવે છે. તાજ સાથેના કેટલાંક રાજસ્થાનોના સંમતિદર્શક સંબંધની શરતો સંબંધમાં ઘણા વ્યક્તિગત

મતભેદો છે. અને સંબંધોનું ઘડતર એક અથવા વધારે કરારોથી થઇ શકે છે. આ અભિપ્રાયમાં સર્વસામાન્ય ઉપયોગની દલીલો અને નિર્ણયો કહીને જ અમે સંતોષ માની લઇશું. એક એ સામાન્ય વિચારની અમે નોંધ લીધી છે, કે જે વિચાર અમને ભૂલ ભરેલો જણાયો છે. તે વિચાર આ પ્રમાણે છેઃ "ક નામના રાજસ્થાન ઉપર અમુક રાજહક્કો તાજ ધરાવે છે; એથી કાયદાનો એવો નિર્ણય પણ સાધાર છે કે એવા જ હક્ક ખ નામના પાડોશી રાજસ્થાન ઉપર તાજ ધરાવે છે." ક અને ખ સાથેના તાજના સંબંધો તે તે રાજ્યો સાથે થયેલ જુદા જુદા કરાર અથવા કરારોથી જ વ્યવસ્થિત થાય છે, એવી અમારી માન્યતા જો સાચી હોય તો—અને અમારી એ માન્યતામાં અમને પૂરો વિશ્વાસ છે–તો ઉપર જણાવેલો વિચાર ભૂલભરેલો છે એ નિઃશંક છે. ભ્રમણાભર્યો આ વિચાર એક બીજા એવા વિચાર કરતાં ઓછો સામાન્ય છે. તે બીજો વિચાર એ છે કે "અમુક ઘણાં રાજસ્થાનોમાં તાજને અમુક હક્કો છે તેથી તમામ રાજસ્થાનોમાં પણ તાજને એવા હક્કો છે એમ પરિણમે છે." આ દલીલ પણ એટલી જ ભ્રમમૂલક છે; કારણ કે અમારા અભિપ્રાય મુજબ સંબંધો કરારજન્ય છે.

પરંતુ એટલું સ્મરણમાં રાખવા જેવું છે કે રાજસ્થાનોના અમુક સમૂહમાં સ્પષ્ટ રીતે સ્થાપિત થયેલ અને ચાહન સ્વીકારાએલ અમુક હક્ક જો તાજ ધરાવતો હોય, તો, તેવા સમૂહના પાડોશી રાજ્યને સમુહને પગલે ચાલવાની અસર થાય અને તે તાજ સાથે વ્યક્તિગત કરાર કરી એ પ્રકારના હક્કો તાજને સમર્પણ કરે. અને તાજનો આવો હક્ક જેમ વિશેષ સામાન્ય અને વિશેષ જાણીતો હોય તેમ વધારે સંભવ એ છે કે આપણું આ પાડોશી રાજ્ય વિધિસરના દસ્તાવેજના આગ્રહ રાખ્યા સિવાય પણ, બીજાં રાજ્યોની હરોળમાં આવવાને સંમત થાય. આમ બને ત્યાં, બીજાં રાજસ્થાનોમાં જે હક્કો પોતે ધારણ કરતો હોય તે હક્કો આ રાજસ્થાનમાં પણ તાજ ધારણ કરે છે. પણ એનું કારણ એ છે કે પોતાની સંમતિદર્શક વર્ત-

ણું કથી તાજને તે સત્તા સમર્પવાનો તાજ સાથે તે રાજ્યે કરાર કર્યો છે: અને નહિ કે, આખા હિન્દુસ્તાનમાં તાજ આવા હક્કો ધરાવે છે માટે તે તેનો આજન્મ હક્ક છે. તેથી આ સંબંધમાં સર્વોપરિ સત્તાના પ્રશ્નને વિશેષ સ્પર્શ કરવો આવશ્યક છે, કારણ કે તેથી ઉપર જણાવેલા અમારા વિચારને પુષ્ટિ મળે છે. તાજ એ બધાં રાજસ્થાનોની સર્વોપરિ સત્તા છે. તેનો આ દરજ્જો સર્વમાન્ય છે અને તેનો વિરોધ થઇ શકે તેમ નથી. સ્પષ્ટ અથવા સૂચિત કરારને આધારે રહેલા આ સંબંધમાંથી અમે ઉપર જણાવ્યું તેમ અરસપરસના અમુક હક્કો અને જવાબદારીઓ જન્મ પામે છે. હવે પછીના વિભાગ છમાં આ હક્કો અને જવાબદારી શું છે તેની ચર્ચા અમે કરીશું. અત્યારે એટલું કહેવું બસ છે કે રાજસ્થાનોની આંતર અને બાહ્ય સલામતી અને પરદેશ સાથેના સંબંધોને લગતા જ તે હક્કો અને જવાબદારીઓ છે. સર્વોપરિ સત્તાનો અર્થ બધાં રાજસ્થાનોને અંગે એકસરખો છે; જો કે અમુક સંજોગોમાં તેનો અમલ બરાબર શી રીતે કરવો તે સંબંધમાં ફારફેર હોય. માત્ર આ એક જ અર્થમાં એમ કહી શકાય કે બધાં રાજ-સ્થાનો સંબંધમાં તાજનો દરજ્જો એકસરખો છે. પરંતુ તે એટલા માટે સરખો છે કે બધાં રાજસ્થાનોએ કરારો કરીને તાજને સર્વોપરિ હક્કો સમર્પણ કર્યા છે અને નહિ કે તાજને કોઇ આજન્મ શેષાધિકારો છે તેથી.

**રાજ્યહક્કોની સુપ્રતીના કરારો સામાન્ય રીતે સંધિપત્રોમાં દર્શાવ્યા હોય છે, જો કે વગર વિધિસર પણ એમ થઇ શકે છે; પરંતુ તેવા કીસ્સામાં સાબિતીનો બોજો સુપ્રતી સ્વીકારનાર ઉપર એટલે કે તાજ ઉપર છે.**

૫. (અ) પોતાના રાજત્વને અસર થાય તેવો કરાર જ્યારે એક રાજસ્થાન બીજા રાજસ્થાન સાથે કરે છે અને તેમ કરીને જ્યારે તે એક પરમ સાર્વજનિક અગત્યનું પગલું ભરે છે ત્યારે એવા કરારને પૂર્ણ વિધિઃસરતા અર્પવાનો સામાન્ય રિવાજ છે;

તે એટલા માટે કે તેનું દફતર સંદેહાતીત રહી શકે. એટલા માટે એના ઉપર સહી કરનારાઓની સહી પોતપોતાના રાજસ્થાનોને બંધનકર્તા થાય એ જાતની યોગ્ય સત્તા સહી કરનારાઓને આપવામાં આવે છે.

૫ (ख) સ્વાધીન રાજ્યો વચ્ચેના આંતરરાષ્ટ્રીય કાયદા મુજબ, તેમજ તાજ અને હિન્દી રાજસ્થાનો વચ્ચેના તેમને લાગુ પડે છે તે કાયદા મુજબ, રાજત્વ અર્પણ કરનાર કરારો વગર વિધિના માત્ર લિખિત દસ્તાવેજથી અથવા પત્રવહેવારથી થાય છે, એ વાત નિઃશંક સાચી છે. અને બે વચ્ચેની મુલાકાતમાં માત્ર મોઢાના વચનથી પણ એ થાય છે. પરંતુ રાજત્વ સમર્પણ કરવા જેવો અગત્યનો કરાર વગર વિધિએ કરવામાં આવ્યાનું કહેવામાં આવે ત્યારે તેમાં વપરાયેલી ભાષા અને તેની આસપાસના સંજોગો બહુ કાળજીપૂર્વક તપાસવા જોઇએ અને તેમાં બે બાબતો જોવી જોઇએઃ પહેલું એ કે એ કાર્ય તે રાજત્વની સુપ્રતી કરનારો સાચેસાચો કરાર છે કે કાંઇક ઓછી અગત્યવાળું કાર્ય છે? બીજું એ કે પોતાના રાજસ્થાનને બંધન કરનારની હકૂમત નિઃશંક છે કે કેમ? આવું કૃત્ય કોઇ મુલાકાતમાં માત્ર મોઢાના વચનથી થાય છે એ વસ્તુ જ સ્વયં એટલી નહિ માનવી યોગ્ય છે કે તેવો પુરાવો શંકાશીલ કિમ્મતવાળો છે.

## સનંદો

૫ (ग) ઇન્ડીઅન સ્ટેટસ કમીટીના કાર્યક્ષેત્રમાં બીજી વસ્તુઓ, સાથે એને એ પણ સુપ્રત કરવામાં આવ્યું છે કે રાજસ્થાનો અને સર્વોપરિ સત્તા વચ્ચેના સંબંધો ઉપર સનંદોની શી અસર છે તે પરત્વે અહેવાલ રજુ કરવો. અમને કહેવામાં આવ્યું છે તે પ્રમાણે હિન્દુસ્તાનમાં સનંદ એ સામાન્ય વપરાશનો શબ્દ છે; તે રાજ્યપ્રકરણી દસ્તાવેજોમાં વપરાય છે એટલું જ નહિ પણ સામાન્ય વેપારી દસ્તાવેજોમાં અને પૈસાની પહોંચોમાં વપરાય છે અને તેનો અર્થ માત્ર 'પુરાવો' અથવા 'દફતર' થાય છે.

એ શબ્દનો સાચો ભાવ ગમે તે હોય, પરંતુ અમે એ સ્વીકારીએ છીએ કે રાજકીય ભાષામાં તો એનો સામાન્ય ઉપયોગ બક્ષિસ અથવા તાજ તરફથી રાજસ્થાનના "રાજ્યકર્તાનો સ્વીકાર" એવો થાય છે.

પરંતુ જે સત્તાની બક્ષિસ થતી હોય તે સત્તા બક્ષિસ સ્વીકારનાર રાજસ્થાન પોતે તે પહેલાં ધરાવતું હોય તો આ બક્ષિસ–સનંદની કાંઇ સક્રિય અસર નથી. તેની એવી અસર ત્યારે જ થાય કે જ્યારે આ સનંદથી જે સત્તા આપવામાં આવે છે તે જ અથવા તે માંહેની કોઇ સત્તા બક્ષિસ લેનાર રાજસ્થાને ઇતિહાસના કોઇ પૂર્વ કાળમાં તાજને અર્પી દીધી હોય, અથવા તો ખાલસા કરેલા રાજસ્થાનનું બ્રિટિશ હિન્દુસ્તાનમાંથી નવસર્જન કરવાનું હોય; અથવા તો બક્ષિસ કરતી વખતે જે પ્રદેશ બ્રિટિશ હિન્દુસ્તાનનો વિભાગ હોય તે પ્રદેશ રાજસ્થાનને સમર્પણ કરવામાં આવ્યો હોય.

સ્વીકાર કરનારી સનંદને પણ આ જ વિચારો લાગુ પડે છે. રાજસ્થાન તે હક્ક ધરાવતું ન હોય તો તે સ્વીકાર બક્ષિસમાં ઘટાવી શકાય. પણ જો તે હક્ક રાજસ્થાન ધરાવતું હોય તો એ સનંદ એ માત્ર તાજ તરફની કબૂલાત સ્વરૂપે છે.

આ અભિપ્રાયની દલીલમાંથી એ પણ ફલિત થાય છે કે રાજ્યકર્તાની સત્તા ઓછી કરવા માટે આવી સનંદો દેવાના વિધિનો ઉપયોગ થઇ શકે નહિ. પ્રજા કે રાજસ્થાન હમેશાં વખતે અમુક નિર્ણીત રાજત્વના હક્કો ભોગવે છે. પ્રત્યેક કિસ્સામાં સંપૂર્ણ રાજત્વથી ઓછા એવા તે હક્કો હશે; કારણ કે જેમાંથી સર્વોપરિ સત્તાની રચના થઇ તે હક્કો તો રાજસ્થાને તાજને સમર્પી દીધા હોય અને બીજા પણ કેટલાક ઓછા-વત્તા રાજહક્કો તાજ સાથેના ખાસ કરારોથી તાજને રાજસ્થાને સોંપી દીધા હોય. પણ સંપૂર્ણ રાજત્વમાંથી આ પ્રમાણે સમર્પિત થયેલા હક્કોની બાદબાકી કર્યા પછી પણ એટલું તો નક્કી છે કે રાજસ્થાન હજી પણ અમુક હક્કો–ધારો કે ;

જ હક્કો ધરાવે છે. એ જ હક્કો ગમે તેટલા હોય તો પણ તેનો કોઇ ભાગ તેની મરજી વિરૂદ્ધ તેની પાસેથી લઇ શકાય નહિ. અને જે સીધી રીતે થઇ શકે તેમ ન હોય તે રાજસ્થાનોના હક્કોનું બયાન કરનારી સનદો દ્વારા આડકતરી રીતે થઇ શકે નહિ.

જો આ સનંદમાં રાજસ્થાનના હક્કો જ હક્કો કરતાં વધારે દર્શાવવામાં આવ્યા હોય, તો આ વધારો તાજ તરફની બક્ષિસ છે એમ સમજી શકાય. પણ જો એ જ થી ઓછા હોય તો તેટલા પૂરતી સનંદની કશી અસર નથી. ખાસ અપવાદો કે જ્યાં તાજ તરફથી રાજહક્કોની બક્ષિસ થતી હોય તે બાદ કરીને, સનંદની સામાન્ય અસર એવી રીતે સમજાવી શકાય કે સનંદ એ એક પ્રકારનો વિવેકવિધિ છે, જેમાં રાજસ્થાન જે રાજત્વ ધરાવતું હોય છે, તેનો તાજ તરફથી વિધિપૂર્વક સ્વીકાર કરવામાં આવ્યો હોય છે.

અમે એટલું ઉમેરીએ કે જ્યારે કોઇ એવા સંજોગોમાં સનંદ અપાઇ હોય કે જેમાંથી એમ નીકળે કે ઉક્ત રાજસ્થાન સાથે થયેલ કરારની એમાં નોંધ છે તો તે સનંદ તે વસ્તુતઃ કરારનોંધજ છે અને કરાર જેવી સક્રિય અસર તેની થાય.

## શિરસ્તા, સ્વીકૃતિઓ અને બીજાં કારણો

૫ (ड) (૧) શિરસ્તો–રાજસ્થાનો ઉપરના તાજના હક્કોની ચર્ચામાં 'શિરસ્તા'નો વિષય ખૂબ આગળ આવે છે. કારણ કે ઘણાઓ એમ માને છે કે રાજહક્કોનું એ એક ઉદ્દ્ભવસ્થાન છે. આ વિચાર ભૂલભરેલો છે.

'શિરસ્તો' એ સંદિગ્ધ શબ્દ છે. આંતરરાષ્ટ્રીય કાયદામાં તેનો અમુક ભાવ અથવા અમુક લક્ષણો છે. સ્થાનિક કાયદામાં તેનો બીજો ભાવ અને બીજાં લક્ષણો છે. સ્વાધીન પ્રજામાં સામાન્ય રીતે પ્રચલિત વહીવટ એવો એનો અર્થ આંતરરાષ્ટ્રીય કાયદામાં થાય છે. અને તેની અસર કાયદાકાનુન જેટલી બંધનકારક છે; કારણ કે સ્વાધીન અને સ્વતંત્ર પ્રજાની એકસરખી અનુમતિ તે ધરાવે છે.

પરંતુ સ્વાધીન પ્રજાઓ વચ્ચેનો લાક્ષણિક સંબંધ કે જેને કારણે આંતરરાષ્ટ્રીય કાયદામાં શીરસ્તાને કાયદાનું બંધન પ્રાપ્ત થયું છે તેવો સંબંધ હિન્દુસ્તાનમાં નથી. આંતરરાષ્ટ્રીય પરિભાષામાં હિન્દી રાજસ્થાનો એ સ્વતંત્ર રાજસ્થાનો નથી, પરંતુ બ્રિટિશ તાજનાં સંરક્ષિત રાજસ્થાનો છે. રાજસ્થાન રાજસ્થાન વચ્ચે પોતાને યોગ્ય લાગે તેવી પ્રથા અને સંબંધો રાખવા જેટલાં અને તેને પરિણામે કોઇ અમુક શીરસ્તા સંબંધમાં એક સરખો અભિ-પ્રાય દર્શાવવા જેટલાં તે સ્વાધીન નથી. તેમણે તો તેમના મૂળ કરારોની રૂઇએ રાજસ્થાનો વચ્ચે અરસપરસ રાજપ્રકરણી વહેવાર રાખવાના તેમજ અરસપરસ સહકારમાં અથવા સામસામા યુદ્ધો લડવાના પોતાના હક્કો છોડી દીધા છે. અને તેમના બંધારણીય હક્કો, વિશિષ્ટાધિકારો, દરજ્જો, મુલક અને તેમની રાજગાદીનું અક્ષતપણે રક્ષણ કરવાની તાજ તરફની બાંહેધરીના બદલામાં, તેમના બાહ્ય સંબંધોને વ્યવસ્થિત કરવાનું કાર્ય પણ તેમણે તાજને સુપ્રત કર્યું છે. સ્વાધીન અને સ્વતંત્ર પ્રજાઓમાં બને છે તેમ એકધારા અભિપ્રાયનું ઘડતર પણ એમના માટે અશક્ય છે. એટલે આંતરરાષ્ટ્રીય સંબંધોવાળી જવાબદારીનું ઉદ્‌ભવસ્થાન તેમનામાં સંભવતું નથી.

સ્થાનિક કાયદામાં તો શીરસ્તાને સ્થાન જ નથી. તેનાથી હક્કો કે જવાબદારીઓ ઉત્પન્ન થતાં નથી. બે પક્ષકારો વચ્ચેનો કાર્યવહેવાર કોઇ ચાલુ કરારમાં ફેરફાર કરનારો કરારનો પુરાવો ઉભો કરે તે સાચી વાત છે. એટલે કે જો એ મૂંગો પણ સાચો કરાર તેવા કાર્યવહેવારથી ફલિત થાય તો મૂળ કરારની શરતો સ્પષ્ટ હોવા છતાં પણ પક્ષકારો જે વહીવટને અનુસરતા હોય તે તેમને બંધનકારક થઇ પડે: આવા કિસ્સામાં શીરસ્તો એ મૂંગો અને અણલિખિત પણ નવા કરારમાં પરિણામે છે: પરંતુ શીરસ્તા દ્વારા નહિ, પણ તેમાં રહેલા કરાર દ્વારા તે નવા હક્કો પ્રાપ્ત થાય છે.

અમારે એ ઉમેરવું જોઇએ કે આ પ્રમાણેનો નવો કરાર થયો છે એવું અનુમાન સહેલાઇથી ખેંચી શકાય નહિ. અ અને બ વચ્ચેના ચાલુ કરારોથી જુદા એવા બ ના કોઇ કાર્યમાં અ અનુમતિ આપે તેમાં, અને એ બન્ને વચ્ચેના ચાલુ કરારમાં ફેરફાર કરવાનો નવો કરાર બન્ને વચ્ચે થાય અને પછી અ અનુમતિ આપે અથવા ન આપે તો યે બ તે પ્રમાણે કાર્ય કરે તેમાં, એ વચ્ચે તાત્ત્વિક તફાવત છે. 'ફેરફાર' એ શબ્દ અમે જાણી બૂઝીને વાપર્યો છે; કારણ કે સંધિપત્ર અથવા કરારથી નહિ સમર્પિત થયેલું રાજત્વ રાજસ્થાનોમાં જીવંત રહે છે અને રાજત્વમાં કોઇ પણ બીજો ઘટાડો એ સંધિપત્ર અથવા બીજા કરારમાં સમાએલ ચાલુ કરારમાં ફેરફાર રૂપે જ માની શકાય.

મનુષ્યના જીવનમાં એવા ઘણા પ્રસંગો આવે છે કે જ્યારે શીરસ્તો એ કાયદેસર બંધનનું સ્વરૂપ પ્રાપ્ત કરે છે; પણ તે અત્યારની ચર્ચાના વિષયથી અસંગત છે. દાખલા તરીકે, દેશના સામાન્ય કાયદાનું ઐતિહાસિક મૂળ શિરસ્તો છે. પણ તે વાતની અમે એટલા માટે અવગણના કરીએ છીએ કે બ્રિટિશ રાજ્ય અને હિન્દી રાજસ્થાનો વચ્ચેના સંબંધોમાં સામાન્ય કાયદાના વિકાસને કશો અવકાશ નથી. એ જ કારણોસર ગ્રેટ બ્રીટનના અણલખ્યા બંધારણનું કે બ્રીટન દ્વારા થયેલ રાજ્યપદ્ધતિના વિકાસનું તેમજ બાદશાહી શ્રેષ્ઠાધિકાર ઉપર પાર્લામેંટના મર્યાદાઓનું મૂળ શીરસ્તામાં છે એ વાતને પણ અમે સંગત માનતા નથી.

સંક્ષેપમાં, સ્થાનિક કાયદાની રૂઇએ બે વ્યક્તિઓ વચ્ચેના સંબંધમાં શીરસ્તાની જે અસર છે તેથી જુદી અસર તાજ અને હિન્દી રાજસ્થાનોના સંબંધમાં આરોપવાનું કશું કારણ અમે જોતા નથી. એનો અર્થ એ છે કે માત્ર શીરસ્તાને કારણે જ તાજ અને હિન્દી રાજસ્થાનો વચ્ચેના કરાર અથવા સંધિપત્રોમાં ફેરફાર થઇ શકે નહિ; કારણ કે તેની પોતાની મેળે કશા નવા હક્ક અથવા જવાબદારીનું સર્જન શીરસ્તાથી થઇ શકતું નથી. અમુક એક અથવા વિશેષ

કાર્યમાં અનુમતિ મળે એથી તે અમુક વખતે અમુક કાર્ય કરવાની સત્તા મળે છે; તેથી વિશેષ કશું પરિણમતું નથી. કાયદાની દૃષ્ટિએ એ શકય છે કે શીરસ્તાની પાછળ હક્કોની સાથે સંબંધ ધરાવતો વસ્તુતઃ કરાર હોય. પરંતુ આવા કરારનું અનુમાન કેવા સંજોગોમાં થઇ શકે તેની મર્યાદા બરાબર સમજવી જોઇએ. એટલે કે કરારના બન્ને પક્ષકારોનો ઇરાદો કરાર કરવાનો હોય તે સિવાયના સંજોગોમાં શીરસ્તાની પાછળ કોઇ કરારની સંભાવના નથી.

અને લખી વાંચી શકાય તેવા લિખિત દસ્તાવેજરૂપે કરાર સ્પષ્ટ ન થયો હોય તેવા કિસ્સામાં તે વિષય સંબંધમાં માનસિક ગૂંચવાડો ઉત્પન્ન થવા ન દેવો એ જરૂરનું છે. હિન્દી રાજસ્થાનોની રજા સિવાય હિન્દી સરકાર અમુક કાર્ય કરે તો તે હિન્દી રાજસ્થાનના રાજહક્કો ઉપરનું આક્રમણ કહી શકાય; એવું કોઇ પણ કાર્ય અથવા કાર્યો કરવાની રજા હિન્દી રાજસ્થાનો હિન્દી સરકારને આપે તેથી હિન્દી રાજસ્થાનોના રાજત્વના હક્કોનું હિન્દી સરકારને સમર્પણ નથી થતું. અને આવી એક અથવા વિશેષ રજાઓ ઉપરથી રાજત્વનું સમર્પણ થયાનું અનુમાન ખેંચી શકાતું નથી. રજા માંગવામાં આવી તે જ બતાવે છે કે ઉક્ત રાજ્યકર્તાની સંમતિ સિવાય તે કાર્ય કરવાની રાજસત્તા તાજને ન્હોતી એ વાતનો તેમણે સ્વીકાર કર્યો. અને એ ખુલ્લું છે કે એવા કીસ્સામાં રાજત્વનું સમર્પણ થયું છે એમ માનવા કરતાં એ કિસ્સામાં આવી વગર વિધિથી રજા આપવામાં આવી છે, એ વધારે માનવા જેવી વાત છે. એથી એટલું પરિણમે છે કે બન્ને પક્ષકારોનો ઇરાદો રાજત્વના સંબંધમાં ફેરફાર કરવાનો હતો એવું અનુમાન ઉત્પન્ન કરનારા મજબૂત સંજોગો ન હોય ત્યાં સુધી શીરસ્તાથી હક્કોનો ફેરફાર થઇ શકતો નથી. હકીકતના આ પ્રશ્નમાં એ સ્મરણમાં રાખવા યોગ્ય છે કે તાજ અને હિન્દી રાજસ્થાનો એ બન્ને વચ્ચે જા સમજણ હતી તેવો વર્તાવ તે બન્ને વચ્ચે રહ્યો છે. ઘણાં રાજ્યોના સંબંધમાં તો સંધિપત્રો અને બંધનપત્રોના થોકડા હયાતી ધરાવે

છે કે જેને આધારે સ્પષ્ટ પ્રસ્તાવ દ્વારા તેમના સંબંધોના ઘણા ભાગો વ્યવસ્થિત થાય છે. રાજકીય સંબંધના ક્ષેત્રની ઘણી દિશાઓ જ્યાં આવા સ્પષ્ટ કરારો દ્વારા વ્યવસ્થિત થઇ છે ત્યાં તો મૂંગા કરારનું અનુમાન કરવાનો અવકાશ જ નથી.

એ જ પ્રમાણે, જ્યાં વર્તણુંકના પુરાવાને આધારે શીરસ્તાનો દાવો કરવામાં આવે અને તે ઉપરથી કરારનું અનુમાન કરવામાં આવે ત્યાં જો હકીકત એવી માલૂમ પડે કે રાજસ્થાને તેનો વિરોધ કર્યો હતો અથવા તો તેવો કરાર કરવાનો ઇરાદો નકારે એવો બીજો કોઇ પુરાવો હોય તો, તેવા કરારના દાવાનું મૂળ જ નાશ પામે છે. એ નોંધ લેવી અહીં લાઝીમ છે કે જ્યારે રાજસ્થાન અથવા રાજસ્થાનો અને તાજ વચ્ચે ચાલતા અમુક રાજકીય વહેવારને શીરસ્તો કહેવામાં આવે ત્યારે, અને જ્યારે તેવો વહેવાર રાજસ્થાનના રાજ્યકર્તાના સગીર કાળમાં અથવા તો બ્રિટિશના હાથમાં રાજ્યવહીવટ હોય એવા તેવા જ કોઇ કાળમાં શરૂ થયો હોય ત્યારે, રાજસ્થાનના રાજત્વને અસર કરનાર એવો કરાર કરવાનો રાજસ્થાનનો ઇરાદો હતો એવું અનુમાન કરવામાં વિશેષ વિઘ્ન આવે છે.

અમારા અભિપ્રાયની આખી દલીલ ઉપરથી એટલું પરિણમે છે કે રાજત્વનું આડકતરૂં ઉદ્‌ભવસ્થાન હોય એવો હિન્દી રાજસ્થાનો સાથે સંબંધ ધરાવતો જો કોઇ પણ શિરસ્તો હોય તો, તે પણ આંતરરાષ્ટ્રીય કાયદામાં હોય છે તેવો ઘણાં રાજ્યોને લાગુ હોય તેવો કોઇ શિરસ્તો નથી. પણ તે કોઇ અમુક રાજ્ય અને તાજ વચ્ચેનો જ વહેવાર છે અને તેથી તે રાજ્ય ઉપર કોઇ નવી રાજસત્તા મેળવી હોવાનો તાજ અને તે રાજ્ય વચ્ચેનો કરાર થવાનું જ અનુમાન સિદ્ધ થાય છે. અમે એટલું પણ ઉમેરીએ કે રાજકીય વહેવારની એ વહેવાર તરીકે કશી બંધનકારક અસર નથી, એથી યે ઓછી બંધનકારક અસર વ્યક્તિગત દૃષ્ટાંતો અથવા હિન્દી સરકારના નિર્ણયોની છે.

શિરસ્તા ઉપરથી કરારનું અનુમાન કરવાની શકયતાની જ્યારે અમે વાત કરીએ છીએ ત્યારે અમે એ કહેવા ઇચ્છીએ

છીએ કે જે રાજસ્થાન આવા શિરસ્તામાં પક્ષકાર હોય તે રાજસ્થાન સામે જ એવા કરારનું અનુમાન થઇ શકે અને બીજાં રાજસ્થાનોને તે બંધનકારક થઇ શકે નહિ. બીજું કોઇ રાજ્ય એ જ પ્રકારનો શિરસ્તો પાળતું હોય તો પણ આ સાવચેતી રાખવાની જરૂર છે. અ રાજાના સંબંધમાં શિરસ્તા ઉપરાંતની કેટલીક હકીકતોનો પુરાવો હોય અને તેથી કરારનું અનુમાન કરવાનું લાઝીમ માલૂમ પડે. બ રાજ્યના સંબંધમાં એવો વધારાનો પુરાવો ન હોય.

(૨) સ્વીકૃતિ : સ્વીકૃતિ શબ્દનો અર્થ અનુમતિ છે. અમુક કાર્યો અગર વસ્તુઓમાં સંમતિ રૂપે તે હોય અથવા તો તે એવા પ્રકારની અને એવા સંજોગોમાં અપાઇ હોય કે એની ઉપરથી કરારનું અનુમાન થઇ શકે. કાયદાની દૃષ્ટિએ એની અસર શિરસ્તા કરતાં વધારે પણ નથી અને ઓછી પણ નથી. અને શિરસ્તા સંબંધમાં અમે ઉપર જે કહ્યું છે તેમાં આને લગતા સિદ્ધાંતોનો સમાવેશ થાય છે. જો કાંઇ પણ તફાવત હોય તો તે એ છે કે દ્વીપક્ષી કરારના ખ્યાલને આ શબ્દમાં સ્થાન ન હોય એમ દેખાય છે.

૫ (ૠ) જે વ્યક્તિ કરારની હયાતી હોવાનું પ્રતિપાદન કરતી હોય તેના ઉપર તે પુરવાર કરવાનો બોજો હોવાનો પુરાવાનો જે નિયમ સ્થાનિક કાયદાથી વ્યવસ્થિત થતા બે વ્યક્તિઓના સંબંધને લાગુ પડે છે તે જ નિયમ એટલા જ જોરપૂર્વક તાજ અને રાજસ્થાનો વચ્ચેના સંબંધને લાગુ પડે છે એવો અમારો અભિપ્રાય છે.

## સર્વોપરિપણું

(૬) (અ) સર્વોપરિપણાનાં અમુક તત્ત્વોની ચર્ચા અગાઉના ફકરા ત્રણમાં અમે કરી છે અને અમે એવો અભિપ્રાય આપ્યો છે કે પ્રત્યેક રાજસ્થાન સાથેના સ્પષ્ટ અથવા સૂચિત ચાલુ કરારો ઉપર તે સંબંધની રચના થઇ છે. અને અરસપરસના જે હક્કો અને જવાબદારીઓને તે જન્મ આપે છે તે સર્વ

રાજસ્થાનોમાં એક સરખાં છે. અરસપરસ વચ્ચેના આ હક્કો અને જવાબદારીઓ શું છે તે નક્કી કરવા માટે એ વિચાર કરવો જરૂરનો છે કે એવી કઇ વસ્તુઓ છે કે જેના સંબંધમાં રાજત્વનું એક સરખું સમર્પણ બધાં જ રાજસ્થાનોએ કર્યું છે?

(૬) (બ) સર્વોપરિપણું રચનાર કરારનો સાર અમારા ધારવા પ્રમાણે એ છે કે પરરાજ્યો સાથેનો સર્વ વહેવાર રાજસ્થાનોએ તાજને સુપ્રત કર્યો છે. આ હેતુ માટે દરેક રાજસ્થાન એક બીજાના સંબંધમાં પરરાજ્ય છે. અને સંરક્ષણની દરેક જવાબદારીની પણ રાજસ્થાનોએ સુપ્રતી કરી છે. રાજત્વની આ સુપ્રતીના અવેજ તરીકે તાજે માથે લીધું કે પોતે રાજસ્થાનના આંતરિક અને બહારના સર્વ ભયો અને દુશ્મનો સામે રાજસ્થાન અને રાજ્યકર્તાનું રક્ષણ કરવું અને રાજ્યકર્તા અને તેના વારસદારોને રાજગાદી ઉપર રહેવામાં ટેકો આપવો. અમારા અભિપ્રાય મુજબ "પરરાજ્ય સાથેના સંબંધો અને આંતરિક અને બાહ્ય સલામતી" એ શબ્દોમાં આ વિષયોનો સાર કહી શકાય. આ બાબતોથી આગળ સર્વોપરિ સત્તા તરીકે તાજને કાંઇ પણ હક્ક છે એમ કહેવાને અમને કશો આધાર જડતો નથી. સર્વોપરિપણાને આધારે રાજસ્થાનના આંતરિક રાજત્વમાં દરમ્યાનગીરી કરવાના તાજના દાવાનું કાયદેસરપણું નક્કી કરવાની કસોટી અમારા ધારવા પ્રમાણે નીચેના પ્રશ્નના જવાબમાં હોવી જોઇએ. "જે કાર્ય કરવાનો દાવો તાજ કરે છે તે કાર્ય રાજસ્થાનની બાહ્ય અથવા આંતરિક સલામતી માટે અથવા તેના પરરાજ્ય સાથેના સંબંધને લગતી જવાબદારી અદા કરવા માટે અથવા તે વિષયોના હક્કો ભોગવવા માટે છે?" જો દાવાની આ પ્રમાણે કસોટી થાય તો તેનું કાયદેસરપણું અથવા બિનકાયદેસરપણું તુરત જ નક્કી થાય. અત્યારે હયાતી ધરાવતી ન્યાયની કોઇ અદાલતની હકૂમતની મર્યાદામાં આ બાબતો નથી પડતી. પણ જો તેમ થાય તો, અને તેવી અદાલત પાસે બધી હકીકતો રજૂ કરવામાં આવે તો, આ પ્રશ્નનો નિર્ણય કરવામાં કોઇ અસાધારણ મુશ્કેલી આવે નહિ.

અમે ઉપર જણાવ્યા તે સિદ્ધાંતને આધારે કોઇ રાજસ્થાનના આંતરરાજતંત્રમાં દરમ્યાનગીરી કરવાનો સર્વોપરિ સત્તાનો દાવો વાજબી બતાવી શકાય એવા કોઇ ખાસ કેસોની ચર્ચા આ અભિપ્રાયમાં અમે કરવા નથી માગતા. એવા કેટલાક કિસ્સા છે—દાખલા તરીકે કે રાજ્યકર્તાનો એવો ગેરકારોબાર હોય કે જેથી રાજસ્થાનની સલામતી જોખમમાં આવી પડે. આ સંજોગોમાં દરમ્યાનગીરી કરવાનો ચોકખો હક્ક સર્વોપરિ સત્તા ધરાવે છે. પણ આ અભિપ્રાયમાં અમે સિદ્ધાંતોની ચર્ચા કરીએ છીએ. તેના ઉપયોગની ચર્ચા નથી કરતા. અને તેથી દરમ્યાનગીરી વાજબી બતાવનારા કિસ્સાઓ ગણાવવા બિનજરૂરી છે. એ જ પ્રમાણે જેમાં અમુક દરમ્યાનગીરી સ્પષ્ટ રીતે લાઝીમ હોય તેવા સંજોગોવાળી દરમ્યાનગીરીનાં ક્યાં ક્યાં કાર્યો વાજબી હતા તે કહી બતાવવાં તે પણ બિનજરૂરી છે. અમે એટલું જ કહીએ કે દરમ્યાનગીરીની મર્યાદા, રીત અને સમય એ બધું અમે ઉપર જણાવ્યો તે પ્રશ્નના હેતુથી નક્કી કરવું જોઇએ.

૬ (ક) અમે ઉપર જણાવ્યું છે અને તેનું પુનરાવર્તન કરીએ છીએ કે ગ્રેટબ્રિટન એ સર્વોપરિ સત્તા છે તે કારણે તેની મરજી પડે ત્યારે રાજસ્થાનોના રાજતંત્રમાં દરમ્યાનગીરી કરવાનો સામાન્ય હક્ક તેને પ્રાપ્ત નથી થતો. અલબત્ત અમુક કિસ્સાઓમાં મુનસફીનું તત્ત્વ આવે છે એ વાત સાચી છે. આ પ્રમાણે પ્રજાકીય જરૂરીઆતને પ્રસંગે સર્વનું સામાન્ય રક્ષણ કરવાના હેતુ માટે, અમુક વખત માટે એવી મુનસફી તેને હોવી જોઇએ. પણ તે એટલા માટે કે રાજસ્થાનોનું રક્ષણ કરવાનાં તાજના હક્ક અને જવાબદારીમાં આ પ્રકારની મુનસફીનો અવશ્ય સમાવેશ થાય છે. માટે રાજસ્થાન અને તાજ વચ્ચે મતભેદ થાય ત્યારે રાજસ્થાનના વાંધાને અવગણવાની સામાન્ય મુનસફી તાજને પોતાની સર્વોપરિ સત્તાની રૂઇયે છે, એમ કહેવું એ વાત જુદી વાત છે. તાજને આમ કરવાનો અધિકાર છે કે નહિ તેનો આધાર તાજની મુનસફી ઉપર નથી પરંતુ છેલ્લા પેટા-ફકરામાં અમે મૂકેલા પ્રશ્નના ઉત્તર ઉપર છે.

૬ (ઇ) અમે સમજી શકીએ છીએ ત્યાં સુધી તાજને અનિશ્ચિત સત્તાઓ સુપ્રત કરી દેવી અથવા અમર્યાદિત મુનસફી તેને રહેવા દેવી એમાં રાજસ્થાનો સંમત છે એવો કોઇ પુરાવો નથી. સર્વોપરિ સત્તાના અમુક ક્ષેત્રમાં મુનસફીનું આ તત્ત્વ ઉપર જણાવ્યા પ્રમાણે હયાતી ધરાવે છે, તેથી તેવી મુનસફી બીજાં અમુક ક્ષેત્રો—જેવાં કે વ્યાપારિ અથવા નાણાંવિષયક ક્ષેત્રમાં પણ આપી દેવાનો રાજસ્થાનોનો ઇરાદો છે એવું અનુમાન કરવાને કાંઇ કારણ નથી. ખરી રીતે તો ઘણાંખરાં રાજ્યોના ઇતિહાસમાં એવા કેટલા યે પ્રસંગો છે કે જે વખતે રાજસ્થાનને લગતા અથવા તેની સરહદમાં દાખલ કરાવવા યોગ્ય અમુક કાર્ય માટે, એ કાર્ય માટેના ખાસ કરારમાં રાજસ્થાનની સંમતિ તાજે માગી અથવા મેળવી છે. એ બતાવે છે કે તાજની સત્તા મર્યાદિત છે અને રાજસ્થાનની સંમતિ વિના તે ચલાવી શકે નહિ.

૬ (ફ) સર્વોપરિપણામાંથી જ ઉત્પન્ન થતાં હક્કો અને ફરજો આખા હિન્દુસ્તાનમાં એક સરખાં છે એવા અમારા અભિપ્રાયનું પરિણામ એ પણ છે કે પોતે સર્વોપરિ છે તે એક જ કારણથી એક રાજસ્થાનમાં તાજને જે હક્ક હોય તેથી વિશેષ હક્ક બીજા રાજસ્થાનમાં તેને નથી. સ્પષ્ટ અથવા સૂચિત કરારની રૂઇએ અમુક ખાસ સત્તાઓ તાજને સુપ્રત કરવામાં આવી હોય તેથી તે રાજસ્થાનના સંબંધમાં તાજનું સર્વોપરિપણું વધ્યું છે એવો અર્થ નથી થયો. બીજાં રાજસ્થાનો કે જેઓ આ કરારમાં પક્ષકાર નહોતાં તેના સંબંધમાં તાજનું સર્વોપરિપણું એ પ્રમાણે વધ્યું છે એમ કહેવામાં તો એથી યે ઓછો અર્થ છે. તેવા સુપ્રત થયેલા હક્કો, સુપ્રતી કરનાર તે કરારમાંથી જન્મે છે અને નહિ કે સર્વોપરિ સત્તા તરીકેના તાજના દરજ્જામાંથી.

૬ (ફ) રાજસ્થાન તરફથી સમર્પિત થયેલ સર્વોપરિપણાના કારણ માત્રથી જ, એ પ્રમાણે સમર્પિત થયેલા ખાસ ક્ષેત્રની બહારના કોઇ પણ વિષયમાં, એવા કોઇ પણ રાજ્યના કોઇ પણ સ્વતંત્ર કાર્ય ઉપર કાબૂ ભોગવવાનો તાજને અધિકાર

નથી. પરરાજ્ય સાથેના વહેવાર, અને આંતર અને બાહ્ય સલામતી સિવાયના હરકોઇ વિષય સંબંધમાં પોતાના હિતને અનુસરીને, હરકોઇ પગલું લેવાને અથવા હિન્દી સરકાર સાથે હરકોઇ સોદો કરવાને હરેક રાજ્ય સ્વતંત્ર છે. એક રાજ્યે તાજ સાથે અમુક પ્રકારનો કરાર કરવો જ જોઇએ એવા પ્રકારની ફરજો તેને પાડવાને કશો હક્ક હિન્દી સરકારને, તેના અધિકારીઓને, વાઇસરોયને અથવા રાજપ્રકરણી અધિકારીઓને નથી. અથવા સર્વોપરિપણાના બહારના ક્ષેત્રમાં બ્રિટિશ હિન્દુસ્તાન સાથે સહકાર કરવાની રાજસ્થાનની ફરજ છે એ પ્રકારના દાવાને પણ કશો કાયદાનો આધાર નથી. કેટલાક સંધિપત્રોમાં ‘તાબેદારી ભર્યા–સહકાર’ વાળું વાક્ય દેખાય છે તે અમારા અભિપ્રાય પ્રમાણે માત્ર લશ્કરી વિષયોને જ લાગુ પડે છે.

કાયદાની પરિસ્થિતિ આ પ્રમાણે સ્પષ્ટ કર્યા ઉપરથી એમ પરિણમે છે કે નાણાંવિષયક, વ્યાપારિક, અથવા સમગ્ર હિન્દુસ્તાનના ઔદ્યોગિક વિકાસ જેવા વિષયોના વિશાળ ક્ષેત્રમાં, સર્વોપરિપણાને સંબંધ છે ત્યાં સુધી તો, ખાસ કરાર ન હોય તો ચૂપ બેસી રહેવાને અથવા બ્રિટિશ હિન્દુસ્તાન સાથે સહકાર કરવાથી દૂર રહેવાને હિન્દી રાજસ્થાન હક્કદાર છે.

બ્રિટિશ હિન્દુસ્તાન સાથે કેટલાક વ્યક્તિગત રાજસ્થાનોએ કરેલા ખાસ કરારો દ્વારા ઘણી દિશામાં કાયદાની આ બારી પૂરી દેવામાં આવી હશે. પણ સમગ્ર હિન્દુસ્તાનના સામાન્ય હિતને અર્થે આ કરારો અત્યારે અથવા ભવિષ્યમાં ઓછા પડે અથવા તેને પુનર્રચનાની જરૂર પડે. એટલે કાયદાની ખાસ સ્થિતિ ઉપર લક્ષ ખેંચવાની જરૂર રહે છે કે રાજકીય કારણોસર રાજસ્થાનો સાથેના આવા સહકારની જરૂર દેખાય તો તેમની સંમતિ અવશ્ય મેળવવી જ જોઇએ. એનું વિરોધી વિધેય પણ એટલું જ સાચું છે. એટલે કે સર્વોપરિપણાના બહારના વિષયોમાં અને ખાસ કરારની ગેરહાજરીમાં પોતાની દૃષ્ટિએ આવશ્યક લાગે તેવાં કોઇ પણ કાર્યો બ્રિટિશ હિન્દુસ્તાન પાસે કરાવવા માટે તાજની સહાયની માગણી કરવાનો રાજસ્થાનને પણ કશો હક્ક નથી.

૬ (ग) કોઇ પણ એક રાજ્યના હક્ક આ પ્રમાણેના કરારથી નિશ્ચિત થયા હોઇને એમ પરિણમે છે કે પોતાના એકલાના એકપક્ષી કાર્યથી એવા એ હક્કોમાં ઘટાડો કરવાનો તાજને કશો અધિકાર નથી.

એ જ કારણસર રાજસ્થાનોના કોઇ પણ હક્કને પોતાના કાયદા દ્વારા ઘટાડવાનું ગ્રેટબ્રિટનની પાર્લમેંટ માટે અશકય છે. હાઉસ ઓફ લોર્ડ્ઝ અને હાઉસ ઓફ કોમન્સની સંમતિ વિના જેમ કોઇ સંધિપત્ર તાજથી તોડી શકાયું નથી તેમ તેમની સંમતિથી પણ તેવું સંધિપત્ર તેનાથી તોડી ન શકાય.

એ જ પ્રમાણે પોતાના કરારની રૂઇએ જે જવાબદારી રાજસ્થાન ઉપર મૂકવાને તાજને સત્તા નથી તે જવાબદારી પોતાના કાયદા દ્વારા બ્રિટિશ હિન્દુસ્તાનની ધારાસભા હિન્દી રાજસ્થાન ઉપર મૂકી શકે નહિ.

૬ (ह) ઉપર બતાવ્યા તે નિર્ણયોનું અનિવાર્ય પરિણામ એ છે કે સર્વોપરિપણાનો માત્ર એટલો જ અર્થ નથી કે પ્રત્યેક રાજસ્થાને પોતાના રાજત્વનું સમર્પણ તેને કર્યું છે; પણ પ્રત્યેક રાજ્ય તરફ સર્વોપરિ સત્તાની નિશ્ચિત જવાબદારી પણ રહેલી છે. આ પ્રશ્નના આ સ્વરૂપ સામે વાંધો લઇ શકાય તેમ નથી. રાજસ્થાનની આંતર અને બાહ્ય સલામતીની ખાત્રી આપવી અને તે હેતુઓ માટે આવશ્યક હથિયારબંધ લશ્કર રાખવું એ તાજની ઉઘાડી ફરજો છે. એ જ પ્રમાણે પોતાનામાં અરસપરસ કાંઇ ઝઘડા ઉત્પન્ન થાય તેનો હથિયારના બળથી નિકાલ લાવવાનો પોતાનો હક્ક રાજસ્થાનોએ છોડી દીધો છે અને એમ કરીને તાજનું સર્વોપરિપણું સ્વીકાર્યું છે; તેથી તાજના ઉપર એ ફરજ આવી છે કે આવા ઝઘડામાં એણે પોતે લવાદ થવું અથવા તેના નિકાલ માટે કોઇ નિષ્પક્ષપાત અને વાજબી રીતે ન્યાયી અને શક્તિમાન સાધન પોતે ગોઠવી આપવું અને એ પ્રમાણે જે નિકાલ આવે તેને અમલમાં મૂકવાની ચોકસી કરવી.

અમારે એટલું ઉમેરવું જોઇએ કે તાજની આવી સૂચિત જવાબદારી સાથે પ્રત્યેક રાજસ્થાનની પણ એ સૂચિત જવાબદારી

છે કે તેણે એવા સાધનને અસરકારક બનાવવા માટે આવશ્યક ઉપાયો લેવા.

૬ (આઈ) એ પ્રશ્ન પણ ઉભો થાય છે કે હિન્દી સરકાર અને હિન્દી રાજસ્થાન વચ્ચે ઝઘડો હોય ત્યારે છેલ્લા ફકરામાં અમે જણાવી તે જ પ્રકારની કોઇ જવાબદારી તાજની ઉભી થાય છે કે કેમ ? આ પ્રશ્ન રાજસ્થાનોને ઘણો વહેવારૂ ઉપયોગનો છે એ વાતનો અમે સ્વીકાર કરીએ છીએ. અમને એમ કહેવામાં આવ્યું છે કે હિન્દી સરકાર સામે કોઇ ફરિયાદ કોઇ રાજસ્થાન કરે તો માત્ર લિખિત નિવેદનો ઉપરથી તેનો નિકાલ હિન્દી સરકાર કરે છે. સામા પક્ષની દલીલો અને પુરાવાને કસોટીએ ચડાવવાની કાયદાની સામાન્ય પદ્ધતિને અનુસરવામાં નથી આવતી. જેને આધારે નિર્ણય આપવામાં આવે તે વસ્તુ ગુપ્ત રાખવામાં આવે છે. અને આવા ઝઘડાના ઘણા પ્રસંગોમાં, રાજા મહારાજાઓના અભિપ્રાય મુજબ, હિન્દી સરકાર તેના પોતાના કેસમાં પક્ષકાર અને ન્યાયાધીશ એમ બન્ને કામ કરે છે.

આ વસ્તુનો અમે વિચાર કર્યો છે. પરંતુ બધાં રાજ્યપ્રકરણી કારણો દૂર રાખતાં છતાં પણ સ્વતંત્ર ન્યાય માટે સાધન આપવાની કોઇ કાયદેસર જોખમદારી તાજની હોય એમ અમને લાગતું નથી. સર્વોપરિપણાનું સમર્પણ કરાર દ્વારા કરતી વખતે પ્રત્યેક રાજ્યે તાજ તરફથી અમુક સ્પષ્ટ અથવા સૂચિત વચનો મેળવ્યાં છે; પણ અમારા અભિપ્રાય મુજબ આવું સ્પષ્ટ અથવા સૂચિત વચન તેણે મેળવ્યું નથી. તાજ પોતાની ફરજો અદા કરશે એવો વિશ્વાસ માત્ર રાજ્યોએ તાજમાં મૂકયો છે.

૬ (જ) કોઇ પણ કારણોસર જ્યારે કોઇ પણ રાજસ્થાનનો વહીવટ તાજના હાથમાં હોય અથવા રાજસ્થાનની અમુક મિલકત અથવા હિત એના કાબૂમાં હોય ત્યારે તેનો દરજ્જો એક ટ્રસ્ટી તરીકેનો છે એમ અમારૂં માનવું છે. એક ટ્રસ્ટીએ પોતાના ટ્રસ્ટના વહીવટમાંથી નફો કરવો જોઇએ નહિ; એક વાલીએ પોતાના બાળક સાથેના વહેવારમાં નિઃસ્વાર્થપણે કામ

લેવું જોઇએ; વગેરે કાયદાનાં સામાન્ય સૂત્રો છે. અને તે રાજસ્થાનો અને સર્વોપરિ સત્તા વચ્ચેના સંબંધોને અંગે વિશ્વાસપાત્ર દાખલો પૂરો પાડે છે. આ વિચાર પ્રમાણે બ્રિટિશ હિન્દુસ્તાનના હિતને કારણે રાજસ્થાનોના હક્કોને જતા કરવા દેવાનો સર્વોપરિ સત્તા તરીકે પોતાને હક્ક છે એમ તાજ વાજબી રીતે કહી શકે નહિ. છેલ્લે બતાવ્યું તે પ્રમાણે આવા દાવાનો બચાવ થઇ શકે તેમ નથી. બીજું એ પણ કારણ છે કે એમ થવાથી સર્વોપરિ સત્તાની મર્યાદા વધે છે કે જેમ ન થવું જોઇએ એમ અમે ઉપર કહ્યું છે.

## સંબંધનો પ્રકાર

'સર્વોપરિ સત્તા અને રાજસ્થાનો વચ્ચેનો સંબંધ' એ વિષય ઇન્ડીઅન સ્ટેટસ કમીટીને સોંપાએલા કાર્યક્ષેત્રમાંથી ઉત્પન્ન થાય છે. ખાસ કરીને કયા કયા પક્ષકારો વચ્ચે હક્કો અને જવાબદારીઓ અસ્તિત્વ ધરાવે છે અને એ હક્કો અને જવાબદારીઓ શાં શાં છે એના ઉપર ખાસ લક્ષ આપવાનું છે. આ પ્રશ્નના કાયદાના સ્વરૂપ ઉપર અમે કાળજીભરી વિચારણા કરી છે. અમારા વિચારોનો સાર નીચે મુજબ છે:

(૧) સંધિપત્રો અને કરારોથી ઉત્પન્ન થતા હક્કો અને જવાબદારીઓ તાજ અને રાજસ્થાનો વચ્ચે છે. બ્રિટિશ તાજ એ સર્વોપરિ સત્તા છે અને બીજું કોઇ નથી. તેને જ એટલે કે [.તાજને જ રાજસ્થાનોએ પોતાના પરરાજ્ય સાથેના સંબંધો તથા આંતર અને બાહ્ય સલામતીની સુપ્રતી કરી છે. મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ રિપોર્ટમાં હિન્દી રાજસ્થાનોના વિષયની ચર્ચાના પ્રારંભમાં જ આ સંબંધને તાજ સાથેનો સંબંધ કહેવામાં આવ્યો છે એ કાંઇ આકસ્મિક પ્રયોગ અથવા ભાષાનો વગરવિચાર્યો ઉપયોગ માત્ર જ નથી. કારણ કે રાજસ્થાનોના સંધિપત્રોના સંબંધો તો રાજાધિરાજ(king) સાથે છે કે જેણે તે કરારો પોતાની બ્રિટિશ અથવા તો સામ્રાજ્યની સત્તાની રૂઇએ કર્યા છે અને નહિ કે એના કોઇ સંસ્થાનની સત્તાની રૂઇએ. બ્રિટિશ

પાર્લામેન્ટના બંધારણસરના કાબૂ તળેના, યુનાઇટેડ ગવર્નમેન્ટના કારોબારી વડા તરીકેના તાજ સાથે કરાર થયા છે.

(૨) પોતાના કયા નોકરો દ્વારા અથવા કઇ પદ્ધતિએ તાજ પોતાની જવાબદારીઓ અદા કરે તે સંબંધી તેને ફરજ પાડવાની રાજસ્થાનોની સત્તા નથી. રાજસ્થાન તરફની પોતાની જવાબદારીઓ અદા કરવા માટે તાજે સેક્રેટરી ઓફ સ્ટેટ, વાઇસરોય અને હિન્દી સરકારની પસંદગી કરી છે. એ જવાબદારીઓ તેઓ અદા કરે અને રાજસ્થાનોના હક્કોનું રક્ષણ થાય ત્યાં સુધી રાજસ્થાનોને કોઇ વાજબી ફરિયાદનું કારણ નથી. આ છૂટને એક મર્યાદા છે અને તે એ છે કે તાજે એવું માધ્યમ અને સાધન પસંદ ન કરવાં જોઇએ કે જેથી રાજસ્થાનો પ્રતિની જવાબદારીઓ સંતોષકારક રીતે અદા કરવાનું તાજ માટે રાજકીય રીતે અશક્ય થઇ પડે.

(૩) સંધિપત્રોના પક્ષકારો વચ્ચે જે જવાબદારીઓ અને ફરજો રહી છે તેને અદા કરવામાં અરસપરસ વિશ્વાસ અને શ્રદ્ધાની જરૂર છે. બ્રિટિશ તાજ તરફ અંગત વફાદારી હિન્દી રાજાઓએ રાખવી જોઇએ અને દરેક રાજસ્થાનના હિતની ચાલુ કાળજી બ્રિટિશ તાજે રાખવી જોઇએ અને બન્ને પક્ષો વચ્ચે કાયમી નિકટ સંબંધ રહેવો જોઇએ.

જે કરારોના પાલનનો આધાર એક પક્ષકારની અંગત શક્તિ અથવા લક્ષણ ઉપર હોય તે કરારો સ્થાનિક કાયદા મુજબ તે પક્ષકાર બીજા પક્ષકારને સુપ્રત કરી શકે નહિ. તેના કરારોમાં તાજની સ્થિતિ આ સ્થિતિ સાથે સરખાવી શકાય તેવી છે. રાજસ્થાનોની સલામતી માટે અને તેના પરરાજ્યો સાથેના સંબંધો માટે બ્રિટિશ તાજ જવાબદાર છે. એટલું જ નહિ પણ રાજસ્થાનો વતીની આ ફરજ બજાવવાનું તેણે પોતે માથે લીધું છે. કોઇ એક મંડળ પોતાનું કામ અમુક વ્યક્તિ દ્વારા કરે એ પ્રકારની તાજની આ પરિસ્થિતિ છે. પરંતુ તેનાં પોતાનાં ખાસ લક્ષણો અને કીર્તિ ઉપર અવલંબીને તેને અમુક હક્કો અને જવાબ-

દારીઓ બીજા પક્ષ તરફથી સુપ્રત થયાં હોય ત્યારે ત્યારે જે માણસો એના પોતાના કામમાં હોય એવા માણસો દ્વારા જ એના એ હકકો અને જવાબદારીઓનું પાલન તેણે કરવું જોઇએ. એટલે બ્રિટિશ તાજને જ જે વફાદારી બતાવવાની રાજસ્થાનોની ફરજ છે તે વફાદારી કોઇ બીજા તરફ બતાવવાનું તાજ તેમને કહી શકે નહિ. તે જ પ્રમાણે કાયદાથી અથવા હકીકતમાં જે માણસો બ્રિટિશ તાજથી સ્વતંત્ર છે, તેમને રાજસ્થાનોના પરરાજ્ય સાથેના સંબંધો અથવા તેમની આંતર અને બાહ્ય સલામતી રાજસ્થાનોની સંમતિ સિવાય તાજ સુપ્રત કરી શકે નહિ.

(સહી) લેસ્લી સ્કૉટ

(સહી) સ્ટુઅર્ટ બીવન

(સહી) વીલફ્રેડ ગ્રીન

(સહી) વેલેન્ટાઇન હોમ્સ

૨૪ જુલાઇ, ૧૯૨૮ (સહી) ડી. બી. સોમરવેલ*

---

* આ પાંચે અંગ્રેજ ધારાશાસ્ત્રીઓનાં પુરાં નામ નીચે મુજબ છે: (૧) ધી રાઇટ ઓનરેબલ સર લેસ્લી એફ. સ્કોટ, કે. સી., એમ. પી., (૨) મી. સ્ટુઅર્ટ બીવન, કે. સી., એમ. પી., (૩) મી. વીલફ્રેડ એ. ગ્રીન, કે. સી., (૪) મી. વેલેન્ટાઇન હોમ્સ, અને (૫) મી. ડોનાલ્ડ સોમરવેલ.

# શહેનશાહી જાહેરનામાં

## સને ૧૮૫૮ના રાણી વિક્ટોરીઆના જાહેરનામામાંથી અવતરણ

"હિન્દુસ્તાનના દેશી રાજાઓને આથી અમે જાહેર કરીએ છીએ કે માનવંતી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ પોતે કરેલ અથવા તેની આજ્ઞાનુસાર થયેલ તમામ સંધિપત્રો અને બંધનખતોનો અમે સ્વીકાર કરીએ છીએ અને તેનું અસ્ખલિત પાલન થશે. અને એવું જ અનુપાલન રાજાઓ કરે એવી અમારી આશા છે. અત્યારના અમારા મુલકોમાં કશો વધારો કરવાની અમારી ઇચ્છા નથી. અને જેમ અમારા મુલક અથવા અમારા હક્કો ઉપર ઉદ્ધત આક્રમણના પ્રયત્નો અમે થવા દઇશું નહિ, તેમ બીજાઓના ઉપર કોઇ આક્રમણને અમે મંજૂર કરીશું નહિ. દેશી રાજાઓના હક્કો, દરજ્જો અને પ્રતિષ્ઠાનું, તે બધું અમારૂં પોતાનું હોય, તે જ રીતે અમે સન્માન કરીશું. અને આંતરિક શાંતિ અને સુરાજ્યના પરિણામ તરીકે સંપત્તિ અને સામાજિક પ્રગતિનો ઉપભોગ રાજાઓ અને અમારી પોતાની પ્રજા કરે એવી અમારી ઇચ્છા છે."

## તાજપોષીની ક્રિયા સમયના રાજા એડવર્ડ સાતમાના સંદેશામાંથી અવતરણ

"સમસ્ત હિન્દુસ્તાનના મારા માંડલિકોને અને પ્રજાજનોને હું ફરી ખાત્રી આપું છું કે તેમની સ્વતંત્રતા માટે હું કાળજી રાખીશ, તેમના હક્કો અને દરજ્જાનું હું સન્માન કરીશ, તેમની પ્રગતિમાં હું રસ લઇશ, અને તેમના હિત માટે હું પ્રયત્નશીલ રહીશ. મારા રાજકાળનો એ જ પરમ આદર્શ અને અર્થ છે કે જેને પરિણામે પ્રભુના આશીર્વાદથી મારા હિન્દી સામ્રાજ્યની સંપત્તિ વધે અને તેના પ્રજાજનો વિશેષ સુખી થાય.'



## સને ૧૯૧૧ના દિલ્હીના તાજપોશીના દરબાર સમયના રાજા જ્યોર્જ પાંચમાના ભાષણમાંથી અવતરણ

"અંતમાં, મારા માનવંતા પુરોગામીઓએ તમારા હક્કો અને વિશિષ્ટાધિકારોનું રક્ષણ કરવાનાં જે વચનો તમને આપ્યાં છે તે વચનોનું પાલન કરવાને અને તમારાં હિત, શાંતિ અને સંતોષને માટે મારી અચૂક ચીવટ રહેશે તે મારી જાતે કહેવાની આ તક મને મળી છે તે માટે મને હર્ષ થાય છે.

"શ્રી કૃપાળુ પ્રભુ મારી પ્રજા ઉપર નજર રાખે અને તેમનાં સુખ અને સંપત્તિ વધારવાના મારા અંતરના પ્રયાસો માટે મને સહાય કરે !

"અહીં હાજર રહેલા મારા તમામ માંડલિકો અને પ્રજાજનોને અમારાં પ્રેમભર્યા અભિનંદન હો !"



## સને ૧૯૧૯ના રાજા જ્યોર્જ પાંચમાના જાહેરનામામાંથી અવતરણ

"હિન્દુસ્તાનના રાજાઓના હક્કો, વિશિષ્ટાધિકારો અને દરજ્જાનું અખંડ રક્ષણ કરવાના મારા નિશ્ચયની એક વિશેષ ખાત્રી તમને આપવાની હું તક લઉં છું."



## સને ૧૯૨૧ના રાજા જ્યોર્જ પાંચમાના જાહેરનામામાંથી અવતરણ

"હિન્દુસ્તાનના રાજાઓના હક્કો, વિશિષ્ટાધિકારો અને દરજ્જાનું અખંડ રક્ષણ કરવાના મારા પુરોગામીઓએ અને મેં આપેલાં વચનો પાળવાના મારા નિશ્ચયની મેં ઘણી વાર આપેલી ખાત્રીનું મારા આગલા જાહેરનામામાં મેં પુનર્વાચન કર્યું છે. રાજાઓ ખાત્રી રાખે કે આ વચન અખંડ અને અભેદ્ય છે."

# પ્રજાપક્ષનું નિવેદન

# સર્વ રાજસ્થાન પ્રજાપરિષદનું નિવેદનપત્ર

હિન્દી રાજસ્થાનોની તપાસ સમિતિના પ્રમુખ અને સભ્યો જોગઃ

સાહેબો,—આપને તપાસ માટે સોંપાએલી બાબતો પર અમારા વિચારો આપની સમક્ષ મૂકવા માટે સર્વ રાજસ્થાન પ્રજાપરિષદે અમારી નીમણુંક કરેલી છે.

## અમારો અધિકાર

૨. આપની તપાસના મુદ્દા પર અમારા વિચારો આપતાં પહેલાં પ્રથમ તો અમે હિન્દી રાજસ્થાનોની પ્રજા તરફથી બોલવાના અમારા દાવા વિષે ઉલ્લેખ કરી ભૂમિકા સાફ કરવા ઇચ્છા ધરાવીએ છીએ. અમારા પ્રતિનિધિક સ્વરૂપ સામે વાંધો ઉઠાવનારાં ચર્ચાપત્રો અમે છાપાંઓમાં જોયાં છે અને એ જ જાતનાં ચર્ચાપત્રો આપની સમિતિને પણ મોકલવામાં આવ્યાં હશે. એટલે અમારે આરંભમાં જ જણાવવું પડશે કે રાજસ્થાનોની અંદર કેટલાંક વર્ષોથી રાષ્ટ્રીય હીલચાલ જોર પકડી રહી છે અને હિન્દી રાજ્યોના પ્રશ્નો તેમ જ એ રાજ્યોના આંતરિક વહીવટમાં આવશ્યક થઇ પડેલા સુધારાઓ છેલ્લાં કેટલાંક વર્ષો થયાં જુદાં જુદાં રાજ્યોની પ્રજા પોતાની વારંવાર ભરાતી પરિષદોમાં ચર્ચતી થઇ છે. કાઠિયાવાડ રાજકીય પરિષદ, વડોદરા પ્રજામંડળ, ઇડર પ્રજામંડળ,

હૈદ્રાબાદ રાજ્યની પ્રજાપરિષદ, જામનગર તેમ જ ભાવનગરનાં પ્રજામંડળો તેમ જ રાજસ્થાની પ્રજાની અન્ય કેટલીક સંસ્થાઓ રાજસ્થાનની રૈયતની વહીવટી તેમ જ રાજપ્રકરણી પરિસ્થિતિઓના પ્રશ્નો ચર્ચવા મળેલી છે. એમ લાગેલું કે હિન્દી રાજસ્થાનોની એકંદર પ્રજાના વિચારો રજૂ કરનાર તથા તેઓની વતી બોલનાર કોઇ એક મધ્યસ્થ સંસ્થાની તાત્કાલિક જરૂર છે, અને તેને પરિણામે ગયા ડીસેમ્બર માસમાં સર્વ રાજસ્થાન પ્રજાપરિષદ નામે ઓળખાતી એક કાયમી સંસ્થા હયાતીમાં લાવવામાં આવી હતી. જે પરિષદની અંદર આ અખિલ હિન્દની સંસ્થા ઉભી કરવામાં આવી હતી તેની અંદર તમામ મહત્ત્વનાં રાજસ્થાનોમાંથી કુલ ૭૦૦ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી અને એ પરિષદમાં સલામીવાળાં રાજ્યો પૈકી સીત્તેર રાજ્યોના પ્રતિનિધિઓ આવેલા હતા. મજકૂર રાજ્યોનાં નામો પરિશિષ્ટ અમાં આપેલાં જોઇ શકાશે. આ પરથી જોઇ શકાશે કે સર્વ રાજસ્થાન પ્રજાપરિષદની કાર્યવાહક સમિતિએ નીમેલા અમારા પ્રતિનિધિમંડળને પ્રતિનિધિત્વનો હક્ક ન હોવાનું તેમજ હિન્દી રાજ્યોના લોકો વતી બોલવાનો અધિકાર ન હોવાનું જે સૂચવવામાં આવે છે તે બિલકુલ બિનપાયાદાર છે. અમે જણાવીએ છીએ કે બ્રિટિશ હિન્દની પ્રજા પરત્વે જે સ્થાન હિન્દી મહાસભા અને અન્ય સંસ્થાઓ ભોગવે છે, તે જ સ્થાન રાજસ્થાની પ્રજા પરત્વે અમારી પરિષદ ભોગવી રહી છે.

રાજસ્થાની પ્રજાના સંયુક્ત જાહેર મતના જોરથી રાજ્યોના રાજ્યવહીવટમાં જરૂરી સુધારા દાખલ કરાવવા પૂરતી એકંદર તમામ રાજસ્થાનોનાં રાજ્યતંત્રો પર અસર પહોંચાડવાના સર્વ-સામાન્ય ઉદ્દેશથી પ્રેરાઇને હિન્દી રાજસ્થાનોના (એટલે કે હિન્દી હિન્દના) લોકોએ આ સંગઠન સ્થાપેલું છે.

## જુબાની સાંભળવા સમિતિએ પાડેલી ના

૩. બીજી બે બાબતો કે જેણે અમને આપની સમિતિ

પાસે અમારો પક્ષ રજૂ કરવાનું નિવેદન ઘડવામાં પુષ્કળ મુંઝવણ જન્માવી છે, તેનો ઉલ્લેખ પણ અમારે શરૂમાં કરી નાખવો જોઇશે.

ગયા ફેબ્રુઆરીના આરંભમાં અમારી પરિષદના વડા મંત્રીએ આપની સમિતિને એક નિવેદન મોકલેલું અને તેમાં આપની સમિતિ તરફથી રાજ્યો તરફ મોકલેલા પ્રશ્ન–પત્રની એક નકલ માગેલી તથા પૂછાવેલું કે કોઇ ખાનગી વ્યક્તિને કે જાહેર સંસ્થાને સમિતિ સમક્ષ જુબાની આપવાની પરવાનગી આપવામાં આવશે કે નહિ. જવાબમાં મંત્રીને જણાવવામાં આવેલું કે પ્રશ્ન–પત્ર આપી નહિ શકાય, અને પોતાના તપાસ–મુદ્દાની મર્યાદાની રૂઇએ હિન્દી રાજ્યો તથા તેની પ્રજા વચ્ચેના સંબંધને સ્પર્શવાનો સમિતિને અધિકાર નથી, ને તેને પરિણામે એ વિષયને લગતી કોઇ પણ જાહેર સંસ્થાની કે ખાનગી વ્યક્તિની લિખિત કે મોઢાની જુબાની લેવાની સ્થિતિમાં સમિતિ નથી. તે પછી પરિષદના મંત્રીએ સમિતિ પર એક લંબાણભર્યું નિવેદન મોકલ્યું, કે જેમાં હિન્દી રાજસ્થાનોની પ્રજાના તેમના રાજ્યકર્તાઓ સાથેના સંબંધની બધી સ્થિતિ સમજાવી હતી અને આગ્રહ કર્યો હતો કે આપની સમિતિએ તપાસના મુદ્દા પર લોકોને પોતાના વિચારો પ્રદર્શિત કરવાની સગવડ કરી આપવી જોઇએ. આને પરિણામે આપની સમિતિ ઉપર જણાવેલો પ્રથમનો નિર્ણય ઢીલો કરીને ફરી એવા નિર્ણય પર આવી કે પોતે, અમે જેના પ્રતિનિધિ છીએ તે પરિષદ જે કાંઇ વિચારો રજૂ કરવા ઇચ્છતી હોય તે ધ્યાનમાં લેશે. પરંતુ એમ જણાવવામાં આવેલું કે અરજીઓ સંખ્યાબંધ આવેલી હોવાથી સમિતિ અમારી મોઢાની જુબાની તો નહિ સાંભળી શકે પણ તપાસ–મુદ્દાની મર્યાદામાં આવતી બાબતો પર પરિષદનું લિખિત નિવેદન સ્વીકારવા રાજી છે. (જુઓ કાગળ નં. ડી ૩૨૦ આઇ. એસ. સી. તા. માર્ચ, ૯, ૧૯૨૮). આ ઉપરના નિર્ણય પર ફરી વિચાર કરવા અમે વિનતિ કરી, પણ એ વિનતિનો સ્વીકાર ન થયો.

## બંધ બારણે તપાસ

૪. આ સંબંધમાં અમારે તપાસના એક બીજા અગત્યના લક્ષણનો ઉલ્લેખ કરવો પડે છે. અમને રીતસર જણાવવામાં આવેલું કે અત્યારે ચાલી રહેલી તપાસ જાહેર તપાસ નથી, એટલે કે જાહેર પ્રજાને આ કાર્યવાહીમાં દાખલ થવા દેવામાં નહિ આવે. સર લેસ્લી સ્કોટ તથા અન્ય ધારાશાસ્ત્રીઓ જેનું પ્રતિનિધિત્વ કરે છે તે રાજાઓનું નિવેદન, અથવા તો અન્ય રાજ્યોએ પરબારાં મોકલ્યાં હોય તે નિવેદનો, એમાંથી એક પણ પ્રસિદ્ધ કરવામાં આવેલ નથી, તેમ જ રાજાઓની વતી આંહી રજૂ થતી જુબાની અને તેમના ધારાશાસ્ત્રીઓ તરફથી કરવામાં આવતી દલીલો સાંભળવા વર્તમાન પત્રોને પણ પ્રવેશ કરવા મનાઇ છે. અમારા પ્રતિનિધિમંડળના બે સભ્યોએ આ ધારાશાસ્ત્રીઓની દલીલો થવાને સમયે હાજર રહેવા પરવાનગી માગી તે પણ નામંજૂર રહી. સમિતિને પોતાની બેઠક બંધ બારણે ભરવાનો નિર્ણય કરવાનાં કયાં ચોક્કસ કારણો હતાં તેની પણ અમને ખબર નથી. અમને જો કે સત્તાવાર માહિતી નથી, તો પણ અમે માનીએ છીએ કે સમિતિએ બંધ બારણે મળવું એવી રાજાઓની તો ઇચ્છા નહોતી, અને તેથી આ બંધ બારણાંની તપાસ માટેની વિનતિ એમના તરફથી તો નહિ જ આવેલી હોય. બીજી બાજુ હિન્દી સરકાર કે જેની અનુમતિથી આ સમિતિ નીમાએલી છે, તેણે પણ આ બંધ બારણે તપાસ કરવાનું સૂચવેલું હોવાનો સંભવ નથી. તો પછી સામાન્ય ચાલુ રિવાજમાં ફેરફાર કરવાનું કોના સૂચનથી થયું તે જાણવાની અમે સ્થિતિમાં નથી. અમારે એ બતાવવાની તો ભાગ્યે જ જરૂર હોય કે જે સમિતિની કાર્યવાહી જાહેરમાં નથી ચાલતી તેના નિર્ણયો ઉપર હરકોઇ દેશમાં શંકાની નજરે જ જોવામાં આવે છે, અને હિન્દમાં તો વિશેષે કરીને એમ થાય છે. આ સમિતિ નીમવાની જરૂર અથવા ઇષ્ટતા વરિષ્ટ ધારાસભામાં ચર્ચાએલી નથી, અને હિન્દી પ્રધાને તથા હિન્દી સરકારે જ આ નીમણૂંકની સંપૂર્ણ જવાબદારી લીધેલી છે.

આ તપાસ જાહેર માટે ખુલ્લી ન હોવાની વસ્તુસ્થિતિએ તો એની ઉત્પત્તિનાં કારણો વિષે સામાન્ય જનતામાં ચાલતા સદેહને ઓર વધારી મૂકયો છે.

## પ્રશ્નપત્રની ના

૫. રાજસ્થાનોમાં અત્યારે ચાલી રહેલી શાસન-પદ્ધતિ તો અમને લાગે છે કે તે રાજ્યોના રાજ્યકર્તાઓના કિમ્મતી શ્રેષ્ઠાધિકાર જેવી છે, અને એ રાજ્યકર્તાઓનો તો ધંધો જ એ જોવાનો છે કે પોતાની સત્તાઓ અને પોતાના હક્કો કોઇ પણ રીતે રાજ્યવહીવટમાં ચોક્કસ અવાજ મેળવવા ઝુમ્બેશ ચલાવતી પ્રજાની ચળવળની સામે સુરક્ષિત રહે. આ તપાસ જે પદ્ધતિથી ચાલી રહી છે તેણે તો એવી માન્યતાને જન્મ આપ્યો છે કે સર્વોપરિ સરકાર અથવા તો રાજાઓ એમાથી કોઇની પણ જાહેર પ્રજાને વિશ્વાસમાં લેવાની, કંઇ નહિ તો જે રાજસ્થાની પ્રજાનાં હિતને આ તપાસનાં પરિણામોથી ચોક્કસ અસર પહોંચવાની છે તેને પણ આ તપાસનું પૂરું સ્વરૂપ કે પૂરો આશય પામવા દેવાની ઇચ્છા જ નથી. બ્રિટિશ હિન્દની અંદર સર જોન સાઇમનને પ્રમુખપદે ચાલતી તપાસમાં જે પદ્ધતિ અખત્યાર થઇ છે, અને જે રીતે શાહી કમીશને પોતાની કાર્યવાહીમાં સહાય કરવા માટે દરેક પક્ષને પોતાની સન્મુખ આવી પોતાનો મત જણાવવા નિમંત્રણ દીધાં છે, તે પદ્ધતિ અને તે રીતની સાથે આ સમિતિની પદ્ધતિ તથા રીત તપાસતાં આખા રાજસ્થાની હિન્દમાં તથા બ્રિટિશ હિન્દમાં પણ આ સમિતિ વિષે અનિષ્ટ માન્યતા ઉત્પન્ન થઇ છે.

## 'રાજ્ય'માં પ્રજાનો સમાવેશ થાય છે

૬. એટલે આ નિવેદન પેશ કરવામાં અમને આ બે બાબતોએ ઘણી મૂઝવણ ઉપજાવી છે. આ સવાલોને બાજુએ રાખીને પણ, અમે કહી નાંખીએ કે આ સમિતિએ રાજસ્થાનોને મોકલેલું પ્રશ્ન-પત્ર આ તપાસના સંપૂર્ણ સત્તાવિસ્તારથી જાણીતા થવાની અમને તક આપત. પરંતુ એ આપવાની તો

અમને ના પાડી હોવાથી રાજાઓએ ઉપસ્થિત કરેલા તમામ મુદ્દા ઉપર સચોટ નિવેદન કરવાની તો અમારી સ્થિતિ નથી રહી. રાજસ્થાનોની પ્રજાનાં હિતાહિતો અથવા તો એના નાના જાગીરદારોનાં હિતાહિતો કદાચ ચાલુ ચર્ચાની અમુક બાબતો પરત્વે રાજાઓનાં હિતાહિત સાથે એકરૂપ નહિ જ હોય, એટલે અમારા લિખિત નિવેદનના સમર્થનમાં મોઢાનું નિવેદન કરવાની તો અમને મના થવાથી અમારી સ્થિતિમાં ગંભીર ગેરલાભ ઉત્પન્ન થાય છે. આ તક જો અમને અપાઇ હોત, તો અમારા નિવેદનપત્રમાં છેડેલા પ્રશ્નોને સમિતિના સભ્ય સાહેબોની ઇચ્છાનુસાર અમે વધુ સ્પષ્ટ કરી શકયા હોત. તેમ થાત તો સમિતિ અમારી વિચારદૃષ્ટિ વધુ સરસ રીતે સમજી શકી હોત. આ અખત્યાર થયેલી પદ્ધતિએ તો એવી ફરિયાદને અવકાશ આપ્યો છે કે પોતાના પક્ષો રજૂ કરવાની રીતોમાં રાજાઓ તથા રાજસ્થાની પ્રજાની વચ્ચે એક બિનજરૂરી અને અનિષ્ટ ભેદ પાડવામાં આવ્યો છે. આથી અમે દિલગીર છીએ.

## ચાલુ સંબંધોમાં ફેરફારો થવાથી પ્રજાને અસર થાય છે

૭. આ પ્રારંભિક વિચારો રજૂ કર્યા પછી હવે અમે તમારી સમિતિના તપાસ-મુદ્દા પરથી ઉપસ્થિત થતી અમારી પરિસ્થિતિ સમજાવવા આગળ ચાલીશું.

પ્રારંભમાં અમે અમારો અભિપ્રાય જાહેર કરવાની હિમ્મત કરીએ છીએ કે કોઇ શબ્દ કે વાકયના અર્થને ઉલટાવ્યા વિના અગર તો અર્થના સ્વાભાવિક માર્ગને છોડી દીધા વિના, તપાસમુદ્દા મુજબ, કમીટી હિન્દી રાજસ્થાનોના લોકોના કલ્યાણ અને પ્રગતિને લગતા બધા મહત્ત્વના મુદ્દાઓ ચર્ચી શકે છે. અમને તપાસમુદ્દાથી સંતોષ નથી, અને તપાસમુદ્દાનું ક્ષેત્ર જરૂર વધારે વિસ્તૃત બનાવી શકાત. તો પણ અમે સૂચવીએ છીએ કે ભાષાના સત્તાધાર વિનાના અર્થ કરીને કમીટીએ એ ક્ષેત્રને વિસ્તારવું પણ નહિ જોઇએ અને સંકોચવું પણ નહિ

જોઇએ. છાપામાં અને અન્યત્ર એમ સૂચવવામાં આવ્યું છે કે આ તપાસમાં રાજ્યોની પ્રજાને કશું સ્થાન જ નથી. આવાં સૂચન આ તપાસ ચાલવા દરમ્યાન સમિતિની સમક્ષ આવ્યાં હોય એ સંભવિત છે. વાસ્તવિક એમ હતું કે પોતાની કાર્યવાહીના પ્રારંભમાં તો આ સમિતિએ એવો અર્થ લીધેલો કે "રાજ્યો ને તેમની પ્રજાઓ વચ્ચેના સંબંધો વિચારવા" સમિતિને સત્તા નહોતી. તે પછી તો આ મત ઢીલો થયો છે અને સમિતિના તપાસમુદ્દામાંથી ઉપસ્થિત થતી બાબતો પર અમારા વિચારો જણાવવા તેણે મંજૂરી આપી છે. તપાસમુદ્દાની પહેલી કલમ મુજબ, કમીટીને 'હિન્દી રાજસ્થાનો અને સર્વોપરિ સત્તા વચ્ચેના, સંધિઓ, કરારો, સનદો, શિરસ્તાઓ, વહીવટો અને બીજાં કારણોથી ઉપસ્થિત થતા સંબંધો ઉપર' અહેવાલ રજુ કરવાનો છે. એમ દાવો કરવામાં આવે છે કે રાજસ્થાનો એ શબ્દ એકલા રાજાઓને જ લાગુ પડે છે–રાજસ્થાનોની પ્રજાને નહિ; અને આ કમીટી જુદાં જુદાં રાજસ્થાનોનાં રાજ્યતંત્રોના પ્રતિનિધિ તરીકે અને ખાસ હક્કોને આધારે એકલા રાજાઓને જ સાંભળી શકે. તપાસમુદ્દાનો આવો મર્યાદિત અર્થ કરવાને માટે કોઇ વાજબી કારણ નથી : એટલે અમે આ મુદ્દા ઉપર અહીં જ ચર્ચા કરવા ઇચ્છીએ છીએ. રાજ્ય એટલે એકલો રાજા એ રાજ્યની ભાવના તમામ રાજકીય સિદ્ધાન્તોથી એટલી વિરૂદ્ધ જાય છે કે એ વિષય ઉપર વિસ્તાર કરવાનું બિનજરૂરી છે. આ ભાવનાથી રાજસ્થાનોમાં ફેલાયલી ગેરસમજૂત એટલી ગંભીર બની ગયેલી કે બીકાનેરના નામદાર મહારાજાને તાજેતરના એક જાહેર ભાષણમાં આ સૂચનાનો ઇન્કાર કરવાનું જરૂરનું લાગ્યું. ગયા જુન અને સપ્ટેમ્બર મહિનામાં ભાષણ કરતાં તેમણે જણાવ્યું કે **'રાજ્ય એટલે એકલો રાજા નહિ; રાજ્યમાં રાજા, તેનું રાજ્યતંત્ર અને તેની પ્રજાનો સમાવેશ થાય છે. રાજ્યનાં એ બધાં વિધાયક અંગો છે : અને એ બધાં મળીને રાજ્ય બને છે.'** એ મહારાજાએ જ કહ્યું છે કે : 'જો કોઇ

રાજ્યની સ્વતંત્રતા જાય છે, તો તેની સાથે જ તે રાજ્યની પ્રજા તેની સમગ્રતા અને વ્યકિતત્વ ગુમાવે છે. જો રાજ્યને આર્થિક લાભ થાય છે, તો તેથી એકલા રાજાઓ નહિ, પણ રાજ્યતંત્ર અને પ્રજા સૌથી વિશેષ લાભ ઉઠાવે છે. જો આવા વિષયોમાં રાજ્યને ગુમાવવું પડે છે, તો રાજા અને રાજ્યતંત્રના આવા નુકસાનની સાથે પ્રજાને પણ ગુમાવવું પડે છે.'

હિન્દી સરકાર કે સર્વોપરિ સત્તા તરફથી રાજસ્થાનો સાથે મંત્રણા કર્યા વિના ચાલુ થતી નીતિઓની સાથે રાજસ્થાનોની પ્રજાને રાજાઓ જેટલી જ—બલ્કે તેથી વધારે નિસબત છે. આબકારી વેરાઓનું ભારણ, અફીણના વાવેતરની મનાઇ, ઔદ્યોગિક ક્ષેત્રોના ઉપયોગ ઉપર અંકુશો, ખાનગી વ્યક્તિઓને મીઠું પકવવાની મનાઇ, દારૂની બનાવટ અને વેચાણ સંબંધમાં શરતોની ફરજ, આ અને આવી વસ્તુઓની સાથે રાજસ્થાનોની પ્રજાને પ્રાણ-સંબંધ છે. આ બધા વિષયોમાં રાજાઓએ રજૂ કરેલા વિચારો એ પ્રજાના વિચારો હોય એવું નથી, અને કેટલીક વખત તો એ વિચારો પ્રજાનાં મતવ્યોના વિરોધી હોય છે. એટલે, જો તપાસમુદ્દાની પહેલી કલમમાંના 'રાજ્ય' શબ્દમાં 'રાજ્યના વિધાયક ત્રણ અંગોમાંના એક તરીકે' પ્રજાનો સમાવેશ થાય છે, તો તેઓને આ કમીટીની પાસે તેના તપાસમુદ્દાઓની મર્યાદામાં આવતા વિષયો ઉપર સંપૂર્ણ રજુઆત કરવાનો હક્ક છે. સંધિઓ અને શિરસ્તાઓને આધારે સ્થાપિત થતા અગર તો વાજબી ઠરતા સાર્વભૌમ સત્તા અને રાજસ્થાનો વચ્ચેના સંબંધો જાળવી રાખવાને લોકો રાજાઓ જેટલા જ ઉત્સુક છેઃ અને રાજ્યની સમગ્રતા અગર તો સ્વાધીનતાની રક્ષા એ રાજાઓ જેટલે જ અંશે પ્રજાની ચિન્તાનો વિષય છે. એટલે, હિન્દની અત્યારની રચનામાં રાજસ્થાનોના સ્થાન અને દરજ્જાને અસર કરનારા કોઇ પણ ફેરફારની સાથે પ્રજાને પ્રાણ-સંબંધ છે. બીજાં બધાં કારણોને બાજુએ મૂકીએ તો યે, આ એક જ કારણે, અમને કમીટી પાસે અમારા વિચારો મૂકવાનો અને રાજાઓએ ઉપસ્થિત કરેલા તમામ પ્રશ્નો

ઉપર સંપૂર્ણપણે રજુઆત કરવાનો હક્ક પ્રાપ્ત થાય છે. અમારી સમજણ એવી છે કે કમીટી પાસે ધારાશાસ્ત્રીઓ મારફત અત્યારે પક્ષ રજુ કરી રહેલા રાજાઓની એવી ફરિયાદ છે કે 'રાજસ્થાનો અને સર્વોપરિ સત્તા વચ્ચેના સંબંધોને પરિણામે અમારા સ્થાન ઉપર માઠી અસર થઇ છે.' કમીટીએ અંગીકાર કરેલી કાર્યનીતિને પરિણામે, આ વિષય પરત્વે રાજાઓએ મૂકેલા મુદ્દાઓ ઉપર અમે અમારા વિચાર પૂર્ણપણે રજૂ કરવાની સ્થિતિમાં નથી. પણ અમારો દાવો તો એ છે કે પ્રજાની મંજૂરી વિના સર્વોપરિ સત્તા અને રાજસ્થાનોના રાજકર્તાઓ વચ્ચેના વર્તમાન સંબંધમાં કશો ફેરફાર થઇ શકે જ નહિ.

## રાજકર્તાઓ અને પ્રજા

૮. અત્યારની સ્થિતિમાં ફેરફાર થવાના પરિણામે જે ગંભીર પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે તે બતાવનારા દૃષ્ટાંત તરીકે, રાજાઓએ કમીટી સમક્ષ ઉપસ્થિત કરેલા એક કે બે મુદ્દાઓ તરફ આપનું લક્ષ નિમંત્રવાનું અમે ઉચિત ધારીએ છીએ. (લંડન ટાઇમ્સના ૨૭ ઓકટોબર, ૧૯૨૮ના અંકમાં) એમ જાહેર થયું છે કે રાજાઓના વકીલ સર લેસ્લી સ્કોટે રાજાઓ અને તેમની પ્રજા વચ્ચેની બાબતમાં સર્વોપરિ સત્તાએ દરમ્યાનગીરી કર્યાના દાખલાઓનો ઉલ્લેખ કરીને એવો દાવો રજૂ કર્યો કે 'આ પ્રકારની દરમ્યાનગીરી હવે બંધ થવી જોઇએ, કારણ કે સર્વોપરિ સત્તાના આવા પગલામાં સંધિહક્કોનો ગંભીર ભંગ રહેલો છે.' આ તપાસ ખાનગી રીતે ચાલે છે એટલે સર લેસ્લીએ રજુ કરેલા દાખલાઓ સંબંધમાં અગર તો તેણે કરેલી દલીલો સંબંધમાં અમે સંતોષકારક રીતે ચર્ચા કરવાને અશક્ત છીએ. અત્યારની સ્થિતિમાં, રાજાના હુકમ મુજબ રાજ્યના કોઇ પ્રજાજનને જેલમાં પૂરવામાં આવે છે તો, આ કમીટી જાણે છે તે મુજબ, તેનો છુટકારો મેળવવાનો કોઇ કાયદેસર માર્ગ નથી. કાયદેસર રીતે અસ્તિત્વમાં આવેલા ન્યાયમંદિર સમક્ષ ગિરફતાર માણસને રજુ કરવાની અગર તો ગિરફતાર કરનાર સત્તાને તેની ઉપર કાયદેસર કામ ચલાવવાની ફરજ પાડે એવું '*Writ of Habeas Corpus*' જેવું

કોઇ સાધન રાજસ્થાનોમાં નથી. જુદાં જુદાં રાજસ્થાનોમાં આવી રીતે ગિરફતાર કરવામાં આવેલા માણસોના કેટલાયે દાખલાઓ વારંવાર પ્રકાશમાં આવેલા છે. એવા માણસોના સંબંધીઓએ આ સંબંધની હકીકતો હિન્દી સરકારના લક્ષ ઉપર મૂકેલી છે. પરિણામે, કેટલીક વાર, હિન્દી સરકારના હુકમને આધારે પોલીટીકલ એજન્ટોએ લીધેલાં રાજદ્વારી પગલાંને પ્રતાપે તેવા માણસોનો છુટકારો થયો છે.

વળી, એવા પણ સંખ્યાબંધ દાખલાઓ છે કે જેમાં રાજાના હુકમથી ખાનગી વ્યક્તિઓની મિલકત જપ્ત કરવામાં આવી છે અગર તો વર્ષો સુધી જપ્ત રાખવામાં આવી છે. કેટલીક વાર જાગીરો અને જાગીરદારોની અને બીજાઓની બીજી મિલકતો પણ આ રીતે જપ્ત કરવામાં અગર જપ્ત રાખવામાં આવી છે. આવી વાતોમાં રાજ્યના પગલા સામે કોઇ ઇલાજ નથી. આવી વાતોમાં પ્રજા પાસે એક જ ઉપાય રહ્યો છે અને તે હિન્દી સરકારને અરજ કરવાનો. આવી અરજો કોઇ કોઇ વાર અસરકારક નીવડે છે અને ઘણી યે વાર રાજ્ય અને સર્વોપરિ સત્તા વચ્ચે લાંબા પત્રવ્યવહારનો વિષય બને છે. રાજાઓનાં આપખુદ ગેરવાજબી આચરણોને લીધે પ્રજાજનોને વ્યકિતગત રીતે ખૂબ જ દુઃખ અને કનડગત સહન કરવાં પડયાં હોય એવા સેંકડો દાખલાઓ અમે આપી શકીએ તેમ છીએ. હવે, રાજાઓ જેમ દાવો કરે છે તેમ, સર્વોપરિ સત્તા, જો આવા કિસ્સાઓમાં કંઇ ઇલાજનાં પગલાં લેવાનું બંધ કરે તો રાજસ્થાની પ્રજાને એકલા રાજાઓની દયા ઉપર જ નભવું પડશે. 'કોઇ પણ અન્યાય તેના નિવારણ વિનાનો હોઇ શકે નહિ' એ ન્યાયનું સૂત્ર રાજસ્થાનોને લાગુ પડતું નથી. આ સંજોગોમાં અમે એમ કહેવાની હિમ્મત કરીએ છીએ કે રાજાઓ અને સર્વોપરિ સત્તા વચ્ચેના ચાલુ સંબંધોના ફેરફારનો વિષય એ રાજાઓની એકની જ સાથે સંબંધ ધરાવતો વિષય નથી : પણ એનાથી જેને ઘણી જ ગંભીર અસર થાય છે એવા રાજસ્થાની પ્રજાજનોને પણ તેની

સાથે પ્રાણ–સંબંધ છે. આ બધાં કારણોએ અમે વિનતિ કરીએ છીએ કે રાજસ્થાની પ્રજાને આ કમીટી પાસે અગર તો આ સવાલ ઉપર વિચાર કરતી કોઇ પણ સત્તા પાસે પોતાના વિચાર રજુ કરવાની શકય રીતે સંપૂર્ણ તક મળવી જોઇએ; એટલું જ નહિ પણ સંધિઓ અને આ બધાં વર્ષોના રાજકીય વહીવટને પરિણામે સ્થાપિત થયેલા સર્વોપરિ સત્તા અને રાજસ્થાનો વચ્ચેના અત્યારના સંબંધમાં સૂચિત થતા ફેરફારો પરત્વે, એવા ફેરફારો અમલમાં આવે તે પહેલાં, તેમને (રાજસ્થાની પ્રજાને) વખતસર ખબર પણ મળવા જોઇએ.

## સારો વહીવટ અને સંધિ–હકકો

૯. અમે હવે આ તપાસના સૌથી મહત્ત્વના મુદ્દા ઉપર આવીએ છીએ. રાજાઓનો મૂળભૂત વાંધો એ છે કે તેમના સંધિ-હક્કો ઉપર લાદવામાં આવેલા રાજકીય વહીવટે તેમના એ હક્કો ઉપર ખૂબ કાપ મૂકયો છે અને કેટલીયે વાર તેનો ભંગ કર્યો છે. રાજાઓ સર્વોપરિ સત્તા પાસેથી આશા રાખે છે કે સંધિઓને આધારે તેમનાં રાજયોને મળતા જુદા જુદા હક્કો તેમ જ તેમના સ્વાભાવિક સર્વસત્તાધીશ તરીકેના હક્કો સાબૂત રહેશે અને તેનું સદા સન્માન થશે એવા કોલોનું તેણે પાલન કરવું જોઇએ.... આ બધા ઉપરથી દેખાય છે કે રાજાઓ તેમના સર્વોપરિ સત્તા સાથેના સંબંધોમાંથી ફલિત થતા અધિકારો અને હક્કોની વધારે સંતોષકારક વ્યાખ્યા મેળવવાના આશયથી આવી સ્થિતિની તપાસ માગે છે. રાજસ્થાનોની પ્રજા તરફથી અમે પણ આપની કમીટીના લક્ષ ઉપર એ વસ્તુ મૂકવાને એટલા જ આતુર છીએ કે રાજાઓએ, જે સંધિપત્રો ઉપર તેમનો બધો આધાર છે તે સંધિપત્રો મુજબ, તેમ જ રાજકીય સિદ્ધાન્તો અને શિરસ્તાઓના સદૈવ થતા જતા વિકાસ મુજબ, નિશ્ચિત ફરજો સ્વીકારી છે અને તેમના વંશની સ્થિરતા અને તેમના રાજયતંત્રના સાતત્ય માટે એ ફરજોનું પાલન થવું જોઇએ એ સૌથી પહેલી શરત છે. આ નિશ્ચિત ફરજોમાં, રાજાઓએ તેમનાં રાજયનો ચાલુ સુકાર-

ભાર કરવો જોઇએ અને તેમની પ્રજાનાં સુખ અને કલ્યાણને ઉત્તેજવાં જોઇએ—એ ફરજોનો સમાવેશ થાય છે. કેટલીક સંધિઓમાં આ પ્રકારનો સ્પષ્ટ ઉલ્લેખ થયેલો છે. દાખલા તરીકે પતીયાળાની સંધિમાં તેના તે વખતના રાજાએ સ્વીકાર્યું છે કે 'હું રૈયતના સુખ અને કલ્યાણને ઉત્તેજવા અને ન્યાય આપવા પરત્વે શ્રમ લેવામાં કચાશ રાખીશ નહિ.' કોલ્હાપૂર, પતીઆલા, પ્રતાપગઢ, રામપૂર, કુચબિહાર, જીંદ, કપુરથલા, નાભા, અગાઇગઢ, બેજાવર, બીલાસપૂર, ચંબા, ચરકરી, છત્રપૂર, ફરીદકોટ, મંડી સાથેની સંધિઓમાં આવી કલમો માલૂમ પડે છે.

ત્રાવણકોર સાથેની સંધિની નવમી કલમ તરફ પણ અમે આપનું લક્ષ નિમંત્રીએ છીએ. એ કલમ એમ છે કે 'વ્યાપારનો વિકાસ, વાણિજ્ય, ખેતી અને ઉદ્યોગને ઉત્તેજન, અગર તો રાજ્યના હિત અને પ્રજાના સુખની સાથે સંબંધ ધરાવનારા બીજા ગમે તે વિષયો પરત્વે સર્વોપરિ સત્તા તરફથી જે જે સલાહ મળે, તેના ઉપર લક્ષ આપવાને રાજા બંધાય છે.' રાજસ્થાનોના ઇતિહાસમાં રાજાઓને શાન્તિ જાળવવા અને બંડ શમાવવા સર્વોપરિ સત્તા તરફથી રક્ષણ આપવામાં આવ્યું છે. બીકાનેર રાજ્યનો ઇતિહાસ બતાવે છે કે એ રાજ્યમાં રાજાના ગેરવહીવટ સામે ઠાકોરોએ એક કરતાં વધારે વાર બળવો કર્યો છે અને ત્યારે ત્યારે તે બળવો બ્રિટિશ સરકારની મદદથી દાબી દેવામાં આવ્યો છે. પ્રકટ સંધિહક્કોથી સ્વતંત્ર રીતે, અને તે ઉપરાંત, સર્વોપરિ સત્તાને ગેરકારભાર અટકાવવાને હિન્દી રાજસ્થાનોની ઘટનાઓમાં દરમ્યાનગીરી કરવાનો જન્મસિદ્ધ હક્ક પણ છે જ. આ સંબંધમાં ૧૯૨૬ના માર્ચ મહિનાની ૨૭મી તારીખે નામદાર નિઝામને લોર્ડ રેડીંગે લખેલા કાગળનો અમે અહીં ઉલ્લેખ કરવાની રજા લઇએ છીએ. લોર્ડ રેડીંગ કહે છે કે : 'બ્રિટિશ સરકારને રાજસ્થાનોના આંતરિક કામકાજમાં દરમ્યાનગીરી કરવાનો હક્ક છે એ વસ્તુ બ્રિટિશ તાજની સર્વોપરિતામાંથી નીપજતાં અનિવાર્ય પરિણામોનો એક

બીજો દાખલો પૂરો પાડે છે. રાજાઓ વધતા ઓછા પ્રમાણમાં જે આંતરિક સર્વસત્તાધીશતા ભોગવે છે એ બધી સર્વોપરિ સત્તાની આ જવાબદારીના પાલનથી મર્યાદિત બને છે.'

અત્યારની સ્થિતિ સંબંધમાં આ આધારભૂત કેફીયત રજુ કર્યા પછી, એ વિષય ઉપર વધારે વિવેચન કરવું નિરર્થક છે. લોર્ડ કર્ઝને એક વખત કહેલું કે 'હિન્દી રાજસ્થાનોના રાજાઓને તેમની પ્રજા ઉપર ગેરકારભાર ચલાવવાનો કશો જ હક્ક નથી' આવી જ મતલબના આવા જ ઉદ્‌ગારો બીજા વાઇસરોયોએ કાઢ્યા છે. વડોદરાની ઘટનામાં, લોર્ડ નોર્થબ્રુકે અભિપ્રાય જાહેર કરેલો કે : '**બ્રિટિશ સત્તાથી સંરક્ષિત એવાં રાજ્યતંત્રનો ગેરકારભાર એ એવો ગેરકારભાર છે કે જેની જવાબદારી અમુક અંશે બ્રિટિશ સરકારને શિરે આવે જ છે. એટલે ગેરવહીવટવાળાં રાજસ્થાનોનું તંત્ર સુધારવું અને જૂલમ ટાળવો એ બ્રિટિશ સરકારનો હક્ક છે એટલું જ નહિ પણ તેની એ સ્પષ્ટ ફરજ છે.**' લોર્ડ સેલીસબરીએ ગાયકવાડ-મુકદ્દમા પર લખેલા ખરીતામાં જણાવેલું કે "અસાધ્ય ગેરવહીવટ પોતે જ રાજસત્તા ધરાવવા માટેની સંપૂર્ણ નાલાયકી છે. હિન્દી લોકોને જૂલમનીતિમાંથી રક્ષવાનું જે સર્વોપરિ કર્તવ્ય રાણી સરકારના શિર પર રહેલું છે, તેને આવા જાણીતા કિસ્સામાં સ્વીકારવાની તક રાણી સરકારે રાજીખુશીથી ઉઠાવી લીધી છે."

## સંબંધમાં ફેરફાર અને પ્રજાની સમ્મતિ

૧૦. આમ, સંધિપત્રો મુજબ તેમ જ રાજસ્થાનોની પ્રજાને સુકારભારની ખાત્રી આપવાના સર્વોપરિ સત્તાના જન્મસિદ્ધ હક્ક મુજબ, રાજાઓની તેમના રાજ્યનો સુકારભાર ચલાવવાની જવાબદારી સંબંધમાં જે વાસ્તવિક સ્થિતિ છે તે તરફ અમે આપનું લક્ષ નિમંત્રીએ છીએ. આ કમીટીને સર્વોપરિ સત્તા અને રાજ્યો ('રાજ્ય' શબ્દમાં, અમે આગળ બતાવ્યું છે તે મુજબ, રાજ્યની પ્રજાનો સમાવેશ થાય છે) વચ્ચે સંધિઓ,

કરારો, સનંદો, શિરસ્તાઓ અને બીજાં કારણોથી ઉપસ્થિત થતા સંબંધો સંબંધમાં અહેવાલ રજુ કરવાનું સોંપવામાં આવ્યું છે. અત્યારે રાજાઓ, સાચા સંબંધો શું હોવા જોઇએ અને સર્વોપરિ સત્તાનાં કાર્યોથી એ સંબંધોને કેવી રીતે બાધ પહોંચે છે એ આપની કમીટીને બતાવવા પ્રયત્ન કરી રહ્યા છે. રાજસ્થાનોની પ્રજાને પણ, સર્વોપરિ સત્તાના એ સ્થાનમાંથી તેમ જ સંધિપત્રોની સ્પષ્ટ કલમોમાંથી ફલિત થતી રાજસ્થાની પ્રજાને સુકારભારની ખાત્રી આપવાની જવાબદારી ભૂતકાળમાં કેવી રીતે અદા કરવામાં આવી છે, તેમ જ ભવિષ્યમાં સુકારભાર જાળવી રાખવા માટે અને પ્રજાના નૈતિક અને આર્થિક કલ્યાણને માટે કેવાં પગલાં લેવાવાની જરૂર છે એ બતાવવાનો પૂરેપૂરો હક્ક છે. અમે કહીએ છીએ કે જે રાજાઓ સંધિપત્રોથી સ્થાપિત થતા તેમના સ્થાન ઉપર સર્વોપરિ સત્તાએ આક્રમણ કર્યાની ફરિયાદ કરે છે તે રાજાઓ પોતે જ, એ જ સંધિઓથી, એ સંધિપત્રોની આસપાસ ઉપસ્થિત થયેલા શિરસ્તાઓ અને દાખલાઓથી, અને સર્વોપરિ સત્તાના સાર્વભૌમત્વની નીચે રક્ષિત રાજાઓ તરીકેના તેમના સ્થાનમાંથી પણ ફલિત થતી તેમની પ્રજા પ્રત્યેની જવાબદારીઓનું બરાબર પાલન કરવામાં નિષ્ફળ નીવડ્યા છે.

## ગેરવહીવટ ટાળવાનો જૂના યુગનો ઇલાજ

૧૧. અમારે આ સવાલની એક બીજી બાજુ પ્રત્યે પણ આપનું લક્ષ ખેંચવું જોઇએ. જૂના કાળમાં, કોઇ પણ રાજ્યના રાજાનો ગેરકારભાર અને સીતમ ટાળવાનો પ્રજાનો સામાન્ય ઉપાય જાહેર બળવો પોકારવાનો હતો. એશીયા અને યુરોપ બન્ને ખંડોમાં, પ્રત્યેક દેશમાં પ્રજાનો આ સર્વ–સ્વીકૃત અધિકાર છે. વાઇકાઉન્ટ બ્રાઇસનાં આ વિષય ઉપરનાં નિરીક્ષણો બહુ જ ઉચિત છે. તે કહે છે કે 'કાયદેસરના રાજકર્તાને તાબેદારી માગવાનો પ્રાથમિક હક્ક છે : પણ અમુક પ્રસંગોમાં એ હક્ક નાકબૂલ કરી શકાય છે અગર ફેંકી દઇ શકાય છે. રાજા, બંધારણથી મર્યાદિત ન થતી એવી તેની સત્તા એવી રીતે વાપરે કે જેથી તે વસ્તુતઃ જૂલમગાર બને; શાન્તિ, સલામતી અને

ન્યાય–કે જેને માટે રાજ્યતંત્રની હસ્તી છે–તેનો શત્ર બને: એ ઉપર કહ્યા પ્રસંગોમાંનો એક છે. આવા પ્રસંગે હવે સામાન્ય રીતે કબૂલ રાખવામાં આવે છે કે શહેરી તેની આજ્ઞાધારકતાની ફરજમાંથી છૂટો થાય છે; અને ફ્રેન્ચ વિપ્લવવાદીઓએ અને તેમના મિત્ર જેફરસને બળવાના જે પવિત્ર ધર્મને આચર્યો હતો તે ધર્મના પાલનનો જંગ મંડાવો જ જોઇએ. જ્યાં કોઇ પણ બંધારણસરના ઇલાજ શક્ય નથી ત્યાં, કાયદેસર રાજા જૂલ્મગાર બનીને અગર તો કાયદા વિરૂદ્ધ વર્તીને, પોતાની અને પ્રજાજનોની વચ્ચે યુદ્ધની સ્થિતિ ઉત્પન્ન કરે છે અને તેનો સામનો કરવો એ ધર્મ બને છે. એ સામનો કેટલો જોરદાર હોવો જોઇએ એ તેના ગુન્હાના પ્રમાણ ઉપર આધાર રાખે છે.' (બ્રાઇસ લિખિત 'સ્ટડીઝ ઇન હીસ્ટરી એન્ડ જ્યુરીસપ્રુડન્સ': પુસ્તક બીજું, પૃષ્ઠ ૫૪૪)

રાજાના ગેરકારભારની સામે બળવો જગાવવાના અને તેને ગાદીએથી ઉઠાડી મૂકીને અને બીજાં પગલાં લઇને રાજ્યક્રાન્તિ કરવાના પ્રજાના હક્કને હિન્દુસ્તાનના રાજકીય ઇતિહાસમાં નિશ્ચિત સ્વરૂપમાં કાયદેસર તરીકે સ્વીકારવામાં આવેલ છે. સર થોમસ મનરોએ એક પ્રસંગે કહ્યું છે કેઃ 'હિન્દુસ્તાનમાં ખરાબ રાજ્યતંત્રનો ઇલાજ શાન્ત રાજ્યક્રાન્તિમાં અગર તો પરહદની વિજયી ચડાઇમાં રહેલો છે. બ્રિટિશ લશ્કર તેની હાજરીથી, તે રાજાને પ્રત્યેક પરદેશી અગર આંતરિક શત્રુઓ સામે સિંહાસન ઉપર સુરક્ષિત રાખે છે તેથી, આવા ઇલાજના પ્રત્યેક અવકાશને ટાળી નાંખે છે. એ વસ્તુ રાજાને તેની સલામતી માટે અજાણ્યાઓ ઉપર આધાર રાખવાનું શીખવીને તેમ જ તેને તેની પ્રજાના ધિક્કારથી ડરવાનું કાંઇ કારણ નથી એવું બતાવીને પ્રમાદી બનાવી મૂકે છે.' ગાયકવાડ કેસમાં લોર્ડ સેલીસબરીએ પણ કહેલું કેઃ 'બ્રિટિશ સરકાર કે જેણે સરદારો અને રૈયતની તેમનાં દુઃખના નિવારણની સત્તા લઇ લીધી છે તે, કદિ ન સુધરી શકે એવા દુર્ગુણો ધરાવતા રાજાને તાબે રહેવાની તેમને (સરદારોને અને પ્રજાને) ફરજ પાડવામાં પોતાની સર્વોપરિ સત્તાનો ઉપયોગ કરે એ કોઇ રીતે વાજબી નથી.'

એશિયાટીક કવાર્ટર્લી રીવ્યુની અંદર (પુ. ૧૦, ૧૮૯૫, પાનું ૨૦૯) એક લેખકે પણ હિન્દમાં અંગ્રેજો આવ્યા પૂર્વેના જૂના સમયમાં અજમાવવામાં આવતા ઇલાજો વિષે આ જ પ્રકારનો અભિપ્રાય જાહેર કરેલો છે. હિન્દી રાજસ્થાનોના આંતરવહીવટમાં હસ્તક્ષેપ કરવાનું સર્વોપરિ સરકારને માટે કેટલી હદ સુધી ઉચિત છે, તે પ્રશ્ન પર ચર્ચા કરતાં એ લેખકે પ્રશ્નની આ બાજુ પર અંગુલિ-નિર્દેશ કર્યો છે. એ કહે છે: 'એટલું ધ્યાનમાં રાખવાનું છે કે બ્રિટિશ સાર્વભૌમત્વના પ્રારંભ-કાળથી માંડીને આ દેશના લોકોની પાસેથી આપણે આપખુદ અને જૂલ્મી રાજસત્તા સામેનો એકનો એક કાળજૂનો ઇલાજ, અર્થાત્ બળવો અને કત્લ કરવાનો અધિકાર છીનવી લીધો છે. આપણે દેશભરમાં સુલેહ શાંતિ જાળવનારી પોલીસ તરીકે હિન્દમાં વર્તન કરીએ છીએ, અને આપણું આ રક્ષણ તો રાજાઓના પંજામાં સપડાએલી પ્રજા કરતાં તો આ નિરંકુશ રાજાઓને જ વધુ લાભદાયક નીવડેલ છે. પરિણામ એ આવ્યું કે રાજાઓ વારંવાર અન્યાય, અત્યાચાર ગુજારી શકે છે, જ્યારે તે સામે પ્રજાને પ્રતિકારનું કશું સાધન નથી; કારણ કે એક બાજુથી આપણે પ્રજાને પોતાનો રોષ પ્રદર્શિત કરવાનો પ્રતિબંધ કરીએ છીએ, ને બીજી બાજુથી આપણે નિરંકુશ રાજ્યોના આંતરવહીવટને લગતી વાતોમાં દરમ્યાનગીરી કરવાની ના સંભળાવીએ છીએ.'

સર્વોપરિ સત્તાએ આ પ્રજાહક્ક પડાવી લીધો છે. રાજાઓને ખાત્રી છે કે રાજા ને પ્રજા વચ્ચેની અથામણમાં સાર્વભૌમ સત્તા તો સુલેહ શાંતિના સુરક્ષણને નામે હરગીજ અમારો જ પક્ષ કરવાની છે. આને પરિણામે રાજાઓ પ્રજા પ્રતિની પોતાની ફરજ ચૂકયા છે.

## 'કાયદાના રાજ્ય'નું નામ નિશાન નથી

૧૨. બીજી સર્વોપરિ મહત્વની વસ્તુ તે દેશી રાજ્યોમાં-થોડા અપવાદ સિવાય-કાયદાના શાસનના અભાવની છે. 'કાયદાનું રાજ્ય' એ શબ્દોની અંદર જે જથ્થાબંધ હક્કો, અધિકારો,

ને જવાબદારીઓનો સમાવેશ થાય છે તેનું લાંબું વિવરણ કર-
વાની અમને જરૂર નથી જણાતી. દેશી રાજ્યોમાં વ્યક્તિના
સ્વાતંત્ર્યની હસ્તી જ નથી. ને જો કોઇ વ્યક્તિને કેદ પકડવામાં
આવે છે, તો એને કેદમાં અટકાયત કરનાર અધિકારીની સામે
'હેબીઅસ કોરપસ' (શખ્સના જાનની સલામતી) ના કાયદાની
રૂઇએ કશો યે ઇલાજ નથી, કે નથી માલમિલકતની સલામતી.
ઘણાં ખરાં રાજ્યોમાં તો રાજ્યસત્તાની સામે તેની પોતાની ન્યાયની
અદાલતોમાં દાવો લાવી શકાય તેમ નથી. થોડા જ મહિના
પહેલાં બીકાનેરના મહારાજાએ જાહેર રીતે જણાવ્યું હતું કે
પોતાના રાજ્યના ન્યાયવહીવટની અંદર પોતે હજુ તો 'હેબી-
યસ કોરપસ'ના સિદ્ધાંતને દાખલ કરવાનો પ્રશ્ન વિચારી રહ્યા
છે. રાજસ્થાની પ્રજાને જાહેર સભા ભરવાના અથવા સંસ્થા
સ્થાપવાના હક્કો તો આપવામાં જ આવ્યા નથી. અને જો
કોઇ પણ સભા ભરવાની રજા આપવામાં આવે છે, તો
તેમાં ઘણાં બંધનો મૂકવામાં આવે છે. આના ઉદાહરણ
તરીકે અમે સમિતિનું ધ્યાન નવાનગર રાજ્યના સ્ટેટ ગેઝેટમાં
છપાયેલા નીચેના હુકમ તરફ ખેંચવા રજા લઇએ છીએ: "આ
ઉપરથી સર્વને ખબર આપવામાં આવે છે કે કોઇ પણ વ્યક્તિ,
સંસ્થા કે સમ્મેલને, રાજપ્રકરણી બાબતો પર પ્રથમથી પોલીટીકલ
સેક્રેટરીની રજા મેળવ્યા સિવાય જાહેર સભામાં ભાષણ આપવું
નહિ. ઉપરાંત કોઇ પણ જાતની રાજદ્વારી સભા ભરવી નહિ.
જેઓ આ હુકમ વિરૂદ્ધ વર્તશે તેઓની સામે કામ
ચલાવવામાં આવશે." (સ્ટેટ ગેઝેટ, પુસ્તક ૫૪, પાનું ૨૯૧,
તારીખ ૧૬-૨-૨૧, ઇં. ઓ. ઓ. નં. ૩૪) પરિણામ એ
આવે છે કે ઘણાં ખરાં રાજ્યોમાં સાચો પ્રજામત રૂંધાય છે, અને
અસંતોષનો દારૂ અંદરખાને ધકેલાય છે. એથી કરીને એ
કલંક-કથા તો સુપ્રસિદ્ધ છે કે રાજ્યોની હદમાં જાહેર સભા
ભરવાનો નિષેધ હોવાથી ઘણી ખરી પ્રજાપરિષદો રાજ્યોની
બહાર જ ભરાય છે. રાજ્યોમાં વર્તમાનપત્રો ઘણાં જ થોડાં છે.
તમામ દેશીમાં છાપખાનું એ તો સુશાસનનું એક મહાન સાધન

છે. પરંતુ તે જ સાધન અત્યારે ઘણાં ખરાં હિન્દી રાજસ્થાનોમાં હસ્તી ધરાવતું નથી, ને જ્યાં કોઇ ગણ્યાં ગાંઠયાં છાપાં હસ્તીમાં છે, ત્યાં કડકમાં કડક છાપખાનાના કાયદા ઘડાયા છે. પરિણામે દેશી રાજ્યોમાં રાજ્યતંત્રનાં કૃત્યો પર કશી ટીકા–ચર્ચા લગભગ અશક્ય જ છે. ઉપરાંત બ્રિટિશ હિન્દનાં જે છાપાં રાજ્યોના વહીવટ પર ટીકા કરે છે, તેને પણ વારવાર જપ્ત કરવામાં આવે છે ને તેના પ્રચારની મનાઇ થાય છે. આ બધી હકીકતો એટલી સુપ્રસિદ્ધ છે કે વધુ વિવરણની જરૂર નથી. પ્રજાના આવા જન્મસિદ્ધ હક્કો સ્વીકારવાની કાયમી ના પાડનાર કોઇ પણ રાજ્યમાં સારૂં રાજ્યતંત્ર સંભવી જ ન શકે એ અમારો નમ્ર મત છે. અને અમે સર્વોપરિ સત્તાને તેમ જ રાજાઓને ભાર મૂકીને કહીએ છીએ કે આ બધા હકકોને એક જાહેર ઢંઢેરા દ્વારા સ્વીકારવા જોઇએ, અને એનો ભંગ ન થવા બદ્દલની જરૂરી બાંહેધરી આપવી જોઇએ. ને આ હક્કો બક્ષવાની સાથેસાથ એ પણ સર્વોપરિ જરૂરી વસ્તુ છે કે જ્યારે જ્યારે રાજ્યકર્તા અથવા તેના અમલદારો એ હક્કનું ઉલ્લંઘન કરે ત્યારે ત્યારે એનો ફરજીયાત અમલ કરાવવાનું કાયદાનું તંત્ર પણ હસ્તીમાં હોવું જોઇએ. અત્યારે તો રાજાઓની ધારતી અથવા મહેરબાનીથી મુક્ત રહીને પોતાની આવી જાતની ફરજ બજાવનાર કોઇ પણ ન્યાયતંત્ર હયાતીમાં જ નથી. રાજ્યોની અંદર આવા સ્વતંત્ર ન્યાયતંત્રની સ્થાપના એટલી પ્રાથમિક મહત્ત્વની વસ્તુ છે કે એના વિના તો નાગરિકતાના જે નાનામાં નાના હક્કોની એનાયતની અમે માગણી કરી રહ્યા છીએ, તે કેવળ મશ્કરી જ બની રહેશે.

## શું સર્વોપરિ સત્તા એ રાજસ્થાનોની પ્રજા પ્રત્યે પોતાની ફરજ બજાવી છે?

૧૩. સમિતિએ વિચારવાનો પ્રશ્ન તો એ છે કે સર્વોપરિ સત્તએ દેશી રાજ્યોની પ્રજા પ્રત્યે આ સંધિઓ, કોલકરારો, સનંદો, શિરસ્તાઓ તેમ જ અન્ય કારણોથી ઉપસ્થિત થતી તથા

એ કારણોથી નિરાળી પોતાની ફરજો શું બજાવી છે? ને જો ભૂતકાળમાં એ ભૂલી હોય, તો પછી ભવિષ્યમાં પ્રજાના સુશાસન, સુખ અને આબાદીની સુરક્ષિત રાખવાની એની ફરજ વધુ સારી રીતે એ કેમ કરી અદા કરી શકે? આ સંબંધોની સર્વોપરિ સત્તાની જવાબદારીનો ઇન્કાર તો કદિ કરવામાં આવ્યો જ નથી, ઉલટું પ્રસંગોપાત એ જવાબદારીનો પ્રગટ સ્વીકાર સર્વોપરિ સરકાર તેમજ રાજાઓ બન્ને તરફથી કરવામાં આવેલ છે. અમે પણ એમ વિનતિ કરીએ છીએ કે તપાસમુદ્દાની રૂઇએ સમિતિ એટલું તપાસી કાઢવા બંધાયલી છે, કે પ્રજાને સુશાસન આપવાની પોતાની ફરજો રાજાઓએ અદા કરી છે કે નહિ? રાજસ્થાનોની પ્રજા ફરિયાદ કરે છે કે આ બે પ્રશ્નોની તપાસ કદિ પણ કરવામાં આવી નથી, અને સમિતિની ફરજ છે કે તેણે આ બે મહત્વના પ્રશ્નો પર પોતાના નિર્ણયો જણાવવા. તેમ જ આ જવાબદારીઓ ભવિષ્યમાં કઇ રીતે પૂરેપૂરી અદા થાય તેના રસ્તા બતાવવા.

આ સંબંધમાં અમે સમિતિનું ધ્યાન પતીઆલાના મહારાજાએ રાજ્યકર્તાની ફરજો ઉપર કરેલી જાહેરાત પર ખેંચવા માગીએ છીએ. એણે કહ્યું છે કે "રાજ્યકર્તાપણું તો હકકો અને જવાબદારીઓ ધરાવતો એક હોદ્દો છે. જવાબદાર શાસનનો આ એક સાચો હિન્દી ખ્યાલ છે, અને તેનો આદર થવાની જરૂર છે. આ એક એવા શાસનનો ખ્યાલ છે કે જેની અંદર દરેક પ્રજાજન રૂઢિ તથા ધર્મને અંગે સુરક્ષિત રહેતા પોતાના હકકો પિછાને છે, જેની અંદર રાજસત્તાના દરેક કાર્ય માટેની છેલ્લી મંજૂરી જાહેર મત જ આપે છે, અને એ જાહેર મત કોઇ પણ વખતે રાજતંત્ર પર સીધું ને તેથી દુર્દમ્ય દબાણ આણી શકે છે."

નામદાર મહારાજાએ હિન્દના "રાજ્યકર્તૃત્વ અને જવાબદાર રાજ્યતંત્ર" વિષેના આ ચિત્રની રેખાઓ જરા વધુ વિકસાવી હોત તો સારૂં થાત. આ બાબત એમનો પોતાનો ખ્યાલ ચાહે તે હોય, તેમ છતાં રાજાઓના કારોબારની પ્રજા પ્રત્યે રહેલી જવાબદારી પોતે કબૂલે છે તે જોઇ અમે રાજી થઇએ છીએ.

હિન્દી રાજાઓ બ્રિટિશ હિન્દ માટે સ્વરાજ્યના મજબૂતમાં મજબૂત હિમાયતીઓ બન્યા છે, અને તેમણે હિન્દને નવું બંધારણ આપવા માટે તેમ જ સાંસ્થાનિક સ્વરાજ્ય સ્થાપવા માટે વારંવાર વકીલાતો કરી છે. ૧૯૨૩ની શાહી પરિષદમાં અલ્વરના મહારાજાએ એક તેજસ્વી ભાષણ કરતાં કહ્યું હતું કે " જ્યારે અમારી અન્ય ભગિની પ્રજાઓ આત્મશાસનના નિશાન પર પહોંચી પણ ગઇ છે, ત્યારે શું એક અમારા જ દેશને સામ્રાજ્યના એક રાજભક્ત અંગ તરીકે અમારા સ્વરાજ્યના મુકામ તરફ આટલાં બધાં ધીરાં ડગલાં માંડવા તમે ફરજ પાડશો? સામ્રાજ્યના આત્મ-શાસિત સંસ્થાન તરીકેનું લક્ષ્ય સાધવાનું જે ભાવી તમે બ્રિટિશ સરકારે જ અમારે માટે પ્રગટપણે જાહેર કર્યું છે, તે ભાવી તરફ અમને પ્રેમપૂર્વક અને દિલસોજી સાથ શું તમે ડગલાં નહિ ભરાવો? શું અમારી પ્રગતિને ત્વરિત બનાવવા માટે તમારે બધું કરી છૂટવું છે કે હરકોઇ બહાનું બતાવીને અમારી ગતિને રૂંધી રાખી વિલંબાવવી છે? શું અમારે નસીબે પણ પેલા આયર્લાંડની માફક હજુ તમારી ભઠ્ઠીમાંથી સોંસરા નીકળવાનાં લાંબાં વર્ષો લખાયાં છે? ઝીંદગી ખતમ થતાં સુધી પણ પાળી આપવામાં ન આવે એવાં માત્ર જીભનાં ટેરવાનાં જ પોલાં વચનો આપવા માટે તો સારું જ આ સૃષ્ટિ પ્રભુએ નહોતી સરજી."

આ રીતે બ્રિટિશ હિન્દને માટે સ્વરાજ્યની સંસ્થાઓ આપવા વિષેની હિમાયત કરવી અને પોતાનાં જ રાજ્યોમાં આપખુદ તંત્ર અકબંધ ચાલુ રાખવું, એ બે જાતનાં વર્તનો પરસ્પર બંધબેસતાં નથી.

એક કરતાં વધારે વાર જગતનાં સંમેલનોમાં રાજાઓએ આવી જે ભવ્ય ભાવનાઓ અને ઉત્કૃષ્ટ આદર્શોને વ્યક્ત કરેલ છે, તેની વ્યવહારૂ સાબીતી રાજાઓએ હવે તો આપવી જોઇએ. ખરેખર જાણે કે તેઓ એમ કરવા તૈયાર હોય તેવું દિસે છે. પતીઆળાના મહારાજાએ તાજેતરના એક પ્રસંગે એક અંગ્રેજ શ્રોતાસમૂહને જણાવ્યું હતું કે "જે જે રાજ્યોમાં પ્રજાએ

ચાલુ શાસનપદ્ધતિને સ્થાને પશ્ચિમનું તંત્ર દાખલ કરવાની ઇચ્છા બતાવી છે, તે તે રાજ્યોમાં રાજાઓએ તેમ કર્યું છે, બાકી તો જ્યાં જ્યાં આ તંત્રનું પરિવર્તન થયું નથી તે પૈકી ઘણાંક રાજ્યોમાં તો એ ન થવાનું કારણ પ્રજાની પોતાની ઇચ્છા વર્તમાન પદ્ધતિમાં ફેરફાર કરવાની નથી પ્રદર્શિત થઇ તે જ છે. " રાજ્યોમાં ચાલતી શાસનપદ્ધતિમાં પરિવર્તન કરવાની આ ઇચ્છા તો રાજસ્થાની પ્રજાની અનેક પરિષદોની અંદર અનેક પર્વોથી ઉગ્ર ચર્ચાનો વિષય બનતી આવી છે, અને આ સંબંધે પ્રજાની ખરી ઇચ્છા શી છે તેનાથી મહારાજા અજાણ તો હોઇ શકે જ નહિ.

## રચનાત્મક દરખાસ્તો

૧૪. અમે જણાવીએ છીએ કે મુંબાઇમાં મળેલી સર્વરાજસ્થાન પ્રજાપરિષદે પોતાની ઇચ્છા અસંદિગ્ધ શબ્દોમાં પ્રદર્શિત કરેલી છે. પરિષદે દેશી રાજ્યોના રાજ્યકર્તાઓ પાસે માગણી કરી છે કેઃ

(अ) સ્થાનિક સ્વરાજ્યના ક્ષેત્રમાં તેમજ કાયદાના ઘડતરમાં, કર નાખવામાં અને એકંદર રાજ્યકારોબારનું નિયમન કરવામાં, રાજ્યોની અંદર વરણીના ધોરણે પ્રજાપ્રતિનિધિ સંસ્થાઓ સ્થાપવી જોઇએ.

(ब) રાજ્યોનાં અંદાજપત્રો પ્રજા પ્રતિનિધિ સભાઓ પાસે મૂકાવાં જોઇએ.

(क) રાજ્યની મહેસૂલને રાજાઓના અંગત ખર્ચથી અલાયદી કરવી અને રાજાનાં અંગત સાલીઆણાં પણ પ્રજાસભાઓના મત માટે રજૂ થવાં જોઇએ. અને

(ड) ન્યાયતંત્ર તદ્દન સ્વતંત્ર જોઇએ. ન્યાય અને કારોબારી તંત્રો દરેક રાજ્યમાં તદ્દન નોખાં પાડવાં જોઇએ અને ન્યાય-કારોબારમાં રાજાની દરમ્યાનગીરી બીલકૂલ બંધ પડવી જોઇએ.

આ બધા પ્રસ્તાવો મૂકવામાં અમારે વિષે એમ ન સમજાવું જોઇએ કે અમે સ્થાનિક પરિસ્થિતિઓનો વિચાર કર્યા વિના અણિ-

શુદ્ધ બ્રિટિશ હિન્દના તંત્રની નકલ કરવાનું સૂચવવા બેઠા છીએ. પરંતુ એટલું તો અમે કહીએ છીએ કે હિન્દી રાજસ્થાનોનું રાજ્યતંત્ર પ્રજાકીય ધારાસભાને જવાબદાર રહે એ સિદ્ધાન્તનો ચોક્કસ સ્વીકાર તો થવો જ જોઇએ. રાજવી-સંસ્થાની અખંડતાની સાથે બંધબેસતો એવો રાજ્યવહીવટ ઉપર પ્રજાકીય અંકુશનો સિદ્ધાન્ત સ્પષ્ટમાં સ્પષ્ટ રીતે સ્થાપિત થઇ જવો જોઇએ.

અમારે એમ પણ કહેવું પડે છે કે સર્વોપરિ સત્તા પોતાની દરમ્યાનગીરીને વાજબી ઠરાવવા જેટલી હદ સુધી રાજસ્થાનોના આંતરવહીવટનો સડો એકઠો જ થવાની રાહ જોયા કરે, તો તેમ કરવામાં એ પ્રજા-કલ્યાણની ને સુશાસનની જવાબદારીનું પાલન નથી કરતી એ સ્પષ્ટ વાત છે. રાજસ્થાની પ્રજાનું સુશાસન સંભાળવાની આવી પદ્ધતિથી તો પ્રજાને વર્ષોનાં વર્ષો સુધી અતિ ગંભીર હાડમારીઓ સહન કરવી પડે છે. માટે જ અમે કહીએ છીએ કે સર્વોપરિ સત્તાને કોઇ નવી નીતિ અખત્યાર કરવાની જરૂર છે. અને રાજસ્થાની પ્રજા પ્રતિની જવાબદારી અદા કરવાનો એક માર્ગ તો એ છે કે પ્રજાના ચૂંટેલા પ્રતિનિધિઓની બનેલી ધારાસભાને પોતાનું કારોબારી તંત્ર અધીન બનાવી દેવાના સિદ્ધાંતનો સ્વીકાર કરી લેવા માટે સર્વોપરિ સરકારે રાજાઓ ઉપર દબાણ લાવવું જ જોઇએ.

રાજાઓનાં સિંહાસનોની સ્થિરતા પ્રાપ્ત કરવાનો, તેઓની પ્રજાની વફાદારી ટકાવવાનો, અને તેઓનાં રાજ્યોની પ્રગતિ અબાધિત રાખવાનો સરસ માર્ગ તો એ જ છે કે જવાબદાર રાજ્યતંત્રના આદર્શની હિમાયત કરતું એક જાહેરનામું નામદાર શહેનશાહના નામથી પ્રકટ કરવું ઘટે છે. એ જાહેરનામું જ રાજસ્થાનોની પ્રજા પ્રત્યેની સર્વોપરિ સત્તાની જવાબદારી અદા કરવાનું ફલદાયી પગલું નીવડવાનું. અને આવા શાહી ઢંઢેરાનો માર્ગ સૂચવવામાં કમીટીએ પોતાની કાર્યમર્યાદાનો જરા પણ અતિક્રમ કર્યો નહિ ગણાય એની અમે ખાત્રી આપીએ છીએ.

## દરમ્યાનગીરીની સત્તાઓ

૧૫. આ સ્વાભાવિક રીતે, રાજસ્થાનોની આંતરિક બાબતોમાં દરમ્યાનગીરી કરવાની સર્વોપરિ સત્તાની અત્યારની સત્તાઓના સામાન્ય સવાલ ઉપર લાવે છે. દરમ્યાનગીરીની આ સત્તા જે સામાન્ય સિદ્ધાન્તો મુજબ અત્યારે ભોગવાય છે તે સિદ્ધાન્તોનો સાર વ્યાપક રીતે હૈદ્રાબાદના નામદાર નિઝામને લોર્ડ રીડીંગે લખેલા પત્રમાં થયેલી જાહેર ઉદ્‌ઘોષણામાં આવી જાય છે. આ સિવાય, દરમ્યાનગીરીની આ સત્તાઓનું અત્યારે નિયમન કરતા સિદ્ધાન્તો રાજાઓની કે રાજસ્થાની પ્રજાની જાણમાં નથી. સર્વ રાજસ્થાન પ્રજાપરિષદના અભિપ્રાય મુજબ, રાજસ્થાનોની આંતરિક બાબતોમાં દરમ્યાનગીરી કરવાની અત્યારની નીતિ કોઇ ચોક્કસ સિદ્ધાન્તો ઉપર રચાયેલી નથી. તેની અચોક્કસાઇ, તેનું અમર્યાદપણું, તેનું અનિયંત્રિતપણું, રાજસ્થાનોની પ્રજા અને તેમના રાજાઓ ઉપર ગંભીરમાં ગંભીર હાડમારીઓ વીતાવવાનું સાધન બનેલાં છે. આ દરમ્યાનગીરી હંમેશાં હિન્દી સરકારની સંપૂર્ણ મુખ્યત્યારી અને તેની પોતાની મરજી મુજબ જ કરવામાં આવેલ છે. આવી દરમ્યાનગીરી, અમારા અભિપ્રાયે, પ્રજાના હક્કો સલામત કરવા અર્થે અગર તેના વિકાસ અર્થે કદિ થઇ નથી. અને અમે માગણી કરીએ છીએ કે જે નિયમો મુજબ આ દરમ્યાનગીરી કરવામાં આવે છે તે નિયમોની સ્પષ્ટ વ્યાખ્યા થવી જોઇએ, તેમને સુવ્યવસ્થિત સ્વરૂપ આપવું જોઇએ અને તે પ્રસિદ્ધ થવા જોઇએ.

મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ અહેવાલ, તેના ૩૦૯મા ફકરામાં, ગંભીર દરમ્યાનગીરીનો પ્રસંગ ઉભો કરતા કિસ્સાઓમાં વાઇસરોયને સલાહ આપવા ખાસ તપાસ-પંચો નીમવાનો પ્રબંધ કરે છે. પણ આવા કિસ્સાઓ મુકાબલે ભાગ્યે જ બને છે.

જો આ કમીટી રાજસ્થાનોની આંતરિક બાબતોમાં કરવાની દરમ્યાનગીરીને-પછી એ દરમ્યાનગીરી પ્રજાકીય હિતને માટે હોય કે સામ્રાજ્યના હિતને માટે હોય-નિયમબદ્ધ કરવા અમુક

તંત્ર હોવાની આ અનિવાર્ય જરૂરત ઉપર ભાર મૂકશે તો જ રાજસ્થાનો (એટલે કે રાજાઓ અને પ્રજા) અને સર્વોપરિ સત્તા વચ્ચેના સંબંધોની પુનર્રચના સફળ થશે. અમે માનીએ છીએ કે કમીટીનો પહેલો નિર્ણય એમ થવો જોઇએ કે 'બન્ને કારણોએ (પ્રજાકીય અને સામ્રાજ્યના હિતના કારણોએ) દરમ્યાનગીરી કરવાની જરૂર પડે; અને સંધિઓ અને બંધનખતો આવી દરમ્યાનગીરીનો વિચાર કરે છે અને તે સ્વીકારે છે. પણ તે દરમ્યાનગીરી અમુક આવા આવા કિસ્સાઓમાં થશે, બીજામાં નહિ, વગેરે.' અમે વિશેષ એમ જણાવીએ છીએ કે દરમ્યાનગીરીના આ મર્યાદિત સ્વરૂપના ભોગવટા માટે રીતસરની કાર્યવાહી નક્કી થવી જોઇએ, નહિ તો તે હક્કના દુરૂપયોગ સામે કોઇ રક્ષણ નહિ રહે દરમ્યાનગીરીનાં ક્ષેત્રો અને પ્રસંગોની વ્યાખ્યા થઇ હોય તો પણ, જ્યાં સુધી એ વ્યાખ્યાઓનો ઉપયોગ કરવા અને તેનું ઉલ્લંઘન નથી થતું તે જોવા નિયમબદ્ધ અને સામાન્ય રીતે સ્વીકારાયેલું તંત્ર ન હોય ત્યાં સુધી, આવી વ્યાખ્યાઓ થોડી જ ઉપયોગી થશે. જેની સામે વાંધો છે તે દરમ્યાનગીરીનો સૈદ્ધાન્તિક હક્ક નહિ, પણ તે હક્કના ભોગવટાની ખરેખરી અને અનિયંત્રિત પદ્ધતિ. જેવી રીતે દરમ્યાનગીરીનો હક્ક બંધારણપૂર્વકનો છે, તેવી જ રીતે તે હક્કનાં સાધન અને કાર્યવાહી પણ બંધારણપૂર્વકનાં જોઇએ. સર્વોપરિ સત્તાની દરમ્યાનગીરીને નિયમબદ્ધ બનાવનારૂં આ બંધારણીય તંત્ર કેવી રીતે સ્થાપવું જોઇએ અને તેનો કાર્યવ્યવહાર કેવી રીતે ગોઠવવો જોઇએ—એ પ્રશ્નો કાળજીપૂર્વકની વિચારણા માંગે છે. પણ કમીટીએ આવા તંત્રની જરૂરત સ્પષ્ટ કરવી જોઇએ એ તો નિઃશંક છે. સર્વોપરિ સત્તાના દરમ્યાનગીરીના હક્કનો સદંતર ઇન્કાર નહિ કરી શકાય; તેમ જ તેના પ્રતિનિધિઓને ઇચ્છા મુજબ દરમ્યાનગીરી કરવાનો અમર્યાદિત પરવાનો છે એમ નહિ કહી શકાય; ખરી વાત એ છે કે દરમ્યાનગીરીને મર્યાદાબદ્ધ, વ્યાખ્યાબદ્ધ અને સંપૂર્ણપણે બંધારણપૂર્વકની બનાવવા માટે સ્પષ્ટ સીમાઓ બાંધવાની જરૂર છે. આ દરમ્યાનગીરી જેટલી બંધારણ-

પૂર્વકની અને સંગીન થશે, તેટલા પ્રમાણમાં રાજસ્થાનોનો સર્વોપરિ સત્તા ઉપરનો બોજો ઓછો બનશે.

## બંધારણીય તંત્રની જરૂરત

૧૬. તપાસ-મુદ્દના આ ભાગ ઉપર અમારાં નિરીક્ષણો પૂરાં કરતી વેળા, હિન્દી સરકારના રાજપ્રકરણી ખાતાના અંકુશ નીચેના રાજપ્રકરણી અમલદારોના તંત્ર દ્વારા આવા પ્રશ્નોની છણાવટ કરવાની અત્યારની પદ્ધતિને અમે સખ્તમાં સખ્ત રીતે ધિક્કારી કાઢીએ છીએ. આ અમલદારોમાંના કેટલાકના સારા કાર્યની કદર કરવામાં અમને જરા યે સંકોચ નથી, પણ અમે એમ કહીએ છીએ કે આખી પદ્ધતિ જુનવાણી અને અનુચિત છે. સર્વોપરિ સત્તાની દરમ્યાનગીરીની આવશ્યકતા ઉભી કરનારા કિસ્સાની તપાસની અત્યારની પદ્ધતિ એકદમ અસંતોષકારક છે. એ તપાસ જાહેર માટે ઉઘાડી નથી અને તે બંધ બારણાં પાછળ ચાલે છે. આવી તપાસ દરમ્યાન રાજાને કે પ્રજાને રજૂ થવાની અને મદદ કરવાની કશી જ તક મળતી નથી. આ સંજોગોમાં, દરમ્યાનગીરી ધંગધડા વગરની અને અનિયમિત હોય છે અને તેનું વાજબીપણું હંમેશાં સ્પષ્ટ હોતું નથી તેમ તે બતાવવાનો પ્રયત્ન પણ થતો નથી. પરિણામ એ આવ્યું છે કે દરમ્યાનગીરીનો એક પણ કિસ્સો એવો નથી કે જેણે એવા સંશયને જન્મ ન આપ્યો હોય કે 'તે રાજાને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અગર તેને રાજત્યાગ કરવાની ફરજ પાડવામાં આવી અગર તેની સખ્ત ઝાટકણી કાઢી નાંખવામાં આવી, તેનું ખરૂં કારણ એ નહિ કે તે તેની પ્રજા ઉપર જૂલ્મ કરતો હતો, પણ તેનું ખરૂં કારણ એ કે તે બ્રિટિશ સરકારને પૂરતી રીતે નમતો ભજતો ચાલતો નહોતો.' આ સંશય કદિ દૂર નહિ થાય, કારણ સરકારે લીધેલા પગલા માટે તે કદિ જાહેરમાં કારણો નહિ આપે; તે કદિ આ નિર્ણયમાં પરિણમનારાં સંજોગોને પ્રકાશમાં નહિ મૂકે અથવા તો તેનાં વચનોનાં સમર્થનમાં

બધી જુબાનીઓ પ્રસિદ્ધ નહિ કરે. આમ, જો બધી હકીકતો જાણવામાં આવે, તો જે કિસ્સા પરત્વે દરમ્યાનગીરીનું વાજબીપણું સંપૂર્ણ રીતે પૂરવાર થાય તે કિસ્સામાં પણ સરકાર કોઇ દિવસ જાહેર પ્રજામતનો ટેકો મેળવતી નથી. એટલે એ એકદમ જરૂરનું છે કે દરમ્યાનગીરીની નીતિ મુકરર માર્ગ મુજબ જ ચાલવી જોઇએ: અને રાજાને પોતાને તેનાં દુષ્કૃત્યોની ખાત્રી કરાવ્યા વિના કોઇ રાજા સામે કંઇ જ પગલાં નહિ લેવાવાં જોઇએ. આ હેતુ માટે, એ જરૂરનું છે કે અત્યારની ગુપ્તપણાની પદ્ધતિ ચોક્કસપણે ત્યજાવી જોઇએ, કશું જ ખાનગી નહિ હોવું જોઇએ, અને રાજાને જરૂરનું દફતર પ્રાપ્ય બનવું જોઇએ. રાજાને, અલબત્ત અમુક લવાદપંચ પાસે, પોતાનો બચાવ કરવાની તક મળવી જ જોઇએ. અમે એક વસ્તુ કે જે રાજાઓને કદાચ નિરર્થક ગણી કાઢવાનું ગમે તે, ખુબ ભાર દઇને કહેવા માગીએ છીએ: તે વસ્તુ એ કે રાજસ્થાનોની પ્રજા, કે જેના હિતમાં સ્પષ્ટ રીતે આ પગલું લેવાતું હોય છે, તેને રાજાઓની વિરૂદ્ધ જુબાની આપવાની એટલી જ પૂરેપૂરી તક મળવી જોઇએ કે જેટલી રાજાઓને પોતાનો બચાવ કરવાની મળે: અને એ કારણે પ્રજાને દફતર પણ એટલા જ પ્રમાણમાં સુપ્રાપ્ય બનવું જોઇએ કે જેટલા પ્રમાણમાં તે રાજાને સુપ્રાપ્ય હોય.

અમે એમ સૂચવીએ છીએ કે રાજાઓના કુશાસનના મામલાની તપાસ કરવાનું તંત્ર, પ્રજાસંઘ (લીગ ઓફ નેશન્સ) જે પદ્ધતિએ પોતાના શાસનમાં સુપ્રત થયેલાં શાસિત (મેન્ડેટરી) રાજ્યો પાસે પોતાના શાસનના કરારોનું પાલન કરાવી રહ્યું છે તે પદ્ધતિએ મુકરર થવું જોઇએ. મજકુર પદ્ધતિની અંદર બેશક કેટલાક ફેરફારો કરવાના જરૂરી લાગશે, છતાં એકંદરે તો અમને એ અનુકૂળ જણાય છે.

શાસિત દેશોના રાજ્યવહીવટ ઉપર પ્રજાસંઘ જે સામાન્ય નિરીક્ષણ-કાર્ય કરે છે, તેનાં મુખ્ય અંગો તો તમારી કમીટી પણ જાણતી હશે કે આ પ્રમાણે છે:

(૧) દરેક તાબેદાર રાજ્ય પાસેથી એ વાર્ષિક રીપોર્ટ મગાવે છે, અને તે રીપોર્ટો ઝીણી તપાસ માટે 'મેન્ડેટ કમીશન' નામના એક કાર્યદક્ષ મંડળને સુપ્રત કરે છે. આ કાર્યદક્ષ મંડળની અંદર અશાસિત દેશોના જ સભ્યોની બહુમતિ જોઇએ, અને તેમાંનો કોઇ પણ સભ્ય સરકારી અધિકારી ન જોઇએ, કે જેથી કરીને તેઓનું નિષ્પક્ષપાતપણું સચવાઇ રહે.

(૨) આ કમીશન દરેક રાજ્યનો રીપોર્ટ તે તે રાજ્યના પ્રતિનિધિની રૂબરૂમાં જ તપાસે છે, અને મજકુર પ્રતિનિધિની સખ્ત ઉલટ તપાસ કરે છે.

(૩) તે પછી કમીશનનો રીપોર્ટ શાસિત રાજ્યને જે કાંઇ હકીકતો કહેવાની હોય તેને શામિલ રાખીને પ્રજાસંઘની કાઉન્સીલ પાસે મોકલાય છે.

(૪) તે પરથી કાઉન્સીલ પોતાના સ્વતંત્ર નિર્ણયો ઘડે છે, અને એ નિર્ણયો પર એસેમ્બ્લીની અંદર દુનિયાની તમામ રાજસત્તાઓની હાજરીમાં ચર્ચા થાય છે.

(૫) આ શાસિત રાજ્યોની પ્રજાને-બલ્કે બહારના અજાણ્યા માણસોને પણ કમીશન પાસે ફરીઆદ લઇ જવાનો અધિકાર છે, કે જે ફરીઆદ કમીશન ઉપર પોતાના તત્સંબંધી અભિપ્રાય સાથે મોકલી આપવા પ્રત્યેક શાસિત રાજ્ય બંધાયેલું હોય છે.

આ રાષ્ટ્રસંઘને પોતાના નિર્ણયો પાછળ જે પીઠબળ છે. તે કરતાં તો બેશક ઘણું વધુ જબ્બર પીઠબળ આ હિન્દી રાજ્યો અંગેના પોતાના નિર્ણયો પરત્વે બ્રિટિશ સરકાર ધરાવે છે. અને તેમ છતાં પણ, બ્રિટિશ સરકાર પોતાની વર્તમાન પદ્ધતિએ હિન્દી રાજ્યોની આપખુદી ઉપર જે નિયમન-સત્તા આજ પર્યન્ત અજમાવી શકી છે અથવા હવે પછી અજમાવી શકશે, તે કરતાં વધુ મોટી નિયમન-સત્તા આ રાષ્ટ્રસંઘ પોતાના શાસિત રાજ્યોની લૂંટારૂ વૃત્તિ ઉપર વાપરી શકે છે તે આ ખુલ્લે બારણે ચર્ચા કરવાની પ્રથાને જ આભારી છે. આ સંબંધે લક્ષમાં લેવા લાયક મુદ્દા નીચે મુજબ છે:

(૧) સુશાસનનાં અમુક મૂળતત્ત્વો તો મુકરર જ કરવાં જોઇએ અને એના ભંગની મનાઇ થવી જોઇએ. આ મૂળતત્ત્વો સાદામાં સાદા પ્રકારનાં હોવાં જોઇએ. આ મૂળતત્ત્વો, પ્રજાસંઘે જે મૂળતત્ત્વો પોતાના શાસિત દેશોનાં પછાત પ્રજાજનોનું સુશાસન સુદૃઢ કરવા માટે સ્વીકારેલાં છે, તેને જ મળતાં બનશે.

(૨) દરેક રાજ્યે પોતાના વહીવટનો વાર્ષિક અહેવાલ હિન્દી સરકારને પેશ કરવો જ જોઇએ, અને તે અહેવાલો સુશાસનના નિર્ણીત કરેલા મૂળતત્ત્વોનો કેટલો કેટલો અમલ કરવામાં આવ્યો તે ઉલ્લેખને ધોરણે ઘડાયેલા હોવા જોઇએ.

(૩) હિન્દી સરકારે ઉક્ત અહેવાલોને અભરાઇ પર પણ ન ચડાવવા, તેમ જ પરબારા તે પરથી કાંઇ પગલાં પણ લેવા ન દોડવું; પરંતુ સરકાર અથવા રાજા બેમાંથી એકેયના સાથે સંબંધ ન ધરાવતા તટસ્થ માણસોના બનેલા કાર્યદક્ષ મંડળને વિગતવારની બારીક તપાસ માટે સુપ્રત કરવા જોઇએ.

(૪) આ મંડળ, કે જેને આપણે 'સ્ટેટોની કાઉન્સીલ' કહીએ, તેણે આ પ્રત્યેક અહેવાલ, તે તે રાજ્યના સત્તાધાર પ્રતિનિધિની સમક્ષ ચર્ચવો જોઇશે, અને એ પ્રતિનિધિ વિશેષ જોઇતી હકીકતો પૂરી પાડશે.

(૫) આ કાઉન્સીલને આ ઉપરાંત રાજ્યોની પ્રાતિનિધિક ધારાસભાઓમાં થયેલી ચર્ચાઓથી તેમ જ બીજી લાગતી વળગતી ઉપયોગી વિગતોથી પણ વાકેફ કરવી પડશે, અને એ પોતાને ઉચિત લાગ્યા મુજબ કોઇ પણ બાબત પર રાજ્યના પ્રતિનિધિને પ્રશ્નો કરી શકશે.

(૬) લાગતાં વળગતાં તમામ રાજ્યના પ્રજાજનોને પણ પોતાના રાજ્ય વિરૂદ્ધ આ કાઉન્સીલ પાસે પોતાની રાજ્યસત્તા દ્વારા ફરીયાદ કરવાનો હક્ક રહેશે. અને મજકુર રાજ્યસત્તાએ પોતાને કાંઇ ખુલાસો કરવો હોય તે સાથે રાખીને ફરીયાદ કાઉન્સીલ તરફ રવાના કરવી પડશે.

(૭) જરૂર જણાશે ત્યારે સ્થાનિક તપાસ માટે મજકુર કાઉન્સીલ પ્રત્યેક રાજ્યમાં જઇ શકશે અને મેન્ડેટ કમીશન માટે પ્રસ્તાવ થયેલો છે તે મુજબ તે કાઉન્સીલ પણ જુદાં જુદાં રાજ્યોમાં પોતાના એજન્ટો રાખી શકશે.

(૮) આરોપોને લગતાં તેમ જ કહેવાતી ફરીયાદોને લગતાં કાગળીયાં રાજ્યસત્તાને તેમ જ રાજ્યની પ્રજાને લભ્ય બનવાં જોઇશે.

(૯) તે પછી સરકારે કાઉન્સીલનો રીપોર્ટ વિચારમાં લેવાનો અને શું પગલું ભરવાનું છે તે નિર્ણય કરવાનો રહેશે.

(૧૦) આ પગલું જો એક બાજુ રાજહક્કોનું ઉલ્લંઘન કરનારૂં જણાય, તેમ જ જો બીજી બાજુ સર્વોપરિ સત્તાની જવાબદારીનું ઉત્થાપન કરનારૂં જણાય, તો તેની અપીલ એક ખાસ બંધારણપૂર્વકના ન્યાયપંચ પાસે થઇ શકશે, અને આવી અપીલની સગવડ લાગતાવળગતા રાજાને તેમ જ પ્રજાને સમાન પ્રમાણમાં મળવાનું ઠરાવવું પડશે.

આવો શિરસ્તો ત્રણે પક્ષોને માટે ન્યાયપુરઃસરનો ગણાશે, અને ત્રણેને હિતકર થઇ પડશે. અત્યારે તો ફક્ત તેમાંના બેની જ, એટલે કે બ્રિટિશ સરકારની તથા હિન્દી રાજાઓની જ ગણના કરવામાં આવે છે, જ્યારે ત્રીજા સહુથી વધુ મહત્વના પક્ષની, એટલે કે રાજ્યોની પ્રજાની તો સદંતર ઉપેક્ષા જ થઇ રહી છે. માત્ર બ્રિટિશ હિન્દ અને રાજસ્થાની હિન્દના રાજ્યકર્તાઓની જ વચ્ચેની ખાનગી વાટાઘાટમાંથી નીપજતો, અને જેના હિતની સર્વોપરિ ગણના થવી જોઇએ તેવા જનસમુદાયના કલ્યાણના પ્રશ્નને અવલંબીને ન લાવવામાં આવતો એવો કોઇ પણ નિકાલ સંતોષકારક અથવા સ્થાયી નથી જ થવાનો.

## સીધા સંબંધનો સિદ્ધાંત

૧૭. છેલ્લે અમે કહેવા માગીએ છીએ તે મુદ્દો તો હિન્દમાં ઉગ્ર વિવાદનો વિષય બની ગયેલ છે. એ મુદ્દો તે રાજાઓના સંબંધો બ્રિટિશ હિન્દની સરકારને બદલે સીધા ઇંગ્લાંડના તાજ

સાથે હોવાના રાજપક્ષેથી રજૂ થયેલા દાવા વિષેનો છે. આ પ્રસ્તાવ રાજાઓએ તેમજ એમના ધારાશાસ્ત્રી સર લેસ્લી સ્કોટે બન્નેએ પેશ કરેલ છે. બીજી બાજુ હિન્દના સુવિખ્યાત ધારાશાસ્ત્રીઓ સર તેજ બહાદુર, પં. મોતીલાલ નેહરૂ, સર પી. એસ. શિવ આયર, કે જેઓ હિન્દના બંધારણવિષયક કાયદામાં પ્રખર પ્રમાણભૂત વ્યક્તિઓ છે, તેઓએ મત આપ્યો છે કે ઉપર કહ્યો તે પ્રસ્તાવ ઇતિહાસ તેમજ કાયદા બન્નેની દૃષ્ટિએ ટકી શકે તેમ નથી. સર્વપક્ષ પરિષદના અહેવાલનું પ્રકરણ પાંચમું, કે જેમાં આ વિષય છણાયો છે, તે તરફ તેમજ સર પી. એસ. શિવસ્વામી આયરે લખેલા હિન્દના બંધારણીય પ્રશ્નો પરના પુસ્તક તરફ પણ અમે માનપૂર્વક આ સમિતિનું ધ્યાન ખેંચીએ છીએ. જો સમિતિ આ પ્રશ્ન પર નિર્ણય લેવાની હોય, તો આ વિષય પર અમારા વિચારો વ્યક્ત કરવાની અમારી ફરજ છે. અમારો મત મુંબાઇમાં ભરાયેલી સર્વ રાજસ્થન પ્રજા-પરિષદમાં થયેલા નીચેના ઠરાવમાં સમાએલો છે : "હિન્દી સરકારથી તદ્દન સ્વતંત્ર રીતે સીધા બ્રિટિશ તાજ સાથે જ પોતાના સંધિ-કરારો હોવાનો જે દાવો રાજાઓએ રજૂ કર્યો છે, તે તદ્દન જ પાયા વગરનો છે, અને સમગ્ર હિન્દની સ્વરાજ્ય-પ્રાપ્તિની આડે અંતરાયરૂપ થનારો છે."

નેહરૂ સમિતિએ જણાવ્યું છે તે પ્રમાણે રાજાઓએ રજૂ કરેલો આ દાવો એવું સૂચવનારો છે કે "તાજ તરફથી સુપ્રત થયેલો કહેવાતો અધિકાર આજ દિવસ સુધી ભોગવતી આવેલી ભૂત તેમજ વર્તમાનની હિન્દી સરકારો તો હિન્દી રાજાએને તેમજ હિન્દી રાજ્યોને માન્ય હતી ને છે; પરંતુ હિન્દની ભવિષ્યની સરકાર, જો તે સંસ્થાનિક સ્વરાજ્યના પ્રકારની બનવાની હશે તો, તેઓને માન્ય નથી. સ્પષ્ટ અંગ્રેજી ભાષામાં આનો અર્થ એ થાય છે કે હિન્દની ભાવી જવાબદાર સરકાર પોતાના જ દેશબંધુઓની બનવાની હોવાને કારણે તેમ જ પોતાના જ દેશબંધુઓનાં મતદારમંડળોને જવાબદાર બનવાની હોવાને કારણે રાજા સાહેબોને માન્ય નહિ થઇ શકે."

સર પી. એસ. શિવસ્વામી આયરે પણ લંબાણથી આ પ્રશ્નને ચર્ચેલો છે. ખાસ કરીને આ પ્રશ્નની એક બાજુ પરત્વે તેમણે રજૂ કરેલા વિચારો પર આપનું લક્ષ્ય ખેંચવા રજા લઇએ છીએ. એ કહે છે કે "કોઇ પણ દેશનો રાજ્યકર્તા કોઇ પણ કરાર–સંધિમાં એક વ્યક્તિ તરીકે શામિલ થાય છે એવી દલીલ તો વીસમી સદીમાં ન ટકી શકે તેટલી બેહૂદી છે. ધારો કે ઇંગ્લાંડનાં લોકો મર્યાદિત રાજવી-સત્તાને સ્થાને પ્રજાતંત્ર જ સ્થાપવા માગે છે, તો એમ ન જ દલીલ કરી શકાય કે એના રાજા સાથે થયેલી અગાઉની સંધિઓ અમલને લાયક નહિ રહે. અથવા એમ ધારો કે ઇંગ્લાંડની રાણી અમુક સંધિ કરાર કરતી વેળા આપખુદ રાજ્યકર્તા હતી. તેથી શું એમ કહી શકાય કે એ સંધિ-કરારો એક રાણીની સાથે થયેલા હોવાથી હવે અમલને લાયક રહેતા નથી, અથવા તો એ સંધિ–કરારોમાંથી ઉપજતા લાભો ગુમાવવાનું જોખમ વ્હોર્યા વિના શું એ રાણીને પોતાનું રાજ્યબંધારણ બદલવાની સત્તા નથી? શું એમ કહી શકાય ખરૂં, કે હિન્દી રાજાઓના કોલ-કરારો બ્રિટિશ રાજાઓની સાથે, તે રાજાના હિન્દી મુલ્કો પરના રાજત્વને બાજુએ મેલીને ફક્ત ઇંગ્લાંડ, સ્કોટલાંડ, ને આયર્લાંડના રાજા તરીકે જ કરવામાં આવેલા હતા? કોલકરારોની અંદર સમાવેશ પામતી બાબતો હિન્દની અંદરનાં જ માણસો તેમ જ વસ્તુઓની સાથે સંબંધ ધરાવનારી છે; અને દેશી રાજાઓ તથા બ્રિટિશ હિન્દની સરકાર વચ્ચેના સંબંધોમાંથી જ ઉપસ્થિત થાય છે, એટલે એ કોલકરારોનો અમલ કરવાનો હક્ક ચાલુ સમયે હિન્દી વહીવટ ચલાવવા નિયુક્ત થયેલી સત્તાના હાથમાં રહેવાને બદલે બીજી કોઇ સત્તાના હાથમાં રહે એ તો બંધારણનું એક અકલ્પ્ય બેહુદાપણું કહેવાય."

સર તેજ બહાદુર સપ્રુ એક વાર હિન્દી સરકારના ધારા–સભાસદ હતા અને હિન્દના જાહેરજીવનમાં ઉચ્ચ દરજ્જો ભોગવે છે સર પી. એસ. શિવસ્વામી આયર પણ હિન્દી જાહેરજીવનમાં અનેક મહત્ત્વનાં સ્થાન રોકી રહ્યા છે. મદ્રાસ ધારાશાસ્ત્રીમંડળના એ

એક મશહૂર સભ્ય છે, અને એક વખત તો એ મદ્રાસની સરકારના એડવોકેટ જનરલ હતા ને તે પછી મદ્રાસ સરકારની કારોબારી સભાના સભ્ય પણ નીમાયા હતા. એટલે આ બન્ને વ્યક્તિઓએ આ બાબતની બંધારણવિષયક બાજુ પર આપેલા અભિપ્રાયો ઘણા વજનદાર ગણાવા યોગ્ય છે. વળી આ પ્રશ્નનું કાયદાનું સ્વરૂપ બાજુએ મૂકતાં અને વ્યવહારૂ દૃષ્ટિએ તપાસતાં પણ અમે એમ કહીએ છીએ કે અત્યારે જે જે કિસ્સામાં રસમ તથા વ્યવહારની રૂઇએ સર્વોપરિ સત્તા પાસે પહોંચવાનો અવકાશ રાજાઓને છે, તેટલો જ અવકાશ રાજ્યની પ્રજાઓને પણ હોવો જ જોઇએ. એટલે જો રાજાઓએ રજુ કર્યો છે તેવો તાજ સાથેના સીધા સંબંધનો વાદ સ્વીકાર પામે, તો હિન્દથી છ હજાર માઇલ દૂર બેઠેલી સત્તાની પાસે પોતાના અભિપ્રાય પહોંચાડવાનું કામ રાજસ્થાનોની પ્રજાને માટે અશક્ય થઇ પડશે, રાજાઓને માટે એ શકય બનશે, એટલે જ્યારે જ્યારે સર્વોપરિ સત્તાની દરમ્યાનગીરીને લાયક પ્રસંગો ઉભા થશે ત્યારે એ દરમ્યાનગીરી સર્વોપરિ સત્તાની પાસે માગવા જવામાં મોટો અંતરાય નડશે.

## નાણાંવિષયક અને આર્થિક સંબંધો

૧૮. હવે અમે કમીટીના તપાસ–મુદ્દા પૈકી બીજા અને ત્રીજા પરત્વે ઉપસ્થિત થતા પ્રશ્નો પર આવીએ છીએ આ વર્ગના પ્રશ્નો હાથ ધરવા પરત્વે તો અમારા કરતાં રાજસ્થાનોની રાજ્યસત્તાઓ વિશેષ સારી સ્થિતિ ધરાવે છે. રાજસ્થાનોના રાજ્યકર્તાઓ રાજ્યોના વહીવટનો કબજો ધરાવે છે, અને અમને લાગે છે કે તેઓ આ પ્રશ્નની તમામ બાબતોથી પૂરેપૂરા વાકેફ છે. કમીટીએ અખત્યાર કરેલી પદ્ધતિ આડે આવી ન હોત તો રાજાઓ પોતાના પક્ષ માટે જે બાબતો પર આધાર રાખી રહ્યા છે તે બાબતોથી અમે પણ પૂરેપૂરા વાકેફ થઇ શક્યા હોત, અને તો અમે તે તે પ્રશ્નો પર અમારા વિચારો પણ પેશ કરી શકયા હોત. આ વિષય પરત્વે ઉભા

થતા તમામ પ્રશ્નોમાં રાજ્યોની પ્રજાનું પણ મહત્ત્વનું હિત સમાયું છે અને કેટલીક બાબતોમાં તો તેમનો અભિપ્રાય રાજ્યોના વહીવટકર્તાઓથી જૂદો પડે છે, તે બતાવવા તો કશી દલીલ કરવાની રહેતી જ નથી.

આમાંનો એક સર્વોપરિ અગત્યનો પ્રશ્ન, એટલે કે હિન્દી સરકારની નાણાંવિષયક નીતિનો પ્રશ્ન લેતાં અમે કહીએ છીએ કે હિન્દી નાણાં--કમીશને હિન્દની કરવેરાની નીતિના આખા પ્રશ્નને હાથમાં લીધો હતો, તેમ જ ઉદ્યોગોના વાજબી વિકાસ સાથે બંધ બેસતો થઇ શકે તેટલી હદ સુધી કરવેરાનો અનિવાર્ય બોજો પ્રજા પર કમતી કરી ખાસ રક્ષણ આપવા માટે અમુક ઉદ્યોગોની વિવેકશીલ પસંદગીનો પ્રશ્ન પણ તપાસી જોયો હતો. આ નીતિએ હિન્દી રાજ્યો ઉપર પણ અનિવાર્ય પ્રત્યાઘાત પહોંચાડયો છે, અને ત્યાંની કરવેરાની નીતિને પણ એથી ધક્કો પહોંચ્યો છે.

કશું યે સહુને લાગુ પાડયા વગર અમે એટલું તો કહીએ છીએ કે કેટલાંક રાજ્યોનાં પ્રજા અને રાજ્યકર્તાઓ 'અબાધિત વ્યાપાર વિરૂદ્ધ ખાસ સંરક્ષણ'ના પ્રશ્ન પર અન્યોન્ય મતભેદ ધરાવે છે, અને આ બાબતમાં હિન્દી-રાજાઓ તરફથી કમીટીને થયેલા કોઇ પણ નિવેદનની ઝડતી લેવાની અત્યારે અમારી સ્થિતિ નથી.

તે ઉપરાંત, હિન્દી સરકારે, પોતાની આંતરરાષ્ટ્રીય જવાબદારી પૂરેપૂરા પ્રમાણમાં અદા કરવા માટે હિન્દમાંથી અફીણની તમામ નિકાસ જતે દહાડે, ચોક્કસ સમયમાં, ઔષધ તરીકેની આવશ્યકતા સિવાયની સદંતર બંધ કરવાની નેમથી ક્રમશઃ કમતી કરવાની નીતિ જાહેર રીતે સ્વીકારી છે. આ બાબતમાં પણ એવાં દૃષ્ટિબિન્દુઓ રહેલાં છે કે જેના ઉપર પ્રજા રાજા વચ્ચે મતભેદને અવકાશ છે.

હિન્દી સરકારની વર્તમાન ચલણનીતિ, કે જે હમણાં થોડુંક થયાં બ્રિટિશ હિન્દમાં ઉગ્ર વિવાદનો વિષય થઇ પડેલ છે, તે નીતિએ રાજ્યોનાં આર્થિક અને નાણાંવિષયક હિતોને પણ સરખી જ અસર પહોંચાડી છે. એ બતાવવું પણ જરૂરનું છે કે અમુક હિન્દ સમસ્તનાં ખાતાંઓ-જેવાં કે લશ્કરી રક્ષણ, ટપાલ, તાર, રેલ્વે નૂર, અને મીઠા વેરો—એ બધાં રાજસ્થાનોની પ્રજા ઉપર તેમ જ રાજ્યવહીવટ ઉપર નાણાંવિષયક બોજો લાદે છે. બ્રિટિશ હિન્દને તેમ જ રાજ્યોને ઉંડા રસની આ બાબતો પરત્વેની નીતિ વા કાર્યપદ્ધતિ પર રાજ્યોને તો કોઇ પણ પ્રસંગે નિયમન લાવવાની કશી તક જ નથી મળતી. કાયદો રચવાની જરૂર હોય તો તે રાજ્યોની બહાર પડેલી બ્રિટિશ હિન્દની વરિષ્ટ ધારાસભા જ રચે છે. ને જ્યાં કારોબારી પગલું લેવાવાનું હોય ત્યાં પણ રાજ્યોની અસરથી છેક જ મુક્ત એવી હિન્દી સરકાર ( અથવા એનાં ખાતાં ) જ પગલાં લ્યે છે અને નિર્ણય કરે છે. બંધારણની આ વિષમતા ચાલુ રહેવા દેવાય જ નહિ. બ્રિટિશ હિન્દ સાથેના વ્યવહાર પરત્વે રાજ્યોના રોજેરોજના વહીવટમાં બીજી પણ એવી ઘણી બાબતો છે કે જેમાં રાજસ્થાનોનાં નાણાંવિષયક હિત બ્રિટિશ હિન્દનાં હિતની સાથે અથડામણમાં આવે છે.

## સંપૂર્ણ જાહેર તપાસની જરૂરત

૧૯. એટલા માટે જ અમે કહીએ છીએ કે જેમાં સર્વ લાગતાવળગતા પક્ષોને પોતાનાં મંતવ્યો રજૂ કરવાની તેમ જ એ મંતવ્યોનું સાક્ષી પૂરાવા વડે સમર્થન કરવાની તક મળે એવી કોઇ એક સંપૂર્ણ જાહેર તપાસ હાથ પર લીધા સિવાય આ તમામ બાબતોનું પૂરૂં જ્ઞાન કમીટીને થઇ શકે જ નહિ. અમે તો સમજી જ શકતા નથી કે નાણાંવિષયક તેમ જ વહિવટી નિપુણોની મદદથી એક તલસ્પર્શી તપાસ ચલાવ્યા સિવાય આ નાણાંવિષયક તેમ જ આર્થિક સંબંધોની સંતોષકારક ગોઠવણ માટે તમારી કમીટી કશી ભલામણ જ શી રીતે કરી

શકે ? હાલ તુરત તો તમારા ધ્યાન પર આ પ્રશ્નનાં સામાન્ય તત્ત્વો લાવીને જ અમે સંતોષ પકડીએ છીએ. અને અમે ભાર મૂકીને કહીએ છીએ કે બ્રિટિશ હિન્દ તથા હિન્દી રાજસ્થાનો વચ્ચેના નાણાંવિષયક તેમ જ આર્થિક સંબંધોનો વાજબી તથા ન્યાયપૂર્વકનો ફડચો આણવો હોય તો તમારા વિચાર માટે ઉભા થતા અનેક પ્રશ્નો પર માત્ર રાજાઓને જ નહિ પણ તેઓની પ્રજાને સુદ્ધાંત સાંભળવાની તમારે જરૂર છે. આ બાબતોમાં બ્રિટિશ હિન્દ તેમજ રાજસ્થાનો વચ્ચેના સંબંધના વિસ્તૃત અવલોકનને આધારે અમારી એવી ખાત્રી થઇ છે કે ભૂત કાળની અંદર રાજ્યોનાં રાજા કે પ્રજા એમાંથી એકેયને પોતાની વાત સંભળાવવાની કશી તક અપાયા વિના જ, રાજ્યો પર નાણાંવિષયક તેમજ આર્થિક બોજા ઘણા પ્રમાણમાં વધારવામાં આવ્યા છે. આ વસ્તુસ્થિતિનો કશો બચાવ જ નથી. જો આ કમીટીના પરિશ્રમને પરિણામે અત્યારે ચાલતા નાણાંપ્રકરણી ને આર્થિક સંબંધોમાં ફેરફારો કરવામાં આવે, તો અમે કહીએ છીએ કે ભવિષ્યના એ સંબંધોની અંદર આ બાબતો પરત્વે ઘડાતી નીતિઓ પર રાજ્યોની પ્રજાને પણ સંપૂર્ણ અવાજનો અવકાશ આપવો જોઇએ; ભલે પછી એ નીતિઓનું ઘડતર કરનાર કોઇ એક રાજસ્થાન અથવા એકથી વધુ સંખ્યામાં મળેલાં રાજસ્થાનો હોય, અને હિન્દી સરકારની સાથે અથવા પોતાની જાતે જ એ ઘડતર કરી રહ્યાં હોય. અમે કહીએ છીએ કે અખિલ હિન્દ માટેના આર્થિક તેમજ નાણાં પ્રકરણી કાયદાના ઘડતરમાં ભાગ લેવાનો રાજ્યોને હક્ક હોવો જોઇએ. રાજ્યોને આવા કાયદાના ઘડતરને પરિણામે માત્ર આવકનો અમૂક હિસ્સો મળે એટલું બસ નથી. ઉપજનો વરાડ મળવાના અધિકારના મૂળ આધાર રૂપ તત્ત્વ તો એ છે કે રાજસ્થાની પ્રજા એ ઉપજમાં સદ્ધર ફાળો આપે છે. પરંતુ અમારે સ્પષ્ટ કરીને કહેવું જોઇએ કે સમગ્ર હિન્દને લગતી કોઇ પણ આર્થિક અને નાણાંવિષયક નીતિ નક્કી કરવામાં તેમ જ તેનાં પરિણામોમાંથી સરખો અને

ન્યાયપૂર્વકનો લાભ ઉઠાવવામાં રાજાઓની સાથોસાથ પ્રજાને પણ ભાગ લેવાનો હક્ક છે.

## હિન્દી રાજસ્થાનો અને બ્રિટિશ હિન્દ

૨૦. ત્રીજા તપાસ–મુદ્દામાંથી અમારે મતે નાણાંવિષયક તેમજ આર્થિક બાબતો પરત્વે હિન્દી રાજ્યો તથા બ્રિટિશ હિન્દ વચ્ચે ભવિષ્યના ભેદો ટાળવાના આખા તંત્રનો પ્રશ્ન ઉઠે છે. અમે માનીએ છીએ કે આ વિષય તળે કોઇ પણ તંત્રની ભલામણ કરવાની બાબતમાં કમીટીને કશી મર્યાદા નથી. અને એ તપાસ–મુદ્દાનો ભાષા–પ્રયોગ એટલો ઉદાર છે કે બ્રિટિશ હિન્દ અને દેશી રાજ્યો વચ્ચેના ભાવી બંધારણીય સંબંધો પરત્વેના આખા પ્રશ્નને વિચારણા માટે લઇ શકાય તેમ છે. આ બાબતમાં તમારી કમીટી પાસે રાજાઓએ શું વલણ અખત્યાર કર્યું છે તે અમે જાણતા નથી. પરંતુ અમે જાણ્યું છે કે હિન્દી છાપાંમાં પ્રગટ થયેલી એક યોજના કાં તો તેઓએ પેશ કરી છે અથવા પેશ કરવાનું ધાર્યું છે. આ દેશનાં છાપાં-માંથી અમે અમે પણ જાણ્યું છે કે રાજાઓ હવે તો પોતાની ને બ્રિટિશ હિન્દની વચ્ચેના નાણાંવિષયક અને આર્થિક સંબંધો નક્કી કરવાનું કોઇ તંત્ર સૂચવનારી યોજના રજૂ કરવાના નથી; પરંતુ તેઓ તો પોતાને જે વિટંબણાઓ પડી રહી છે તેનો જ માત્ર નિર્દેશ કરીને સંતોષ પકડી રહ્યા છે. સાથોસાથ છાપાંમાં કેટ-લાક રાજાઓ તથા તેમના જોડીદારો તરફથી એવી હકીકતો પણ બહાર પડી છે કે તેઓ રાજસ્થાનો સહિતના આખા હિન્દને માટે એક એવું બંધારણીય તંત્ર રચવાની હિમાયત કરે છે કે જેની અંદર રાજ્યોને કાયદેસર સ્થાન હોય. અત્યાર સુધી જે રીતે આ વિચારો અમારા જાણવામાં આવ્યા છે તે રીતે અમે તેઓની સાથે સંમત છીએ. અમે તો કહીએ છીએ કે રાજ્યો ને બ્રિટિશ હિન્દના વહીવટકર્તાઓ કયારના યે મહેસૂલી તથા આર્થિક વહીવટની બાબતમાં સહકાર કરતા થયા છે અને પોલીસ તેમ જ ન્યાયની બાબતમાં તેઓ બન્નેનો સહકાર તો

રોજેરોજ બનતી વસ્તુ છે. રાજ્યો અને બ્રિટિશ હિન્દના પ્રાંતોના પરસ્પરાવલંબનનું ક્ષેત્ર રોજેરોજ વિસ્તાર પામતું જાય છે અને તેઓના પરસ્પર વ્યવહારે દાખલા અને શિરસ્તા વડે એક શિથિલ જેવી સંબંધ–ગાંઠ તેમ જ અમૂક હક્કો તથા જવાબદારીઓ સ્થાપી દીધાં છે, જો કે આ બધાં કાયદામાં સ્પષ્ટ નોંધાયાં નથી તેમ જ લિખિત બંધારણનું સ્વરૂપ પણ પામી શક્યાં નથી. બહારની દુનિયા સાથેના સંબંધમાં હિન્દને એક અખંડ દેશ તરીકે ગણવામાં આવે છે. અને એના આંતરરાષ્ટ્રીય સંબંધમાં બ્રિટિશ હિન્દ અને રાજસ્થાનો વચ્ચે ભેદ પાડવામાં આવતો નથી. બ્રિટિશ સંસ્થાનોમાં તેમ જ પરદેશોમાં હિન્દીઓને ભોગવવી પડતી હાડમારીઓ પણ બ્રિટિશ હિન્દના તેમ જ રાજસ્થાનોના પ્રજાજનોને સરખી લાગુ પડે છે. આ સંજોગો તપાસતાં, અખિલ હિન્દ પરત્વેની રાજનીતિની અંદર હિન્દી રાજ્યોની નિર્ણીત સ્થિતિ એ હવે તો લગાર પણ બંધારણવાદીઓના કલ્પનાતરંગોનો વિષય નથી રહેલ, પણ ક્યારની યે તાત્કાલિક વ્યવહારૂ મહત્ત્વની વસ્તુ બની ગયેલ છે.

સર્વ રાજસ્થાની પ્રજાપરિષદે એક એવી મતલબનો ઠરાવ કરેલો છે કે " સમગ્ર હિન્દને સ્વરાજ્ય ત્વરાથી પ્રાપ્ત થવા માટે રાજસ્થાનોને બ્રિટિશ હિન્દની સાથે બંધારણીય સંબંધમાં આણવાં જોઇએ, અને સહીયારા હિતની દરેક બાબતમાં, તેમ જ સમગ્ર હિન્દ માટે નક્કી થતા કોઇ પણ નવા બંધારણમાં રાજસ્થાનોની પ્રજાને પણ ચોક્કસ સ્થાન તેમ જ મજબૂત અવાજ મળવાં જોઇએ." બ્રિટિશ હિન્દ તેમ જ રાજસ્થાનો વચ્ચેના ભાવી સંબંધોનો પ્રશ્ન તો ઉપર લખ્યા ઠરાવમાં સૂચવેલી રીત અનુસાર જ યોગ્ય રીતે ઉકેલી શકાય તેવું છે, જ્યારે, બીજી બાજુ, આ કમીટીએ ધારણ કરેલ પદ્ધતિને જોતાં હિન્દના ભાવી બંધારણની આવી મહત્ત્વની બાબત બંધ બારણે વિચારી શકાય તે અમને અશક્ય જ લાગે છે. અમે એમ પણ નથી માની શકતા કે જો આવું કોઇ બંધારણ ઘડવાની સત્તા આ કમીટીને એના તપાસ-મુદ્દા આપતા હોય તો તે કદિ પણ બ્રિટિશ હિન્દના તેમ જ

રાજસ્થાનોના લોકોને સાંભળ્યા વગર એવું કરવા બેસી જાય. એથી અમે આ વિષય પર આ સંજોગો વચ્ચે અમારો મત સંપૂર્ણપણે પ્રદર્શિત કરીને કમીટીને સંતાપવા નથી માગતા. રાજસ્થાનો અને બ્રિટિશ હિન્દ વચ્ચેના સંબંધોનો ફડચો કરવાની બીજી કોઇ પણ રીતિ સંતોષ નહિ આપી શકે એ અમારી માન્યતા છે, છતાં એ સંભવિત છે કે બે પક્ષો વચ્ચેના નાણાં-પ્રકરણી અને આર્થિક સંબંધોની યોગ્ય ગોઠવણ ઉતારવા માટેની કેટલીક દરખાસ્તો આ કમીટી તથા રાજાઓની પાસે વચગાળાની ભૂમિકા પૂરતું કામ ચલાવવા માટે હોય પણ ખરી. પરંતુ રાજાઓની એવી કોઇ દરખાસ્તો પ્રસિદ્ધ થઇ ન હોવાથી એના ઉપર અમે અમારો મત આપી શકતા નથી. તેમ છતાં એટલું કહેવાની તો અમારી ફરજ થઇ પડે છે કે આ બાબ-તની ચોક્કસ દરખાસ્તો માત્ર રાજસ્થાનોના વહીવટકર્તાઓની જ સાથે નહિ પણ પ્રજાની સાથે સુદ્ધાંત, જ્યાં જ્યાં બંધારણપૂર્વ-કની લોકસભાઓ હસ્તી ધરાવતી હોય ત્યાં તેની અંદર, અને હવે પછી જે પ્રતિનિધિ સભાઓ અસ્તિત્વમાં આવે તેની અંદર ચર્ચાવી જોઇએ.

## ઉપસંહાર

૨૧. છેવટમાં અમે નિવેદન કરીએ છીએ કે આપની કમીટીને સુપ્રત થયેલા પ્રશ્ન પરની અમારી આ બધી વિચારણા રજૂ કરવામાં અમારો ઉદ્દેશ રાજ્યોની ચાલુ શાસન–પદ્ધતિમાં સમગ્રપણે મૂળભૂત પરિવર્તન કરાવવાનો છે. અમારો ઇરાદો કોઇ પણ વ્યક્તિગત રાજ્યકર્તા ઉપર અથવા તો એ સમગ્ર સંસ્થા પર કશો આક્ષેપ કરવાનો નથી. પરંતુ અમે પૂરેપૂરું માનીએ છીએ કે રાજ્યોની અંદર પ્રવર્તતી એકહથ્થુ શાસનપદ્ધતિમાં લોકશાસનનો સિદ્ધાંત દાખલ કરીને ફેરફાર કરવાનો સમય થઇ ગયો છે. અમારા મત પ્રમાણે, આ ફેરકાર પરત્વે વિલંબ થશે તો તેનું ગંભીરમાં ગંભીર પરિણામ આવશે. નામદાર ચાન્સેલર સાહેબે પોતે જ પ્રગટ-પણે જાહેર કર્યું છે કે કોઇ પણ હિન્દી રાજ્યકર્તા પોતાની પ્રજાના

જાહેર મતની સ્વપ્ને પણ અવગણના કરી શકે નહિ. આથી અમને થોડી આશા ઉપજે છે કે જે ફેરફાર માટે અમારી લડત છે, તેનો સિદ્ધાંત તરીકે તો સ્વીકાર થઇ ચૂકયો છે. અને એનો વ્યવહારૂ અમલ જો વિના વિલંબે કરવામાં આવશે તો અત્યારે રાજ્યોની અંદર પ્રવર્તી રહેલા ઘણા અસંતોષનું નિવારણ થઇ જશે.

આ કમીટીનો પરિશ્રમ રાજ્યોની પ્રજાના એક વિશાલ જનસમૂહને એની રાજદ્વારી અધોગતિની સ્થિતિમાંથી તારી લઇ સામ્રાજ્યના શહેરીને પદે સ્થાપવાનો અપૂર્વ અવસર આપી રહેલ છે. હિન્દના અન્ય વિભાગોની અંદર પોતાના બંધુ નાગરિકોના ઉછળતા જતા અભિલાષોની વચ્ચે રાજસ્થાની પ્રજાએ પોતાની વેંતીઆ પરિસ્થિતિથી તેમ જ જૂનવાણી દૃષ્ટિબિન્દુથી સંતોષ પામી બેઠા રહેવું, અથવા તો પોતાના જ પાડોશમાં વસતાં ભાંડુઓને જે સ્વતંત્ર તેમ જ સર્વાંગી નાગરિકતાનાં ધોરણોએ પહોંચવાનો ખુલ્લો માર્ગ છે તે નાગરિકતા પામવાની મહેચ્છા ન ધારી શકવાની સ્થિતિમાં રાજસ્થાની પ્રજાએ હમેશાં રૂંધાએલા જ રહેવું, એ સ્થિતિ બ્રિટનના સાર્વભૌમત્વને સાચેસાચ શોભા આપનારી નથી.

અમે છીએ, સાહેબો,
આપના આજ્ઞાંકિત સેવકો

લંડન,
નેશનલ લીબરલ કલબ,
નવેમ્બર ૧૯, ૧૯૨૮

(સહી) એમ. રામચંદ્રરાવ
જી. આર. અભ્યંકર
પી. એલ. ચુડગર

# પરિશિષ્ટ अ

સર્વ રાજસ્થાન પ્રજાપરિષદના પ્રથમ અધિવેશનમાં નીચેના સીત્તેર રાજ્યોના પ્રતિનિધિઓએ હાજરી આપી હતી :

(૧) ભાવનગર
(૨) ગોંડલ
(૩) રાજકોટ
(૪) જામનગર
(૫) જયપુર
(૬) કચ્છ
(૭) વડોદરા
(૮) કીશનગઢ
(૯) મુળી
(૧૦) રતલામ
(૧૧) બીકાનેર
(૧૨) ભરતપુર
(૧૩) મોરબી
(૧૪) જેતપુર
(૧૫) લીંબડી
(૧૬) વાડાસીનોર
(૧૭) હૈદ્રાબાદ
(૧૮) ચુડા
(૧૯) જમખંડી
(૨૦) માંગરોળ
(૨૧) પાલીતાણા
(૨૨) પોરબંદર
(૨૩) રાધનપુર
(૨૪) ખંભાત
(૨૫) ધ્રોળ
(૨૬) જેસલમીર
(૨૭) દેવગઢ બારીયા
(૨૮) સાંગલી
(૨૯) ઇડર
(૩૦) જંજીરા
(૩૧) ધ્રાંગધ્રા
(૩૨) લુણાવાડા
(૩૩) વાંસદા
(૩૪) જુનાગઢ
(૩૫) લખતર
(૩૬) રાજપીપળા
(૩૭) ઇંદોર
(૩૮) વઢવાણ
(૩૯) જોધપુર
(૪૦) કપુરથલા
(૪૧) માઇસોર
(૪૨) સાયલા
(૪૩) કોટા
(૪૪) માણસા
(૪૫) બગસરા.
(૪૬) લોહારૂ
(૪૭) બુંદી
(૪૮) નાભા
(૪૯) સાવંતવાડી
(૫૦) ઉદેપુર
(૫૧) ભોર
(૫૨) રામપુર
(૫૩) ચંબા
(૫૪) વડાલી
(૫૫) પાલણપુર
(૫૬) દાંતા
(૫૭) શિરોહી
(૫૮) ગ્વાલીયર
(૫૯) દેવાસ (મોટું)
(૬૦) સરદારગઢ
(૬૧) અલ્વર
(૬૨) દેવાસ (નાનું)
(૬૩) ભોપાળ
(૬૪) કોલ્હાપુર
(૬૫) ઘોડાસર
(૬૬) વાંકાનેર
(૬૭) માણાવદર
(૬૮) જાવર
(૬૯) કરોલી
(૭૦) ત્રાવણકોર

* જુઓ પૃષ્ઠ બીજું : લીટી તેરમી.

# નેહરૂ સમિતિ અને રાજસ્થાનો

[ સ્વરાજ્ય સરકારમાં દેશી રાજ્યોના સ્થાનની ચર્ચા કરતું નેહરૂ સમિતિના અહેવાલનું પ્રકરણ નીચે પ્રમાણે છે. ]

હવે હિન્દી રાજસ્થાનોના બધી રીતે અતિ મહત્ત્વના સવાલ ઉપર આવીએ છીએ. આ વિષયની છણાવટના પ્રારંભમાં જ, બ્રિટિશ હિન્દના જાહેરજનો, તેમની ચર્ચામાં, યોજનામાં તેમ જ સાંપ્રતકાલીન યા તો ભાવી હિન્દી સરકાર સાથેના સંબંધોના સવાલમાં, રાજ્યોની હસ્તીને જ ઉવેખે છે એવી જાતની સામાન્ય ટીકા કરવાની આજકાલ અમુક સ્થાનોમાં જે રસમ પડી ગઇ છે તેની સામે અમે ચેતવણીનો સૂર કાઢવા માગીએ છીએ. દેશી રાજ્યોની અગર તેમના સવાલોની અગર હિન્દી સરકાર સાથેના સબંધની પુનર્રચનાની ભૂતકાળમાં જાહેર તપાસ પરથી, રાજકીય પરિષદોમાં અગર તો આપણા જાહેર પુરૂષોનાં ભાષણોમાં કયાંય ઉપેક્ષા થઇ છે એ હકીકત જ નથી એમ અમે ભારપૂર્વક પ્રતિપાદન કરીએ છીએ. દેશી રાજ્યોની બાબતો અગર હિન્દી સરકાર સાથેના તેમના સંબંધોનું સ્વરૂપ અને પ્રકાર વડી ધારાસભાની ભૂમિ પર ચર્ચાતાં નથી એ જ જો કચવાટનું કારણ હોય તો તેનો ચોકખો જવાબ તો એ જ છે કે આવી ચર્ચા કરવા સામે ચાલુ કાયદાની રૂઇએ પ્રતિબંધ છે, તેમ વ્યવહારમાં પણ તે ચર્ચા કદિ કરવા દેવામાં આવતી નથી. અને આની જવાબદારી હિન્દી જાહેર પુરૂષોના શિર પર ન મૂકી શકાય એ તો સાવ ખુલ્લું જ છે. બીજી પાસ દેશમાં ભાગ્યે જ એવી એક પણ વગદાર રાજકીય સંસ્થા છે કે જેને તાજેતરનાં

વર્ષોમાં દેશી રાજ્યોના સવાલ બાબતમાં એક યા બીજી રીતે કશું કહેવાનું પ્રાપ્ત થયું ન હોય. મહાસભા, લીબરલ લીગ, હિન્દુ મહાસભા.અને છેલ્લે સર્વપક્ષ પરિષદ કે જેમાંથી આ સમિતિ જન્મ પામી છે તે સઘળાએ એ સવાલ ઉવેખવાનું તો રહ્યું પણ તેને બદલે તેના પર ઘણો ભાર મૂક્યો છે. દેશી રાજ્યોની પ્રજા પણ પોતપોતાના રાજ્યનાં આંતરવહીવટની બાબતમાં જાગૃતપણે રસ લઇ રહી છે તેમ પ્રજાકીય હક્કો તથા સ્વાતંત્ર્યના સ્પષ્ટ સ્વીકાર માટે આગ્રહ પણ કરી રહી છે. તેમણે બે પ્રાતિનિધિક પરિષદો ભરી કાઢી છે અને મદ્રાસમાં મળેલી બીજી પરિષદે નીમેલી સમિતિએ તો દેશીરાજ્યો અને બ્રિટિશ હિન્દને બંધ બેસતી સ્વરાજ્યની એક યોજના પસંદ કરીને તે માટે અમને ભલામણ પણ કરી છે. આ યોજના વિષે ચર્ચા અમે આગળ ઉપર કરીશું.

હમણાંનાં વર્ષોમાં બ્રિટિશ હિન્દમાંનો જાહેરમત દેશી રાજ્યોના સવાલોમાં જે રસ લઇ રહ્યો છે તેને કેટલાક રાજાઓ ધરાર–પટેલાઇ કહે છે અને તેમાં જ્ઞાન, રાજકીય ડહાપણ અથવા સહાનુભૂતિની ઉણપ જુએ છે, તેમ તેથી તેમને આઘાત થાય છે એ બીનાથી અમે વાકેફ છીએ. એટલે જ, બ્રિટિશ હિન્દનો બુદ્ધિમાન જાહેર મત બ્રિટિશ હિન્દની સીમાની પેલી મેર ન જુએ તેવો સ્વયંલુબ્ધ છે, અથવા રાજાઓ અને તેમની રૈયતના દૃષ્ટિબિંદુને સમજવા તેણે અનિચ્છા દર્શાવી છે, અથવા જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે તેમની બાબતમાં સહાનુભૂતિનો હાથ લંબાવવાનું શક્ય હોય ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે કેવળ સહાનુભૂતિ બતાવવામાં પણ તે પાછો પડ્યો છે એવા બિનપાયાદાર આળનો અમે સખ્ત રીતે ઇન્કાર કરીએ છીએ. અલબત્ત, બ્રિટિશ હિન્દનો એ પ્રજામત કોઇ કોઇ વાર રાજાઓના કેટલાક 'દાવા'નો વિવેચક બન્યો હોય અગર કોઇ કોઇ વાર તેમના આંતરપ્રશ્નો સુધી પહોંચી ગયો હોય અગર તેમના અને ભવિષ્યના સ્વરાજ્ય ભોગવતા હિન્દ વચ્ચેના બંધારણીય સંબંધોનો વિકાસ દર્શાવી

આપવા જુદા દષ્ટિકોણથી મથ્યો હોય, તો તેમાં તેણે તેના ચોખ્ખા અધિકાર કરતા જરૂર કાંઇ વિશેષ કર્યું નથી. અમને ભય રહે છે કે દેશી રાજ્યોનો સવાલ બ્રિટિશ હિન્દના સાંસ્થાનિક સ્વરાજ્ય હાંસલ કરવાના રાહમાં અભેદ્ય અંતરાય ઉભા કરે છે એમ કલ્પના કરવાનું હાલનું વલણ બન્ને માટે બેસુમાર ધાંધલ ઉભું કરનારૂં છે અને 'બન્ને હિન્દને' એક બીજાની નિકટ આણવામાં સહાયભૂત થવાને બદલે ગંભીર ગેરસમજૂતો ઉભી કરે તેવું છે.

## બ્રિટિશ હિન્દ અને દેશીરાજ્યો વચ્ચેની સમાનતાઓ

પોતાના મંડળમાં કદિ યુરોપના દેશોથી મોટાં નહિ તો સરખાં એવા કેટલાંય રાજ્યો ધરાવતું અને એક રીતે આંતર સર્વ-સત્તાધીશતા, સ્વાયત્ત-શાસન, સ્વાતંત્ર્ય, ગૌરવ અને મોભો ભોગવતું 'હિન્દી હિન્દ' છે એ વસ્તુનો સ્વીકાર કર્યા પછી પણ, બ્રિટિશ હિન્દ અને આ રાજ્યોની પ્રજા વચ્ચે જે ઐતિહાસિક, ધાર્મિક, સામાજિક અને આર્થિક સમાનતા સ્પષ્ટપણે તરી આવે છે તેને ઉવેખવી એ સાંકડી રાજ્યનીતિ અને અતિ કંગાલ મુત્સદ્દી-ગીરી ગણાશે એમ અમે ધારીએ છીએ. તેમ બન્ને વચ્ચે ભૂગોળની બનાવટી દીવાલો ઉભી કરવા દેવી શક્ય હોય એમ અમે ધારતા નથી. વિચારો અને અભિપ્રાયો ૬૦-૭૦ વર્ષ પૂર્વે જતા તેથી ઘણા જ વધારે વેગથી આજે હિન્દના એક ભાગમાંથી બીજામાં પ્રસરી રહ્યા છે. બ્રિટિશ હિન્દમાં જે ચેતનનાં તત્ત્વો આજે પ્રસરી રહ્યાં છે તે ઘણા લાંબા કાળ પર્યંત બ્રિટિશ હિન્દના સીમાડે જ ભટકાઇ ને અટકી પડશે અને એ સીમાડો વટી આગળ નહિ વધવા પામે એ માન્યતા પર મુસ્તાક થઇને દેશી રાજ્યના સવાલોની ચર્ચા કરવી એ મુર્ખાઇ છે. બ્રિટિશ હિન્દના લોકોના જેવી જ મહેચ્છા અને મનોરથોથી ઉદ્દીપિત થયેલી રાજસ્થાની પ્રજા સદાકાળ માટે વર્તમાન સ્થિતિ મુંગે મોઢે બરદાસ કરશે, અગર તો બ્રિટિશ હિન્દની પ્રજા કે જે કાલ્પનિક સીમાડાની બીજી બાજુએ વસતા તેમના ભાઇઓ

સાથે કુટુંબ, જાતિ અને ધર્મના ગાઢમાં ગાઢ સંબંધથી બંધાયેલી છે તે તેમની સાથે નહિ જોડાય એમ માનવું એ કલ્પના બહારનો વિષય છે. એથી આ સવાલને અંગેના અમારા નિર્ણયો અમે સ્વરૂપના ભેદ ઉપર નહિ, પણ હિતની સમાનતા ઉપર ટેકાવીએ છીએ. પરસ્પરના રક્ષણ અને વિકાસની દૃષ્ટિએ સહુથી વધુ કુદરતી માર્ગ બન્ને માટે સંયુક્ત કાર્યનો છે એમ આ હિતની સમાનતા સ્પષ્ટપણે નિર્દેશ કરે છે. ખરેખર સંપૂર્ણ સમજૂતી ઉપર સહેલાઇથી આવવા માટે—અને તે એકદમ શક્ય છે—ગોળમેજી પરિષદ ભરવાનો કોઇ કેસ બરાબર તૈયાર હોય તો તે આ જ છે. અરસપરસની શુભેચ્છા વડે, રાજાઓ, તેમની પ્રજા, બ્રિટિશ સરકાર અને બ્રિટિશ હિન્દની પ્રજાના પ્રતિનિધિઓ આવી પરિષદમાં એકઠા મળવાથી તમામ મુશ્કેલીઓ પતાવી શકે. પણ કમભાગ્યે ઘણા ખરા રાજાઓ પોતાની પ્રજા તથા બ્રિટિશ હિન્દની પ્રજા એવા બે ઉપયોગી પક્ષોને ઉવેખે છે, અને જે બટલર કમીટીના તપાસ-મુદ્દાઓમાં, આપણે વાંચીએ છીએ તે મુજબ, આ બંધારણીય પ્રશ્નનો સમાવેશ નથી થતો તેમ જ જેમાં જરૂરી પક્ષોની ગેરહાજરી છે, તે બટલર કમીટીની નીમણુંક માટે માગણી કરીને અથવા તેવી કમીટી સ્વીકારી લઇને સંતોષાયા છે. આ સમિતિ પર્દા પાછળ બેસી કામ કરે છે. પણ પ્રસિદ્ધ થયેલાં નિવેદનોમાંથી મળતી હકીકત પરથી આપણા મનમાં શંકાને લેશ પણ સ્થાન રહેતું નથી કે તે અમુક બંધારણીય વાદોને (theories) આગળ આણીને હિન્દી રાજસ્થાનોને હિન્દી અલ્સ્ટરના રૂપમાં ફેરવી નાંખવાનો પ્રયાસ કરે છે.

## બંધારણીય સ્થિતિ

બંધારણીય સ્થિતિની આસપાસ કેટલીક અચોક્કસાઇ પ્રવર્તે છે તે છતાં તેને આ જ ક્ષણે સમજવી કોઇ રીતે મુશ્કેલ તો નથી જ. એમ દાવો કરવામાં આવે છે કે બંધારણના સાચા સિદ્ધાંતને આધારે દેશી રાજ્યો તાજ સાથે સંબંધમાં રહ્યાં છે અને રહે છે; પછી ભલે તેમના કોલકરાર ઇસ્ટ ઇન્ડીયા કંપની,

બ્રિટિશ તાજ અથવા ૧૮૫૮ પછીથી હિન્દી સરકાર સાથે થયા હોય. બંધારણ મુજબ તાજ એટલે એકલા શહેનશાહ એવો અર્થ નથી થતો એ તો હવે છેક ખુલ્લું જ છે. બંધારણની સગવડભરી પરિભાષા પ્રમાણે કિંગ-ઇન-પાર્લામેન્ટ એવો અર્થ તાજ શબ્દમાંથી નિષ્પન્ન થાય છે. તાજ તરફથી એનાયત થયેલી સત્તાની રૂએ ૧૮૫૮ પહેલાં ઇસ્ટ ઇન્ડીયા કંપની સર્વોપરિ સત્તાનો ઉપભોગ કરતી અને ૧૮૫૮ પછી પાર્લામેન્ટે સ્થાપિત કરેલા રાજ્યતંત્રના એક અવિકલ અંગ તરીકે કામ કરતા હિન્દી વજીર, અને હિન્દી સરકાર સુપ્રત સત્તાની રૂએ એ સત્તાઓ માણી રહ્યા છે. ૧૮૫૮ના ઠરાવની ૬૭મી કલમ જણાવે છે કે 'કંપની સરકારે કરેલા કોલકરાર અને સંધિપત્રો ના. મહારાણીને બંધનકર્તા થશે.' અને તે જ પ્રમાણે હાલ ચાલતા ઠરાવની ૧૩૨મી કલમ બહાલી આપે છે કે 'કંપની સરકારે કરેલા તમામ કોલકરાર જે રીતે આ ઠરાવની શરૂઆતથી અમલમાં છે તે રીતે ના. શહેનશાહ ઉપર બંધનકર્તા છે.' હકીકતની દૃષ્ટિએ, એ સંધિઓનો અમલ, એ સંધિઓની રૂએ પ્રાપ્ત થતી જવાબદારીઓની બજાવણી, અને એ સંધિઓનું અર્થવાચન એ કાર્ય આજ સુધી હિન્દી સરકારની ફરજો અને સામાન્ય કાર્યપ્રદેશમાં ગણાયું છે—અલબત્ત હિન્દી સરકાર ઉપર દેખરેખ રાખવાની અને અપીલ સાંભળવાની હિન્દી વજીરની સત્તા છે. કોઇ પણ રાજ્ય ચાલુ બંધારણ નીચે આવી જવાબદારીઓને લગતી બાબતો હિન્દી સરકાર કે હિન્દી વજીરની ઉપરવટ થઇને શહેનશાહ અથવા શાહી સરકાર પાસે ઉભી કરી શકે એ અકલ્પનીય છે. વળી હકીકત તો એમ છે કે હિન્દી સરકારે કેવળ પરંપરા, શીરસ્તો અને વહીવટ પડી જવાથી જ સંધિપત્રોના સત્તાપ્રદેશ બહારની કેટલીક સત્તાઓ પ્રાપ્ત કરી છે. હિન્દી સરકારે તેની સત્તાના વિસ્તાર માટે ૧૮૯૦ના ફોરેન જ્યુરીસડીકશન એકટનો અને ૧૮૭૦ના ઇન્ડીયન ફોરેન જ્યુરીસડીકશન એકટ ૨૧નો કાંઇ ઓછી વાર આશ્રય લીધો નથી.

## હિન્દી સરકારનો ઠરાવ

'મહત્ત્વના રાજ્યનો રાજા, રાજા તરીકે, જે હક્કો, ગૌરવ, સત્તા અને વિશિષ્ટ હક્કોનો અધિકારી હોય તેમાંથી કોઇ વસ્તુ તેની કનેથી હંગામી કે કાયમી મુદ્દતને માટે છીનવી લેવાનો પ્રશ્ન ઉભો થાય; અથવા આવા કોઇ રાજાના યુવરાજને કે તેના રાજ્યકુટુંબના કોઇ પણ સભ્યને તે રાજ્યના કાયદા અને રીવાજ મુજબ તે વારસાના જે હક્ક ધરાવતો હોય તે હક્કથી વંચિત કરવાનો સવાલ ઉભો થાય' તેવી બાબતોમાં હિન્દી બંધારણીય સુધારાના અહેવાલના ૩૦૯મા ફકરામાં જે ભલામણો થયેલી છે તે ભલામણોને હિન્દી સરકારે ૧૯૨૦ના ઓકટોબરની ૨૯મીના ઠરાવથી અમલમાં મૂકી છે.

૧૯૨૬ના માર્ચની ૨૭મી તારીખના પોતાના પત્રમાં લોર્ડ રીડીંગે બંધારણીય સ્થિતિ ઉપર નીચે પ્રમાણે ભાર મૂકયો છે: (અ) બ્રિટિશ તાજની સર્વસત્તાધીશતા હિન્દમાં સર્વોપરિ છે. એથી દેશી રાજ્યનો કોઇ પણ રાજા સમાનતાના દાવે બ્રિટિશ સલ્તનત સાથે વાટાઘાટ કરવાનો વાજબીપણે દાવો કરી શકશે નહિ. બ્રિટિશ સલ્તનતની સર્વોપરિતા કાંઇ કોલકરાર અને સંધિપત્રો ઉપર જ નિર્ભર નથી; પરન્તુ એ તો એથી સ્વતંત્રપણે હસ્તી ભોગવે છે. અને પરદેશી સત્તાઓ અને રાજનીતિઓને લગતી બાબતોમાં તેના શ્રેષ્ઠાધિકારથી તદ્દન જ અલગ રીતે, તમામ કોલકરાર અને સંધિપત્રોને ચુસ્તપણે વળગી રહેવાની સાથોસાથ, હિન્દભરમાં સુવ્યવસ્થા જાળવવાનો બ્રિટિશ સરકારનો હક્ક અને ફરજ છે. (બ) દેશી રાજ્યોના આંતરિક પ્રકરણમાં વચ્ચે પડવાનો બ્રિટિશ સરકારનો હક્ક એ બ્રિટિશ તાજની સર્વોપરિતામાંથી અવશ્ય નીપજતા પરિણામોનું બીજું ઉદાહરણ છે. (ક) રાજાઓ જુદા જુદા પ્રમાણમાં જે આંતરિક સર્વસત્તાધીશતા ભોગવે છે તે સર્વોપરિ સત્તાની આ જવાબદારીના ભોગવટાને અધીન છે.

હવે તો એ સામાન્ય રીતે જાણીતી થઇ ગયેલી વાત છે કે આ વિશાળ સત્તાનો અમલ અથવા વધુ સ્પષ્ટ રીતે કહીએ તો હમણાંનાં વર્ષોમાં કેટલાક રાજાઓની બાબતમાં આ સત્તાઓનો

અમલ કરવાનો હિન્દી સરકારનો ઠરાવ ભારે ચકચાર અને અસંતોષનું કારણ થઇ પડેલ છે : અને ના. નીઝામને લોર્ડ રીડીંગે લખેલો પત્ર—કે જેમાંથી અમે ઉપલું અવતરણ કર્યું છે—તે માંહેના બંધારણીય પરિસ્થિતિના નિરૂપણે ત્યાર પછી ઘણી યે હૃદયમથામણી કરી છે. એ પત્રમાં કરેલ દાવાના ગુણાવગુણ ચર્ચવાનો અમારો હેતુ કે ઇરાદો નથી. અમે તો કેવળ ધ્યાન ખેંચવા માગીએ છીએ કે આવી જબ્બર સત્તાઓનો ઉપયોગ હિન્દી સરકારના તંત્ર વડે, તેની પ્રેરણાથી, અને મુન્સફી પ્રમાણે જ કરી શકાય છે.

## સીધી વાત

શિરસ્તા કે વહીવટને આધારે, અથવા બ્રિટિશ સત્તાની સર્વોપરિતાના આવશ્યક ઉપસત્ય તરીકે, હિન્દી સરકારે નીચેના હકકોનો દાવો તથા અમલ કરેલ છે: (અ) રાજાઓને ગાદીએ બેસાડવા, (બ) રાજાની સગીર અવસ્થા દરમ્યાન રાજ્યોનો રાજ્યવહીવટ કરવો, (क) રાજા અને જાગીરદારો વચ્ચેના ઝગડા પતાવવા, (ड) અને ઘોર દુ:શાસન વખતે વચ્ચે પડવું. આ બાબતોમાં પોતાનાં દુ:ખ દૂર કરવાની રાજાઓની હરકોઇ વાજબી મુરાદ પ્રતિ પ્રજાશાસનવાદી હિન્દ પણ સહાનુભૂતિ દર્શાવી શકે તેમ છે; અને હાલના બંધારણ પ્રમાણેની અથવા તો ભવિષ્યમાં ઘડાય તેવા બંધારણ નીચેની હિન્દી સરકારની દરમ્યાનગીરીની સત્તાની મર્યાદાઓ નક્કી કરવી તે લગીરે અશકય કે અસંભવિત નથી એમ અમને લાગે છે. તથાપિ, હાલની હિન્દી સરકાર જેટલી શહેનશાહની સરકાર છે તેટલી જ સાંસ્થાનિક સ્વરાજ્યની હિન્દી સરકાર . પણ શહેનશાહની જ ગણાશે; અને હાલની હિન્દી સરકારની સત્તાઓ સ્વરાજ્યની હિન્દી સરકાર ભોગવે તે સામે કોઇ બંધારણીય વાંધો નથી એ સીધી ને સાદી વાત સામે આંખ આડા કાન કરવા જોઇએ નહિ એમ પણ અમને લાગે છે.

જો રાજાઓ ભક્તિ અને નિષ્ઠાની અંગત ગ્રંથિઓ વડે શહેનશાહ પોતે, તેની ગાદી અને તેના પરિવાર સાથે જોડાયેલા

હોય તો હિન્દ સાંસ્થાનિક સ્વરાજ્ય પ્રાન્ત કરતાં, હિન્દની શહેનશાહની સરકારની રચનામાં થતા ફેરફાર કે સુધારાથી, તેમના બળમાં કશું ખોવાપણું હોઇ શકે નહિ અને હોવું જોઇએ પણ નહિ. તાજ અને રાજાઓ વચ્ચે વર્તતા અંગત સંબંધથી અવિચ્છેદ્ય એવા તાજના વિશિષ્ટ હકોના તેના ભોગવટા માટે તેમજ તાજ તરફની રાજાઓની ફરજોની બજાવણી માટે સદા પૂરતો અવકાશ રહેશે.

## સર લેસ્લી સ્કોટની દરખાસ્ત

હવે અમે એ વિષયે થયેલી છેલ્લી દરખારત તરફ આવીએ છીએ. એ દરખાસ્ત રાજાઓએ રોકેલા વિદ્વાન સલાહકાર સર લેસ્લી સ્કોટ જેવી પ્રસિદ્ધ અને પ્રમાણભૂત વ્યક્તિ તરફથી થયેલી છે. 'લો ક્વાર્ટર્લી રીવ્યુ'ના જુલાઇના અંકમાં છપાયેલા પોતાના પત્રમાં સર લેસ્લી સ્કોટે પોતાના વિચાર દર્શાવ્યા છે. વકીલ તરીકેની તેની ખ્યાતિ અમે સ્વીકારીએ છીએ; પણ રાજાઓના સલાહકાર તરીકે તેણે દર્શાવેલા વિચારોએ, ન્યાય અને ધારાશાસ્ત્રમાં પ્રમાણભૂત ગણાતી સ્વતંત્ર વ્યક્તિ કને સવાલની બન્ને બાજુઓ રજૂ કર્યા પછી, કસોટીએ ચડવું હજી બાકી રહે છે એમ અમને લાગે છે. અમારે નિસ્બત છે તેટલે અંશે અમે તેનાથી છેક જુદા પડવાની રજા લઇએ છીએ. તાજ અને દેશી રાજ્યો વચ્ચેના સંબંધનું નિયમન આંતરરાષ્ટ્રીય કે સ્થાનિક કાયદા મુજબ થઇ શકે નહિ એમ સ્થાપિત કર્યા પછી, સર લેસ્લી સ્કોટ પૂછે છે કે: 'તો પછી કાયદાના સિદ્ધાન્તોની કઇ પદ્ધતિ મુજબ દેશી રાજ્યના તાજ સાથેના સંબંધનું નિયમન કરી શકાય? દાખલા રૂપે કામ આવે એવો એક પણ કાયદાનો ચૂકાદો નથી, તેમ આમાં માર્ગદર્શક થાય એવી સમાનતા (Analogy) પણ નથી. કાયદાના પ્રાથમિક સિદ્ધાન્તોનો આશ્રય લેવાનો રહે છે. આપણે માટે આપણે જાતે જ વિચારી કાઢવું જોઇશે. વકીલ વર્ગ માટે તો તે સાવ વણખેડ્યું ક્ષેત્ર છે.' ભલે કદાપિ વકીલ માટે પણ એ વણખેડ્યું ક્ષેત્ર હોય, તથાપિ એ તદ્દન સાચું નથી એમ કહેવાની અમે હિમ્મત

બીડીએ છીએ સૂક્ષ્મ પૃથક્કરણ કરનાર વકીલ કરતાં રચના-પરાયણ મુત્સદ્દીનું એ વધુ કામ છે એમ અમે ધારીએ છીએ. સર લેસ્લી સ્કોટે તેના પત્રમાં પાંચ મુદ્દા રજુ કર્યા છે. એમાંના કેટલાક યથાર્થ છે એમ કબુલવું જોઇએ, અને બીજા ખૂબ વ્યાપક રૂપમાં મૂકયા હોય તેમ અમને જણાય છે. ગમે તેમ હોય, આ મુદ્દાઓમાંથી જે નિર્ણય તારવવાનો પ્રયત્ન થાય છે તે ભારે દૂરગામી પરિણામનો દર્શક છે. પછી તો, જો રાજાઓ તેમને માટે અત્યંત ખૂબીથી મૂકવામાં આવેલી એ દલીલો ઉપર પોતાનો મદાર બાંધે, તો બ્રિટિશ હિન્દના સાંસ્થાનિક સ્વરાજ્યના અભિલાષો પ્રતિ સહાનુભૂતિ બતાવનારાં તેમનાં વચનોનું મૂલ્ય એકદમ ઓછું કરી નાંખવું પડે અને હિન્દના રાજ્યસંઘની યોજનાને કેવળ સ્વપ્ન સમ સમજવી પડે અને એ સ્વપ્ન ખરૂં પાડવાનું દૂરના અચોક્કસ ભાવી ઉપર છોડી દેવું પડે એમ અમને ચોક્કસ લાગે છે. સર લેસ્લીનું પહેલું વિધાન એ છે કે 'એ સંબંધની મૂળ ગાંઠ સંમતિ છે અને બ્રિટને તે અસંદિગ્ધપણે બહાલ રાખી છે.' આ વાત સાચી ગણાય. પણ તેથી સંધિ અને અરસપરસની સમજૂતીથી બંધાયેલાં કોઇ બે રાજ્યો કરતાં કાંઈ વધારે સૂચિત થતું નથી.

તેણે રજુ કરેલું બીજું વિધાન એ છે કે ' એ કરારો બે રાજ્યકર્તાઓ વચ્ચેના–રાજાઓ અને તાજ વચ્ચેના છે, નહિ કે કંપની સરકાર કે હિન્દી સરકાર સાથેના.'

આ વિધાન અમારા મનથી ઇતિહાસ કે કાયદાની નજરે વજુદદાર જણાતું નથી; અને એ પછી પણ, કાયદાનો સાચો સિદ્ધાન્ત ગમે તે હોય તો પણ, જે નિયમ છે તે એમ બતાવે છે કે રાજાઓ અને રાજ્યોને હિન્દી સરકાર સાથે જ સંબંધ રહ્યો છે અને તેમને તેના (હિન્દી સરકારના) હુકમો, ચુકાદા અને દરમ્યાનગીરીને વશવર્તી રહેવું પડયું છે : તેમણે કદાપિ 'તાજ' કે શાહી સરકાર સાથે વ્યવહાર કર્યો જ નથી. શહેનશાહ અને રાજા વચ્ચે અંગત સંબંધ હશે એ હકીકત અમારા મતે, કાયદાની વાસ્તવિક સ્થિતિમાં અથવા કાયદાની એ સ્થિતિ મુજબના

રીતસરના વ્યવહારમાં કશો ફેરફાર કે મોટી અસર નીપજાવી શકતી નથી.

ત્રીજું વિધાન એ છે કે 'એ સંબંધ તદ્દન કાયદેસરનો–પરસ્પરના હક્કો અને કર્તવ્યના બંધન ઉપર રચાયલો છે. એ કોઇ પણ અર્થમાં અનિયંત્રિત નથી.' અમે એમ માનતા હતા કે રાજાઓની મુખ્ય આપદા એ છે કે હિન્દી સરકાર રીતસરના વ્યવહારમાં, પોતાની આપખુદ રીતે, કાયદેસરના સંબંધને વટાવી દઇ રાજાઓની ઉપર હકુમત વિસ્તારતી જ જાય છે. અને જો રાજાઓ 'આ હકુમતના આપખુદ વિસ્તાર' સામે અવાજ ઉઠાવતા હોય તો અમારે મતે સમજી શકાય તેવી સ્થિતિ ગણાય. પણ આ વિધાન જે રીતે રજૂ થયું છે તે જોતાં, તેનું મહત્ત્વ વર્તમાન સ્થિતિ પરત્વે તેના વ્યવહારૂ ઉપયોગમાં છે તે કરતાં બ્રિટિશ હિન્દના શક્ય બંધારણીય વિકાસોને અંગે વધારે છે એ કાંઇક અંશે આશ્ચર્યકર છે.

ચોથું વિધાન એ છે કે 'રાજાઓએ આ કરારો કરતી વેળા તેમનો વિશ્વાસ બ્રિટિશ તાજ અને બ્રિટિશ પ્રજા ઉપર મૂકયો છે; અને તાજ એ કરાર ત્રીજા પક્ષને સુપ્રત કરી શકે નહિ. બ્રિટિશે સર્વોપરિ સત્તા તરીકે તમામ રાજ્યોનો બચાવ કરવાનું અને એટલે એ ફરજ અદા કરવા જોઇએ તેટલા લાવલશ્કર અને દરિયાઇ કાફલા સમેત હિન્દમાં રહેવાનું માથે લીધું છે. તે બીજી કોઇ પણ સરકારને, દાખલા તરીકે ફ્રાન્સ કે જાપાનની સરકારને, કેનેડા અગર ઓસ્ટ્રેલીઆ જેવી સાંસ્થાનિક સરકારને **અથવા બ્રિટિશ હિન્દને** પણ તે લાવલશ્કર સુપ્રત કરી શકે નહિ.' (કાળા અક્ષરો અમે કર્યા છે.)

## પ્રગતિ સામે અંતરાય

આ વિધાનની આવશ્યક ઉપપત્તિ તરીકે પાંચમા વિધાનમાં દર્શાવવામાં આવ્યું છે કે 'તાજ સામાન્ય રીતે તેના પ્રતિનિધિઓ ચૂંટી શકે, પણ એ પ્રતિનિધિના હિતસંબંધ તેની ફરજની સાથે અથડામણીમાં આવતા હોય તેવા પ્રસંગે પોતે પ્રતિનિધિ

તરીકે કાર્ય બજાવી ન શકે. જકાત, રેલ્વે, બંદર અને નિમકનો ઇજારો વગેરે રાજ્યની સાથે સમાન હિત ધરાવતી તમામ બાબતોમાં બ્રિટિશ હિન્દના અને કોઇ ચોક્કસ રાજ્યના હિતસંબંધ એક બીજા સાથે મળતા ન આવે એવો હમેશાં સંભવ છે. રાજ્યના–તેમાં ય ખાસ કરીને તેના સગીર વય વેળાના રાજ્યવહીવટ સમયે તેના–હક્કનું રૂડી રીતે જતન કરવું એ તાજની ફરજ છે અને હશે. મૂળ ધણીની ફરજ સાથે તેના પ્રતિનિધિના હિતસંબંધને અથડામણનો વારો અપાય?' જો આ સાચું હોય તો, સાંસ્થાનિક સ્વરાજ્યને માર્ગે બ્રિટિશ હિન્દની પ્રગતિના રાહમાં અસરકારક અંતરાય હમેશને માટે ઉભો કર્યો ગણાય; કારણ કે રાજાઓ અને બ્રિટિશ તાજ અને બ્રિટિશ પ્રજા સાથેના આ 'કરારો' અંગત સ્વરૂપના હોય, તો તો પછી હિન્દે હમેશને માટે દેશી રાજ્યો અને બ્રિટિશ હિન્દ એમ બે ટુકડામાં વહેંચાઇ જવું રહ્યું; અને બ્રિટિશ પ્રજાએ સદા કાળ યોગ્ય લાવલશ્કર અને દરિયાઇ કાફલો દેશી રાજ્યો પ્રતિની પોતાની ફરજો અદા કરવા નિમિત્તે નીભાવવાં રહ્યાં. અમે કહેવાની હિમ્મત ભીડીએ છીએ કે આ દલીલમાં કેવળ બુદ્ધિના ખેલ સિવાય અમને કાંઇ વધુ જણાતું નથી. એ ખોટી તુલનાથી શરૂ થાય છે અને તે તુલના લાગુ પાડતાં આ બાબતની નક્કર હકીકતોને ઠોકે મારે છે. 'રાજાઓ અને તાજ વચ્ચેના કરાર' એ બે ખાનગી વ્યક્તિઓ વચ્ચેના કરાર જેવા જ છે એવી માન્યતા માટે કશું સ્થાન નથી. સર લેસ્લી સ્કોટે જાતે જ તેના પત્રના આગલા ભાગમાં દર્શાવ્યું છે કે 'રાજાઓએ સર્વસત્તાધીશતાનાં કેટલાંક લક્ષણો તાજને આપી દીધા પછી પણ, તેઓ સર્વસત્તાધીશતાના કેટલાક અંશો ટકાવી રહ્યા છે.' આવા સર્વસત્તાધીશ તરીકે રાજાઓએ બીજા સર્વસત્તાધીશ સાથે વ્યવહાર કર્યો ગણાવો જોઇએ: ભલે પછી એ બીજો સર્વસત્તાધીશ કંપની સરકાર કે કીંગ–ઇન–પાર્લમેન્ટ હોય. વળી ખાનગી શખસો વચ્ચેનો કરાર એવા અંગત સ્વરૂપનો હોય છે કે અન્ય કોઇથી તેનાં ન કર્તવ્યો બજાવી

શકાય એમ કહેવું તે પણ સાચું નથી. અહીં કરાર કરનાર પક્ષોમાંના એકને સામા પક્ષમાં કોઇ ખાસ વિશ્વાસ હોવાનો સવાલ છે જ નહિ. આ કહેવાતા 'કરારો' તો સંયોગોના દબાણને લીધે થયેલા અને બ્રિટિશ જેવી અન્ય કોઇ સત્તાની સાથે પણ એ જ અથવા એવી જાતના જ કરાર થાત. સર લેસ્લીની દલીલ હિન્દી સરકારના સ્થાપિત વ્યવહારને ભૂલી જાય છે અને 'કાયદેસરના સંબંધો' મુકરર કરવામાં કહેવાતા પ્રાથમિક સિદ્ધાંતોને નામે એ અકાટ્ય અને નક્કર હકીકતની અવહેલના કરે છે કે છેક કંપની સરકારના આરંભથી તે આજ સુધી રાજાઓ અને રાજસ્થાનો સાથે હિન્દી સરકાર અને એકલી હિન્દી સરકાર જ કામ લે છે.

## કાયદાના કયા સિદ્ધાન્ત મુજબ?

આ દલીલ રાજાઓ અને બ્રિટિશ પ્રજા વચ્ચે અંગત વિશ્વાસનું તત્ત્વ દાખલ કરે છે, જે સહેલાઇથી ન સમજી શકાય તેવું છે. એ એમ સૂચવે છે કે ભૂત અને વર્તમાન કાળની હિન્દી સરકારે આજ સુધી તાજ તરફથી સુપ્રત થયેલી સત્તાનો અમલ કર્યો છે તે હિન્દી રાજા અને રાજ્યોને માન્ય હતો અને છે; પણ હિન્દનું ભાવી રાજ્યતંત્ર જો સાંસ્થાનિક સ્વરાજ્યના સ્વરૂપનું હોય તો તે તેમને સ્વીકાર્ય નહિ બને. સાદી ભાષામાં કહીએ તો આનો અર્થ એ ઠરે કે હિન્દની ભૂત અને વર્તમાન કાળની સરકારો તેમની રચનામાં ખાસ કરીને પરદેશી હોવાથી તથા હિન્દની મતાધિકારી જનતાને બિનજવાબદાર હોવાના સબબસર આવકારદાયક હતી, જ્યારે ભવિષ્ય કાળની જવાબદાર હિન્દી સરકાર હિન્દી રાજાઓને સ્વીકાર્ય થઇ શકશે નહિ, કેમકે તે સરકાર તે રાજાઓના જ દેશબાંધવોની બનેલી હશે અને તેમના દેશબાંધવો માંહેના મતાધિકારીઓને જવાબદાર રહેશે. ઘડીભર માની લઇએ કે વાત એમ જ છે, તો પણ જ્યારે કોઇ 'કરાર' પ્રતિનિધિ દ્વારા પૂરો થતો જાય, ત્યારે એ પ્રતિનિધિની પસંદગી મૂળ

ધણી ઉપર નહિ રહેતાં 'કરાર' કરનાર સામા ધણી ઉપર રહે એવા વિધાનને કશો અવકાશ છે? અમે બતાવી ગયા છીએ કે આજ સુધી એ કરાર 'ભુરા' રાજાઓને દેખીતી રીતે સંતોષ મળે તેમ 'સફેદ' પ્રતિનિધિઓએ પૂરો કર્યો છે. હવે અમે પૂછીએ છીએ કે તો પછી કાયદાના કયા સિદ્ધાન્ત પર એ 'કરાર' આ 'ભુરા' રાજાઓને કદિ વધુ નહિ તો એટલો જ તો સંતોષ મળે તેવી રીતે 'ભુરા' પ્રતિનિધિઓ પૂરો ન કરી શકે?

## ચેતવણીનો સૂર

જ્યાં પ્રતિનિધિઓની ફરજ સાથે તેના હિતસંબંધોની અથડામણ થતી હોય તેવે પ્રસંગે મૂળ ધણી તે પ્રતિનિધિને સત્તા સોંપી ન શકે એ દલીલ હવે અમે વિચારીએ. આ વાતમાં પણ એમ જ જણાય છે કે નક્કર હકીકતોને નેવે મૂકવામાં આવી છે. તેમની દલીલ એ હકીકતની સદંતર ઉપેક્ષા કરે છે કે હાલની હિન્દી સરકારની ફરજ અને તેના હિતસંબંધની વચ્ચે અથડામણીના પ્રસંગ આવ્યા છે ત્યારે પણ, તેણે તાજના પ્રતિનિધિ તરીકે, અંતરમાં કોઇ પણ જાતનો આંચકો ખાધા વિના રીતસર વહીવટ કર્યા કર્યો છે: એવા પ્રસંગે તાજે એટલે કે મૂળધણીએ પણ કશું દુઃખ બતાવ્યું નથી કે હિન્દી રાજ્યોએ કોઇ પણ જાતનો જાહેર વિરોધ કર્યો નથી. ત્યાર બાદ સર લેસ્લી સ્કોટ કહે છે કે "જ્યારે કાયદેસર સંબંધોનો ચોખ્ખ થાય-એટલે કે એ સંબંધો પરત્વેની તેની પોતાની માન્યતા પ્રમાણે-ત્યારે હિન્દના બે ભાગો વચ્ચે એકસુરીલા વ્યવહાર માટે સુઘટિત બંધારણીય તંત્ર ગોઠવી શકાશે. અને રાજ્યોએ તો કયાનું સ્પષ્ટ કર્યું છે કે તેઓ આવી યોજનાને વાજબી ધોરણે અનુસરવાને તૈયાર છે તેમ જ ખુશ છે." બીજા શબ્દોમાં કહીએ તો, અંગત સંબંધો, અંગત વિશ્વાસ, અને એના પરિણામ તરીકે સર્વોપરિ સત્તાએ તેની ફરજો અદા કરવા હિન્દમાં રહેવાનો તેનો ધર્મ-એ ત્રણ વસ્તુઓવાળી સર લેસ્લી સ્કોટની યોજના સ્વીકારાય તો, રાજાઓ બ્રિટિશ હિન્દ

સાથે વાજબી શરતોએ મળતા થવાને તૈયાર થશે અને ખુશી પણ બતાવશે. એકવાર આ દલીલને સંગીન તરીકે સ્વીકારવામાં આવે તો, પછી બ્રિટિશ હિન્દ અને દેશી રાજ્યો વચ્ચેના સુસંબંધ માટે ગમે તે તંત્ર યોજાય તો પણ, હિન્દના સાંસ્થાનિક સ્વરાજ્યનો સવાલ સદાકાળને માટે રદ થવો જોઇએ એ ઉઘાડું છે. અમે બતાવી ગયા છીએ કે આ દલીલ તદ્દન પોકળ છે અને અમે અંતઃકરણ પૂર્વક આશા રાખીએ છીએ કે દેશના વિશાળતર હિતોના ભોગે કાયદાની આ ફાટિબાજી ફાવી નહિ જાય. વધુમાં અમે એમ આશા રાખીએ છીએ કે રાજાઓનો સ્વદેશપ્રેમ અને મુસદ્દીગીરી, તેમની પ્રજામાં વધતા જતા સ્વાતંત્ર્યપ્રેમ અને દેશદાઝથી પ્રોત્સાહિત બની, હિન્દના સ્વરાજ્ય-તંત્ર અને તેમની વચ્ચેના પ્રશ્નોના નિકાલ માટે સાચું તંત્ર સ્થાપવાના માર્ગે જશે, નહિ કે જેનાથી પોતાને કશો ફાયદો નથી અને જે સત્યાનાશને જ માર્ગે ખેંચી જાય એવી ભયંકર શક્યતાઓ ધરાવે છે એવા કાયદેસરના સંબંધના સૈદ્ધાન્તિક સવાલનો ચુકાદો કરવા પાછળ ચિત્ત દોડાવશે. અરસપરસનો સંબંધ અરસપરસની સંમતિથી જ સંતોષકારક રીતે નક્કી થઇ શકેઃ અને અમે માનીએ છીએ કે હજી એ માટે પુષ્કળ અવકાશ છે. છતાં પણ અમારે સાવચેતીનો સૂર કાઢવો જોઇએ કે જેને હકીકતોની સાથે કશો જ સંબંધ નથી એવી ફાંટિબાજ દલીલબાજી હિન્દના કુદરતી અને વાજબી અભિલાષને અવરોધી શકશે નહિ કે પરાજીત કરી શકશે નહિ; એમ કરવા દેવામાં પણ આવશે નહિ.

## મહત્ત્વના રાજકીય મુદ્દાઓ

સર લેસ્લી સ્કોટના પત્ર માંહેના નીચેના ભાગની અમે ખાસ નોંધ લઇએ છીએ:

'આ રાજકીય સવાલો સમગ્ર હિન્દના ભાવી માટે પ્રથમ દરજ્જે મહત્ત્વના છે. બ્રિટિશ હિન્દ માટે નીમાયલા શાહી પંચ ઉપર પાર્લામેન્ટે જે કામ નાંખ્યું છે તે કામમાં સર જોન

સાયમન અને તેના જોડીદારોને સફળતા મેળવી આપવામાં આ સવાલોનું ડહાપણભર્યું નિરાકરણ સાધી રીતે અસરકારક બનશે. સામ્રાજ્યના દૃષ્ટિબિંદુથી જોતાં, હવે રાજાઓની સાથે મુસદ્દીગીરીભર્યું વર્તન બ્રિટિશ સામ્રાજ્ય પ્રતિ હિન્દના ભાવી વલણની બાબતમાં જરૂર અગત્યનો ભાગ ભજવશે.'

આમ, પડદા પાછળ બટલર કમીટીએ કરેલા નિર્ણયો, બ્રિટિશ હિન્દની પ્રજાને રજુઆતની તક પણ આપ્યા વગર, બ્રિટિશ હિન્દનું ભાવી ઘડવાના છેઃ અને સર જોન સાયમન અને તેના ગોઠીયાઓને પાર્લામેન્ટે સોંપેલા કામને તેમણે સફળતાપુર્વક પૂરું કરેલું હોય તો, તેમણે તેમને 'આવા પ્રથમ દરજ્જાની મહત્તાના' જે રાજકીય સવાલો સોંપવામાં નથી આવ્યા તે સવાલો પરત્વે બટલર કમીટીના 'ડહાપણભર્યાં નિરાકરણ'થી દોરાવાનું છે. આવી આગાહીઓ તો કેટલાય વખતથી થઇ રહી હતી અને જુદા જુદા તખ્તા પરથી જાહેર પણ થઇ હતી. શાહી તપાસ-પંચ (કમીશન) શું કરવાનું છે તે હવે અમે બરાબર જોઇ શકીએ છીએ. સર લેસ્લી સ્કોટે સૂચવેલા આ બધા મુદ્દાઓનો એક જ ડહાપણભર્યો ઉકેલ છે. અને તે એ કે 'બ્રિટિશ સરકારે પોતાની ફરજો અદા કરવા માટે જરૂરી એવા લશ્કર અને દરિયાઇ કાફલા સહિત હિન્દમાં રહેવું જોઇએ.' શાહી તપાસપંચની ભલામણોની આ સત્તાવાર આગાહી કરવા માટે અમે સર લેસ્લી સ્કોટનો આભાર માનીએ છીએ, કારણ કે તેથી. કમીશન પરત્વે હિન્દના સર્વ જાણીતા પક્ષે એ અખત્યાર કરેલું વલણ એકદમ વાજબી ઠરે છે.

તાજ અને હિન્દી રાજાઓ વચ્ચેના સંબંધના મુદ્દાને બાજુએ મૂકીને અત્યારે જે સ્થિતિ વર્તે છે તે જોતાં, હિન્દી રાજાઓ તેમને અથવા તેમનાં રાજ્યોને લગતી તમામ બાબતમાં હિન્દી સરકાર સાથે જ સીધા સંપર્કમાં આવે છે એ વસ્તુસ્થિતિ છે તેમ વ્યવહાર પણ છે, એમ કહેવામાં અમે સાચા છીએ અને અમે એ જ પ્રતિપાદન કરીએ છીએ. હિન્દી રાજ્યો ઉપર

હિન્દી સરકારનો રાજપ્રકરણી મંત્રી વિશાળ સત્તાઓ વાપરે છે એ ઘણી જાણીતી વાત છે. હિન્દી સરકારના સભ્ય બન્યા વગર પણ તે સભ્ય તરીકેના રીતસર તમામ કાર્યો કરે છે, કારણ કે રાજકીય દફ્તર સાચવવા માટે ખાસ અલાયદા સભ્યની ગોઠવણ હોતી નથી; અને તે એ માન્યતાથી કે ગવર્નર જનરલના સીધા હવાલા નીચે જ રાજકીય ખાતું આવેલું છે. હાલની સ્થિતિ તો એ છે કે રાજકીય ખાતું જો કોઇ રાજા અથવા રાજ્ય વિરૂદ્ધ ચુકાદો આપે તો તે સામે દાદ માગવાનો તે રાજા માટે એક જ માર્ગ ઉઘાડો રહે છે અને તે માર્ગ અમુક શરતો અને ચોક્કસ મર્યાદા અનુસાર હિન્દી વજીરને અપીલ કરવાનો માર્ગ છે. ચાલુ સંયોગોમાં આ પણ એક કીંમતી હક્ક લેખાય છે, એ અમારી જાણ બહાર નથી; પણ હિન્દમાં ચાલતી ઘણી અસંતોષકજનક કાર્યવાહીને લીધે જ દેખીતી રીતે એમ મનાય છે. એ પણ ખુલ્લું છે કે જે ખટલો ન્યાયનાં ધોરણો મુજબ નથી ચાલ્યો તેને માટે અપીલનો હક્ક એ અતિ અલ્પ મહત્ત્વનો છે. અમે માનીએ છીએ કે ભવિષ્યમાં તેની જગ્યાએ ઉચિત બંધારણીય ધોરણો દાખલ કરવાનું બની શકે તેમ છે.

## અન્યાયી વર્તન

સામાન્ય અનુભવ પ્રમાણે તો જે વિષયોમાં હિન્દી રાજ્યો હિન્દી સરકાર સાથે સંપર્કમાં કે ઘર્ષણમાં આવવાના પ્રસંગો બને છે તે તો જકાત, આબકારી, પરહદપ્રવેશ, રેલ્વે, ટપાલ ઓફીસ, બંદર અને ડક્કાને લગતા છે. આ ઉપરાંત આત્મરક્ષાનું મોટું સમાન હિત છે. આ બાબતોમાં દેશી રાજ્યોની જે મૂંઝવણો ગણવામાં આવે છે તે શું છે તે તપાસ કરવાનું આપણે માટે જરૂરી નથી જવાબદાર હિન્દી રાજાઓ અને હિન્દી રાજ્યના પ્રધાનો જેને હિન્દી સરકારને હાથે થતા અન્યાયી વર્તન તરીકે વર્ણવી રહ્યા છે અને જેની સામે કોઇ કોઇ વાર અવાજ ઉઠાવે છે એ બીનાની જ અમો તો અહીં માત્ર નોંધ

લઇએ છીએ. આ મૂંઝવણો કેટલે અંશે અને વધુમાં વધુ કેવી રીતે ટાળી શકાય એ તો તપાસ અને સંયુક્ત ચર્ચાનો વિષય છે. પણ અમે એટલું માનવાની હામ ભરીએ છીએ કે એ મૂંઝવણોનો નીકાલ હિન્દી સરકારના ચાલુ બંધારણની અખંડિત હસ્તી સાથે કંઇ અટળપણે જોડાયેલો નથી, અથવા આ વિષયની સંપૂર્ણ કારવાઇ માટે તદ્દન અલગ અને સ્વતંત્ર તંત્રની સ્થાપના સાથે કાંઇ અટળપણે જોડાયેલો નથી. આ સવાલમાં અમે ઉંડે જતા અચકાતા હોઇએ તો તેનું મુખ્ય કારણ એ છે કે થોડા માસ થયા જે યોજના વિચારણામાં છે તે વિષે આજ સુધી જાહેર જનતાને પૂરતું જાણવા દેવામાં આવ્યું નથી. પણ હિન્દી રાજાઓના સલાહકાર સર લેસ્લી સ્કોટે વિલાયત માટે પ્રસ્થાન કરતાં પહેલાં, આ બાબતમાં કરેલાં નિવેદનો પરથી જો અમને અમારા પોતાના અભિપ્રાયો બાંધવાની છૂટ હોય, તો હિન્દી રાજ્યો માટે ગવર્નર જનરલ સાથે રહીને કામ કરવા એક અલગ કાઉન્સીલને હસ્તીમાં આણી રાજ્યતંત્રને દુહરાવવાનો જે પ્રયાસ થઇ રહ્યો છે તે સામે અમે સાવચેતીનો સૂર કાઢીએ છીએ. એ નવું તંત્ર ભારે અગવડભર્યું થઇ પડશેઃ અને એ ઉપરાંત, એથી બ્રિટિશ હિન્દ અથવા ભાવી સ્વરાજ્ય સરકાર સાથેના વાંધાની બાબતમાં કશો નીકાલ આણી શકાશે નહિ. દ્વિમુખી શાસનપદ્ધતિમાં રહેલી તેની અનુષંગી અગવડો, ગુંચો અને બંધારણની મુશ્કેલીઓ સાથે એ પદ્ધતિનો ઝેરી વિસ્તાર વધતો હોય એમ અમને લાગે છે.

સર માલ્કમ હેલીના જે ભાષણનો અમે ઉલ્લેખ કરી ગયા છીએ તેમાં કોઇક પ્રકારનો સંઘ સ્થાપવાની આગાહી કરવામાં આવી છેઃ અને એવો જ ખ્યાલ સર લેસ્લી સ્કોટના મનમાં પણ હોય એમ માનવામાં કશી શંકા જેવું નથી. પણ જો હિન્દી બંધારણ સંઘના ધોરણે રચાય—અને તે સારી રીતે રચાય એમ અમે માનીએ છીએ—તો સંઘ પરત્વે હિન્દી રાજ્યોની સ્થિતિ ચોક્કસ નિર્ણય માગી લ્યે છે, તેમ જ આ વિષય પરત્વેના વિચારોની સ્પષ્ટતા થવાની જરૂર છે

એમ અમને લાગે છે. હિન્દી રાજ્યો ખરેખરા સંઘમાં જોડાવાને ખુશી અને તૈયાર છે? આ સવાલ અમે પૂછીએ છીએ તેનું કારણ એ છે કે અમે માનીએ છીએ કે રાજાઓ અને સર લેસ્લી સ્કોટ જે માર્ગે કાર્ય કરી રહ્યા છે તે, સંઘનો અત્યારે જે અર્થ સમજાય છે તે જોતાં, કોઇ પણ પ્રકારના સંઘ તરફ દોરે તેમ જણાતું નથી. પ્રોફેસર ન્યુટન કહે છે કેઃ 'સંઘ—રાજ્ય એ કેટલાંક સર્વસત્તાધીશ રાજ્યોનું કાયમી મંડળ છે. એ બધાં રાજ્યોએ સંઘનું બંધારણ સ્વીકારવાથી, અથવા બીજું તે રાજ્યોના શહેરીઓએ સંઘનું બંધારણ સ્વીકારવાથી એ બધાંને સમાન એવા કોઇ ઐતિહાસિક પાયા ઉપર એ કાયમી મંડળ રચાય છે. મધ્યવર્તી સરકારનો અમલ જોડાયેલાં રાજ્યો ઉપર જ માત્ર નહિ. પણ તેમના શહેરીઓ ઉપર પણ સીધી રીતે ચાલે છે. રાજ્યની આંતર અને બાહ્ય સર્વસત્તાધીશતા જોખમાય છે; અને ઘણા ખરા કિસ્સાઓમાં તો એકલું સંઘમંડળ જ આંતરરાષ્ટ્રીય સંબંધો બાંધે છે.' હિન્દી રાજ્યો જો હિન્દી ધારાસભાના કાયદાઓને અને નીતિને પોતાના મતથી અને બીજી રીતે અસર પહોંચાડવા અર્થે, સંઘમાં જોડાવા ઇચ્છતા હોય અને એ ધારાસભાએ પસાર કરેલા સમાન કાયદાને તાબે દેવાને ખુશી ન હોય તો અમારા મત પ્રમાણે, એકદમ એકતરફી જ ગોઠવણ ગણાશે. સંઘના તત્ત્વનો જ આમાં તો વિપર્યાસ થયો ગણાશે. જો હિન્દી રાજ્યો સંઘના તત્ત્વનું પૂરેપૂરું રહસ્ય પામી જઇને આવા સંઘમાં જોડાવા ખુશી હશે તો અમે તેના નિર્ણયને અંતઃકરણપૂર્વક વધાવી લઇશું અને તેમના હક્ક અને વિશિષ્ટાધિકારોના પૂર્ણ ઉપભોગ અર્થે અમારી સત્તામાં હોય તેટલું સઘળું કરીશું. પણ એમણે મનમાં એટલી તો ગાંઠ વાળી જ લેવી જોઇએ કે એથી એમણે એમનાં રાજ્યોમાં ચાલતી રાજ્યપદ્ધતિ અને વહીવટની પ્રથામાં કદાચ વધતા ઓછા પ્રમાણમાં સુધારણા કરવાની જરૂર રહેશે. દેશી રાજ્યો સંઘમાં વિધિપૂર્વક જોડાવાનો નિરધાર કરશે એવી અમને મળેલા અનુભવની રીતે જોતાં આશા અને આસ્થા રહે છે. દરમ્યાન, અમે

માનીએ છીએ કે વહીવટી અને બીજી બાબતો પરત્વેના અરસપરસના ભેદોના નિકાલ માટે ઉચિત તંત્ર ગોઠવવાનું કોઇ રીતે અશકય નથી. રાજાઓનો સંબંધ સિદ્ધાન્ત તરીકે હિન્દી સરકાર સાથે છે કે તાજ સાથે છે એ સવાલની શુષ્ક અને વિતંડાવાદી ચર્ચા કરતાં, અમારા અભિપ્રાય મુજબ, તેમના સંધિ-હક્કોના રક્ષણનો તેમ જ તેમણે આજ સુધી જે સ્વતંત્રતા ભોગવી છે અથવા હોવાનો દાવો કર્યો છે તે સ્વતંત્રતાના રક્ષણનો વ્યવહારૂ સવાલ કયાંય વધારે મહત્ત્વનો છે.

## અમારી ભલામણો

એથી અમે નીચેની કલમોનો સમાસ કરીએ છીએ: (અ) કંપની સરકાર અને હિન્દી રાજ્યો વચ્ચે થયેલી તમામ સંધિઓ અને ત્યાર પછી થયેલી બીજી સંધિઓ, જેટલે અંશે આ કાયદાના પ્રારંભમાં અમલમાં હશે તેટલે અંશે, 'કોમનવેલ્થ' ઉપર બંધનકર્તા ગણાશે. (બ) આ કાયદો પસાર થતાં પૂર્વે હિન્દી સરકાર હિન્દી રાજ્યો પરત્વે જે ફરજો બજાવતી અને જે હક્કો ભોગવતી તે 'કોમનવેલ્થ પણ બજાવશે અને ભોગવશે.' આ સૂચના અમે કોઇ ખ્વાબીપણા કે ગુમાનથી કરતા નથી. ભાવી હિન્દી સરકાર ઉપર આવી કલમોથી શાં બંધનો અને જવાબદારી પેદા થાય છે એ સંપૂર્ણ રીતે અમારા ખ્યાલમાં છે. અમે જરૂર માનીએ છીએ કે ભવિષ્યની હિન્દી સરકાર લાંબા કાળથી જાળવી રાખેલા વિશિષ્ટાધિકારો અથવા ભાવોની અવગણના કરવાની ઇચ્છાથી નહિ, પણ મીઠી મહોબ્બતભર્યો સંબંધ એકબીજામાં ઉત્તેજવાના ઇરાદાથી, પોતાની ફરજો બિલકુલ પૂરી કરશે. એવી જ રીતે, સંધિ, કરાર, સનદ અથવા ઇતર દસ્તાવેજ વગેરેમાંથી ઉભી થતી હરકોઇ બાબતમાં 'કોમનવેલ્થ' અને હિન્દી રાજ્ય વચ્ચે મતભેદ ઉભો થાય ત્યારે જો એ બાબત ન્યાયની અદાલત પાસે લઇ જઇ શકાય તેવી હોય તો, ગવર્નર જનરલ-ઇન-કાઉન્સીલ, રાજ્યની સંમતિથી, સદરહુ વસ્તુ ચુકાદા માટે સર્વોપરિ અદાલત ( સુપ્રીમ કોર્ટ )

પાસે મૂકે એમ અમે સૂચવ્યું છે. અમે માનીએ છીએ કે અત્યારની સ્થિતિમાં, હિન્દી સરકાર અને દેશી રાજ્યો વચ્ચેની તકરારની બાબતમાં પક્ષકાર અને ન્યાયાધીશ બન્ને હિન્દી સરકાર જ હોય છે, તેને બદલે આવી બાબતોનો નિકાલ કાઢવાની આ પદ્ધતિ કયાંય વધારે બહેતર જણાશે. એ સર્વોપરિ અદાલતના ન્યાયાધીશો, સર્વોચ્ચ કાનુની કેળવણી, ચારિત્ર્ય, અને ન્યાયકાર્યને છાજતા સ્વાતંત્ર્યથી વિભૂષિત થયેલા નરો હશે એવી અમે આશા રાખીએ છીએ એ કહેવાની પણ ભાગ્યે જ જરૂર રહે છે.

નાણાંપ્રકરણી અને વહીવટી સંબંધો જેવી ન્યાયની અદાલત પાસે ન લઇ જઇ શકાય તેવી બાબતોનો આપસ આપસમાં મળી લઇને અને સમજાવટથી એકમતે નિકાલ કરવાનું કામ કાંઇ આકરૂં થઇ પડવું જોઇએ નહિ. ગમે તેમ તોય આજના કરતાં ભવિષ્યમાં વધારે કફોડી સ્થિતિ થાય એમ અમને લાગતું જ નથી. ખરી રીતે તો જ્યાં જુદાં જુદાં રાજ્યો વચ્ચે પ્રામાણિક મતભેદ વર્તે છે અને જ્યાં યોગ્ય અને ન્યાયી સમાધાની આણવાનો સ્વતંત્ર યત્ન આદરવામાં આવે છે, ત્યાં એ સ્થિતિ અવશ્યમેવ બહેતર થશે. આખરી મંજૂરી માટેના અનિચ્છનીય ખ્યાલો કરતાં વ્યવહારૂ સદ્ભાવ તેમ જ વિશાળ સમાન હિતસંબંધોની કીંમત ઘણી ચડીયાતી છે. સમાન રક્ષણનો સવાલ હિન્દી રાજ્ય અને હિન્દી સરકાર વચ્ચે ભવિષ્યમાં એકત્ર થવાના મધ્યબિન્દુ રૂપ બનશે એમ અમને ખુલ્લું દેખાય છે. અને જો ભૂતકાળમાં સામાન્ય ફરજો ટકાવી રાખવી અને સમસ્ત દેશ પ્રતિની ફરજનું ભાન જાગૃત રાખવું શકય હતું, તો અમને ભવિષ્યમાં એ માટે નિરાશ થવાનું કારણ જણાતું નથી.

આ નિરીક્ષણો કરતાં, અમને એમ લાગે છે કે હિન્દી રાજાઓના પ્રતિનિધિઓ સાથે આ વિષય છણવાના લાભથી અમે વંચિત રહ્યા છીએ. અને જો એવો લાભ મળી શકયો હોત તો અલબત્ત આ આખા યે સવાલના કોઇ કોઇ અંધારા

ખૂણા પર વિશેષ પ્રકાશ પડવાનું બની આવત એમ પણ અમને લાગે છે. દરમ્યાન હાલ તો અમે એટલું જ કહીને સંતોષ માની- શું કે જેમાં સ્થાનિક એકમો-પછી ભલે તે દેશી રાજ્યો કે પ્રાન્તો હોય-સ્વાયત્ત શાસન વધુમાં વધુ અંશે ભોગવે એવો સંઘ જ જવાબદાર રાજ્યતંત્રના પાયારૂપ બની શકશે, એ અમે સ્વીકારીએ છીએ; પણ 'હિન્દી રાજ્યો જ્યાં સુધી આ સંઘમાં સંપૂર્ણ વિધિપુરઃસર જોડાવાનો નિર્ણય ન કરે ત્યાં સુધી બ્રિટિશ હિન્દને સંપૂર્ણ જવાબદાર રાજ્યતંત્ર અથવા સાંસ્થાનિક સ્વરાજ્યની ના જ પાડવી જોઈએ, કારણ કે તાજ અથવા અત્યારની હિન્દી સરકારની હિન્દી રાજ્યો પ્રતિ જે જવાબ- દારી રહી છે તે અપ્રજાશાસિત એવી મધ્યસ્થ સરકારથી જ અદા કરી શકાય અને એટલા માટે તે સરકારે અપ્રજાશાસિત રહેવું જ જોઈએ એમ માનવામાં આવે છે' તે વસ્તુનો અમે સ્વીકાર કરી શકતા નથી. આ દલીલનો અર્થ તો એમ થયો કે દેશી રાજ્યો બ્રિટિશ હિન્દની પ્રગતિ પ્રતિ સહાનુભૂતિનાં વચનો ઉચ્ચારવાની સાથોસાથ, કોઈ સંસ્કારી સ્વાર્થબુદ્ધિથી નહિ, પણ અમારા ઉદ્દેશ અને અભિ- લાષ સામે રીતસરની દુશ્મનાવટ કરવાની પાપબુદ્ધિથી, અમારા ઉદ્દેશો અને અભિલાષોને પરાજય આપવાના છે.

•

# સર્વ રાજસ્થાન પ્રજાપરિષદ

એટલે

રાજસ્થાનોની મુંગી સાત કરોડ પ્રજાને
માટે અને નામે મનુષ્ય તરીકેના તમામ
હક્કો મેળવવાની ઝુંબેશ.

તમે રાજસ્થાની છો?

તો અવશ્ય સર્વ રાજસ્થાન પ્રજાપરિષદની
પતાકા નીચે આવજો, તમારા રાજ્યના
પ્રશ્નો અને પ્રજાનાં દુઃખ-ફરિયાદથી તેને
વાકેફ કરજો, તમારાથી પૂરી શકાય તે
બધી રીતે તેનામાં બળ પૂરજો.

પત્રવ્યવહારનું સરનામું
મંત્રી : સર્વ રાજસ્થાન પ્રજાપરિષદ
અશોક બીલ્ડીંગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ ૨.